# પહેલો ફાલ

[ ત્રીસ વાર્તાઓનો સંગ્રહ ]

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.



પ્રાપ્તિસ્થાન

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : અમદાવાદ.

બીજી આવૃત્તિ : ૧૯૪૭

કિંમત : **સવા ચાર રૂપિયા**

: પ્રકાશક :
શંભુલાલ જગશીભાઈ શાહ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધીરસ્તો : અમદાવાદ

: મુદ્રક :
ગોવિંદલાલ જગશીભાઈ શાહ
પાનકોર નાકા, જુમ્મામસીદ સામે,
અ મ દા વા દ



શ્રી. નરેન્દ્ર મહેતા

શ્રી. પૂર્ણિમા મહેતા

શ્રી. પ્રબોધ દીવાન

શ્રી. મેના દીવાન

—એમને સસ્નેહ અર્પણ

# પ્રાસ્તાવિક ઉલ્લેખ

'**હાસ્યવિહાર**' નામનો મારો વાર્તાસંગ્રહ ઈ. સ. ૧૯૩૧માં અને '**વાર્તાવિહાર**' નામનો વાર્તાસંગ્રહ ઈ. સ. ૧૯૩૨ માં પ્રસિદ્ધ થયેલો. વર્ષો થયાં એ બંનેની પહેલી આવૃત્તિ ખપી ગયેલી. આ "પહેલો ફાલ" સંગ્રહમાં "હાસ્યવિહાર"ની પહેલી અને છેલ્લી એમ બે કૃતિ લેવામાં નથી આવી. "વાર્તાવિહાર"માંથી ૧, ૨, ૧૦, ૧૧ અને ૧૭ નંબરની વાતો અને નાટિકાઓ નથી લીધી. છેલ્લી બે વાતો નવી મૂકી છે.

૬૧-૬૨, ટાગોર રોડ,
સાંતાક્રુઝ, મુંબઈ નં. ૨૩
૧-૭-૧૯૪૭

**ધનસુખલાલ મહેતા**

# આ લેખકની અન્ય કૃતિઓ

૧. મેટરલિંકના નિબંધો
૨. ભૂલના ભોગ અને બિચારો
૩. હું, સરલા અને મિત્રમંડળ
૪. અસાધારણ અનુભવ અને બીજી વાતો
૫. વિનોદ વિહાર
૬. ભૂતના ભડકા
૭. સાસુજી
૮. છેલ્લો ફાલ
૯. સરી જતું સૂરત
૧૦ મીઠી નજરે
૧૧. આરામ ખુરશીએથી
૧૨. આથમતે અજવાળે
૧૩. અમે બધાં ( જ્યોતિન્દ્ર દવે સાથે )
૧૪. અર્વાચીના ( અવિનાશ વ્યાસ સાથે )

પ્રસિદ્ધિને પંથે—

૧૫. સાહિત્યને આરે

# : અનુક્રમણિકા :

# ૧. રાજકન્યા અને ભરથરી

હજી હમણાં જ સૂર્યોદય થયો હતો. તેનાં ઝીણાં ઝીણાં કિરણો વાદળીઓને વીંધીને પ્રકાશ નાખવા પ્રયત્ન કરતાં વાદળીઓમાં જ સમાઈ જતાં હતાં. વિશાલ ભૂમિમાં પર્વત જેવો શોભતો એક પ્રચંડ કિલ્લો હતો. કિલ્લાની આસપાસની ભૂમિમાં કુદરતે પોતાનું સૌંદર્ય ખાલી કર્યું હોય તેમ જણાતું હતું. સ્વર્ગ સિવાય અન્ય સ્થળે ભાગ્યે જ આવું સૌંદર્ય નિહાળાતું હશે.

ખળખળ કરતા વહેતા નિર્મળ ઝરાઓ અનેક વૃક્ષોથી કુદરતની અનેરી શોભામાં અવનવીન વધારો કરતા. નાના મોટા ગિરિશૃંગો, સૂર્યપ્રકાશને મહાત કરનારાં આંબાવાડિયાં, તાડનાં વનો અને નાની નાની નદીઓ કિલ્લાની આસપાસ વીંટળાઈ વળ્યાં હતાં. પૃથ્વીમાંથી હજી રાત્રિની નિર્મળ શાંતિ ગઈ ન હતી. રાજકન્યા કિલ્લાના ગગનચુંબી ગોખમાં આવીને બેઠી હતી. શાંતિમાં વિઘ્નરૂપ થઈ પડતા પણ સૌંદર્યમાં ઓર વધારો કરતા પક્ષીઓના કલરવ કિલ્લાની ભીંતોને અથડાઈને રાજકન્યાના કર્ણમાં પ્રવેશ કરતા હતા.

શું રાજકન્યા આ સૌંદર્ય નિહાળવા નિદ્રા તજીને ગોખમાં આવીને બેઠી હતી? ના, ગોખમાં બેઠેલ રાજકન્યાની દૃષ્ટિ ભૂમિની જાગૃતિનાં ચિહ્નો જોવામાં કે આકાશમાં ક્ષણે ક્ષણે બદલાતા રંગભણી જોવામાં રોકાઈ ન હતી. રાજકન્યાની દૃષ્ટિ પોતાને લાગતી વધુ અનુપમ સુંદરતા જોવામાં ઠરી રહી હતી. સુવર્ણ આરસીમાં પોતાનું જ વદન જોતી રાજકન્યાના હૃદયમાં અન્ય સુંદર વસ્તુઓ માટે સ્થાન ન હતું.

રાજકન્યાની સુંદરતા ખરેજ અવર્ણનીય હતી, અનુપમ હતી. વિધાતાએ અન્ય મનુષ્યોના સ્થૂલ દેહાંતમામાં ભાગ્યેજ આવી સંપૂર્ણ સુંદરતા મૂકી હશે. જ્યારે જ્યારે રાજકન્યા કોઇક અન્ય સુંદર વસ્તુ જોતી, ત્યારે ત્યારે કટિમેખલામાં હમેશ ભેરવાઈ રહેતી સુવર્ણ આરસી કાઢીને પોતાની સુંદરતા સરખાવતી અને ગણગણતી :

"મારી સુંદરતા આના કરતાં વિશેષ છે."

તરતનાં જ ખીલેલાં દેવની હથેલી જેવાં કમળને જોઇને પણ રાજકન્યાએ આ જ ઉદ્‌ગાર કાઢ્યા હતા. રાત્રિમાં ઝબૂકતા તારલા નિહાળીને રાજકન્યા આ જ શબ્દો બોલી હતી. રાત્રિએ ખીલતી ચંદ્રિકાના શીતલ પ્રકાશને પણ રાજકન્યાએ પોતાના અદ્દ્‌ભુત સૌંદર્ય આગળ તુચ્છ ગણ્યો હતો. પિતાના વિશાલ રાજ્યમાંની અનેક સુંદરીઓનાં સૌંદર્ય પણ તેણે પોતાની સુંદરતા સાથે સરખાવ્યાં હતાં, અને પરિણામે પોતાનો જ વિજય ગણ્યો હતો.

આવી રીતે આ વખતે પણ રાજકન્યા પોતાના નિત્યકર્મમાં જ પરોવાયેલી હતી. નિદ્રાવસ્થામાં પણ એને આ જ બાબતનાં સ્વપ્ન આવતાં હતાં. રાત્રિએ જ્યારે જ્યારે જાગૃત થતી ત્યારે ત્યારે રાજકન્યા આરસીમાં પોતાનું મુખ જોતી. સવારે સૂર્યોદય થાય ત્યારથી તે રાત્રિપર્યંત આવી જ રીતે રાજકન્યા પોતાના દિવસો નિર્ગમન કરતી.

આ સમયે વસંત પૂર બહારમાં હતો. ખીણો અને ગિરિશૃંગો અનેક જાતની લતાઓ અને પુષ્પોથી છલકાઈ જતાં હતાં. પક્ષીઓના સુસ્વર ગગનમંડલને ભેદતા હતા. ઝીણી ઝાકળ શી પુષ્પસુગંધ હાલતા અનિલને ઝપાટે ચડીને અહીં તહીં ઊડતી હતી. પરંતુ રાજકન્યાને આ સર્વ શૂન્ય લાગતું હતું. પ્રભાતમાં આકાશના બદલાતા રંગ તેને મન આરસીમાં બદલાતા ઓળા જ હતા.

એક પક્ષીએ આવીને ગોખમાં ઓચિંતી ચીસ પાડી. રાજકન્યા ચમકી. તેણે ઊંચું જોયું. કામદેવના પુષ્પ-ધનુષ્યને લજ્જિત કરે તેવી

ભ્રમર પક્ષીની સામે ફેરવી. હસ્તની કોમલ અંગુલીઓ બીકથી ઢીલી થઈ ગઈ. સુવર્ણ આરસી સરીને નીચે ખીણમાં અદશ્ય થઈ ગઈ.

કિલ્લાનો ગોખ ઝૂલતો હતો. નીચે પોલાણવાળી ખીણ હતી. ખીણ પૂરી થયે રસ્તો હતો. આરસી સરી પડીને ખીણ ઉપર થઈને રસ્તા પાસેના નાના નાના છોડવાના ગીચ જૂથમાં પડી. એ રાજ-કન્યાથી અદશ્ય થઈ ગઈ.

રાજકન્યાની ચીસથી કિલ્લો ગાજી ઊઠયો, અનેક દાસદાસીઓ દોડી આવ્યાં. આરસી શોધવાને અસંખ્ય અનુચરોને દોડાવવામાં આવ્યા. આરસી અમૂલ્ય હતી. રાજ્યના સૌથી કુશળ કલાકારની કારીગીરી હતી. નાના દીવાની જ્યોતને જોઈને પતંગિયું તેમાં ઝંપલાવતું હોય એવી કલ્પના તેમાં કોરવામાં આવી હતી. તેને આસપાસ હીરાથી મઢી લેવામાં આવી હતી. પરંતુ આથી જ તે અમૂલ્ય હતી એમ ન હતું. આટલો વખત થયાં રાજકન્યાની કટિમેખલાને શોભાવતી આરસી તેનું બીજું હૃદય જ થઈ ગઈ હતી. રખેને આરસી જતે તેનું સૌંદર્ય પણ વિનાશ પામે! અન્ય આરસી પણ પોતાનું સૌંદર્ય જણાવે, પણ શું તે આ આરસીની તોલે આવી શકે? રાજકન્યા રડી, પરિ-ણામે દાસદાસીઓએ માર ખાધો. પરંતુ સઘળું વ્યર્થ ગયું. આરસી જડી નહિ.

આરસી રસ્તા પાસેના છોડવામાં ગુંચવાઈને પડી હતી. અલ્પ સમયમાં, તે રસ્તે એક ભરથરી એકતારામાં પોતાનું હૃદય રેડતો આવ્યો. ભરથરી દુઃખી હતો. પેટપૂરતું અન્ન પણ તેને મળતું ન હતું. સુખદુઃખનો સાથી એકતારો–તંબૂરો જ હતો. આટલેથી તેને સંતોષ ન હતો.

સફરથી થાકયો હોવાથી તે લીલા ઘાસમાં બેઠો. ઊંચે આકાશ તરફ તેણે દષ્ટિ ફેરવી. દૂરદૂર ક્ષિતિજ ભણી નજર કરી. જીવનપંથ બહુ જ

લાંબો જણાયો. તંબૂરો લઈને વગાડવા પ્રયત્ન કર્યો, પણ કંઈ નવીન સંગીત નીકળ્યું નહીં.

એક પછી એક જૂના સૂર નીકળવા માંડ્યા. હૃદયમાંથી નીકળેલું સંગીત જંગલને સંગીતમય કરવા લાગ્યું. પક્ષીઓ પણ અન્ય પ્રવૃત્તિઓ છોડી આ મીઠા સંગીત સાંભળવા એકઠાં થયાં: પરંતુ ભરથરીને આથી સુખ થયું નહિ. ગરીબાઈમાં તેને સુખ લાગતું ન હતું.

જ્યારે તે બાલક હતો ત્યારે તેને પૈસામાં સુખ નહોતું જણાતું. એક બુલબુલની ચીસ કે એક કોયલડીનો ટહુકાર પૈસાના કરતાં તેને વધુ પ્રિય હતાં. પરંતુ હવે એ બાલકહૃદય ન હતું, તેથી પૈસો વધુ સુખમય લાગતો હતો.

અનેક પુષ્પ તેની આસપાસ પડ્યાં હતાં. આકાશમાં ચંડોળની ચીસ સંભળાતી હતી. તેના ખોળામાં પતંગિયાં વિશ્રાંતિ લેતાં હતાં. પરંતુ તેને મન આ સર્વ જૂઠું સ્વપ્ન હતું. એટલામાં તેની દૃષ્ટિ રાજકન્યાની સુવર્ણ આરસી ઉપર પડી. વેચીશ તો એક ટંકનું ખાવાનું તો મળશે, એવા ક્ષુદ્ર વિચારથી વનકવિએ તે લઈને ઝોળીમાં ઘાલી.

પછી થોડેક દૂર જઈને એક આંબાવાડિયામાં આમ્રવૃક્ષની નીચે તે બેઠો. પાસે એક નાનો ઝરો વહેતો હતો. નાનાં નાનાં માછલાં અહીં તહીં ઊડીને તેમાં પડતાં હતાં. અન્નનો વિચાર કરતાં પોતાનું જીર્ણ મુખ જોવા ભરથરીએ આરસી કાઢી અને અંદર જોયું.

તેણે શું જોયું?

તમે કોઈ દિવસ જંગલના ગુલાબને ખીલતાં જોયું છે? કમલને સલિલના પડ ચીરીને બહાર આવતાં નિહાળ્યું છે? શુક્રના તારાને સવારના કદી નીરખ્યો છે? જ્યારે ભરથરીએ આરસીમાં જોયું ત્યારે તેણે આ વસ્તુઓના કરતાં પણ અધિક સુંદર વસ્તુ જોઈ.

તેને તેમાં રાજકન્યાની મુખાકૃતિ જણાઈ. રાજકન્યાના પોતાના સૌંદર્ય માટેના અવર્ણનીય પ્રેમને લઈને આરસીમાં રાજકન્યાના મુખનું જ પ્રતિબિંબ પડી રહ્યું હતું. કોઈ પણ સુંદર વસ્તુ માટેનો પ્રેમ આ જગતમાં શું ન કરી શકે ?

ભરથરીએ જ્યારે આ જોયું ત્યારે તેને લાગ્યું કે આ આરસી તેનાથી વેચી શકાશે નહિ; હવે ભૂખ્યા જ રહેવું પડશે. જાણે આકાશના દેવો તરફથી સ્વર્ગીય પુષ્પ આવીને તેના ખોળામાં પડ્યું હોય ને ? ભલે ગરીબ પણ વનકવિનું હૃદય આ વસ્તુને વેચવાની ઇચ્છા કરી શકે ? જેમ જેમ તે આરસીમાં વધુ જોતો ગયો તેમ તેમ તેને લાગ્યું કે પોતાના આત્મા જેવી જ અમૂલ્ય વસ્તુ તેને પ્રાપ્ત થઈ છે, તે વસ્તુને પોતે કદાપિ વેચી શકશે નહિ.

આરસીમાં જોવામાં તે પોતાની ભૂખ ભૂલી ગયો. વર્ષોનાં દુઃખ વીસરી ગયો, અને પોતાની એકાંતાવસ્થાનું પણ તેને વિસ્મરણ થયું. સૂર્યાસ્ત થયો એટલામાં ઘોડાના ખરીના અવાજ તેને સંભળાયા. રાજકન્યાએ રાજની દરેક દિશામાં જાહેર કરાવ્યું હતું કે જે મનુષ્ય સુવર્ણ આરસી પાછી શોધી આપશે તેને મોટું ઇનામ મળશે. આ ઇનામ જાહેર કરવા ઘોડેસવારો જતા હતા. ભરથરી એક ઝાડીમાં લપાઈ ગયો. થોડી વારમાં ઘોડેસવારો ચાલ્યા ગયા. ભરથરી પાછો નીકળીને પોતાનો માર્ગ કાપવા લાગ્યો.

દુર્ભાગ્યે એવું બન્યું હતું કે જે વખતે ભરથરીએ આરસી ઉપાડી તે વખતે રાજકન્યાની એક દાસીની દૃષ્ટિ તેના ઉપર પડી હતી. ભરથરીનાં ગીત આખા રાજ્યમાં જાણીતાં હતાં, એટલે ભરથરીને દાસીએ ઓળખ્યો અને એ વાત રાજકન્યાને કહી.

આથી ભરથરીની જિંદગી ભયમાં આવી પડી. ચોર લૂંટારાઓ ઇનામની લાલચે ભરથરીને શોધવા નીકળી પડ્યા. પૈસાદાર મનુષ્યો પૈસાની લાલચે આરસી મેળવવા પ્રયત્ન કરવા લાગ્યા, પરંતુ સર્વ

વ્યર્થ ગયું. ભરથરી આખો દિવસ અને સારી રાત્રિ એક ગામથી બીજે ગામ નાસવા લાગ્યો, ભૂખ અને તરસથી તેને ઘણું દુઃખ થવા માંડયું. પરંતુ હવે તેને તે દુઃખ સાલતું ન હતું. સામાન્ય મનુષ્યજન કવિહૃદયના ભેદ શે પારખે ? સ્વપ્નમાં જ સંતોષ માનનાર પુરુષોના ભાવ ક્ષુદ્ર મનુષ્યો શી રીતે કળે ?

રાજકન્યા આરસી નહિ મળવાથી ઘણી નિરાશ થઈ ગઈ. તેને ભય લાગ્યો કે આરસી ગઈ તેમ સુંદરતા પણ જશે. આથી ઘણા વિદ્વાન પુરુષોની સલાહ લીધી, ઇનામની લાલચ ભરથરીને આપી, પણ સઘળું વ્યર્થ !

આખરે રાજકન્યાએ એક વૃદ્ધ મહાત્માની સલાહ લીધી. મહાત્મા રાજકન્યાના અંતઃકરણના ભાવ જાણતા હતા, ભરથરીના કવિહૃદયને પણ ઓળખતા હતા. અનંતતાના ભેદ ઉકેલી શકનાર પુરુષને મનુષ્યહૃદયનું પૃથક્કરણ કરવું મુશ્કેલ ન લાગ્યું.

તે મહાત્માએ રાજકન્યાને કહ્યું : "ભરથરીને હું ઓળખું છું. સાત દિવસમાં હું આરસી પાછી લાવીશ."

મહાત્મા જંગલમાં ગયા: ભરથરી ત્યાં ફળફળાદિ ખાતો નિર્વાહ કરતો હતો, તેને તેમણે કહ્યું : " આ આરસી શું અમૂલ્ય છે ?"

ભરથરી : " હા, આ આરસીમાં પૃથ્વીની સૌથી સુંદર રાજ-કન્યાનું મુખ કોતરાયું છે. "

મહાત્મા : "એ સત્ય હશે, પરંતુ મારી પાસે પણ એક આરસી છે. તમે જોશો ?"

ભરથરીએ તે આરસી લીધી અને અંદર જોયું. તરત જ રાજ-કન્યાની આરસી હાથમાંથી પડી ગઈ.

મહાત્મા : "કેમ ? આ અમૂલ્ય આરસી શા માટે ફેંકી દો છો ?"

ભરથરીએ ઉત્તર આપ્યો નહિ. તેની આંખો બીજી આરસીમાં જ ઠરી રહી હતી.

"આરસીમાં શું જણાય છે?"

"ઘણું જણાય છે : અનંત વિશ્વની સકળ સૃષ્ટિરચના, આકાશમાં ગુંથાયેલ અસંખ્ય તારલાઓ, ભેખડમાં થઈને વહેતી પ્રચંડ નદીઓ, તરંગો ઉછાળતા સમુદ્રો, પૃથ્વીના પડમાં છુપાયેલાં અનેક પુષ્પો, રાત્રિએ પ્રકાશ નાખતી ઉજ્જવલ ચંદ્રિકા, અનંત અખંડ પ્રભુનો સદેશો અહીં પૃથ્વીની પ્રજાને કહેનારા ગગનચુંબી ગિરિશૃંગો..."

રાજકન્યાવાળી આરસી પાછી આપતાં મહાત્માએ પૂછ્યું: "અને આ આરસીમાં જણાય છે?"

ભરથરીએ જોયું. એક પછી એક બન્ને આરસીમાં જોયું. અને પછી રાજકન્યાવાળી આરસી મહાત્માને પાછી આપતાં કહ્યું: "આખરે મને જણાય છે કે આ તો સ્વપ્નવત ક્ષણભંગુર પુષ્પ છે. પ્રભુની અગણિત ખીણોમાં ઊગેલાં હજારો પુષ્પોમાંનું એક પુષ્પ છે. પણ તમારી આરસીમાં તો........."બીજી આરસીમાં જોઈ તે બોલ્યો: "આમાં તો અનંત સૌંદર્ય, સ્વર્ગીય એકતા, અખંડ જ્યોતિ છે...જ્યારે મનુષ્યને અસંખ્ય પુષ્પોથી ભરી સૃષ્ટિ મળતી હોય ત્યારે તે શા માટે એક જ પુષ્પથી સંતુષ્ટ થાય?"

મહાત્મા : "ત્યારે હું આ રાજકન્યાની આરસી પાછી લઈ જાઉં?"

ભરથરી: "હા, ખુશીથી."

કવિહૃદયના ભેદ કોક જ ઉકેલી શકે છે.

×

**રાજ**કન્યાને આરસી પાછી મળી પણ એનાથી તેને તૃપ્તિ થઈ નહિ. ક્યાંથી થાય? વનવન ભટકતા એક સામાન્ય ભરથરીને પોતાની મુખાકૃતિની સુંદરતા કરતાં પ્રભુજ્યોતિની સુંદરતા અધિક પ્રિય લાગી હતી!

## ૨. અવસાનવેળા

શું તે નિદ્રામાં હતી? સ્વપ્ન આવ્યાં ન હતા એટલે કાળનું માપ થઈ શકે તેમ ન હતું; પરંતુ જ્યારે તે અર્ધનિદ્રાવશ સ્થિતિમાં હતી ત્યારે ઓરડીમાં દીવો સળગ્યો હતો. તેના પ્રકાશમાં જુદી જુદી છાયા ભીંત ઉપર નાચતી હતી. બારીમાંના કાચમાંથી ત્રણેક તારલા દૃષ્ટિએ પડતા હતા.

હમણાં તે બદલાઈ ગયું છે. સૂર્યના અંબારમાં વૃક્ષનાં પાંદડાં નહાતાં હતાં. કાચને વીંધીને સૂર્યનાં કિરણો ઓરડીમાં આવતાં હતાં. ઉનાળાનો અનિલ મંદમંદ વાતો ઝીણા પડદાને સલિલતરંગ પેઠે નચાવતો હતો.

આ સ્થિતિને સુખથી અનુભવતી બાલા સ્વસ્થ સૂતી હતી. તેની મનોબલ–શક્તિ કોઈ પણ વખત આટલી તીવ્ર થઈ ન હતી. દુનિયાના સુખે–દુઃખે તેના કોમલ હૃદયને આટલું ધડકાવ્યું ન હતું. જાણે તેનું સુખ ઉભરાઈને છલકાતું હોય ને! તેને આગલા દિવસોનું–ગત રાત્રિઓનું; બીક, દર્દ અને ભયંકર પડછાયા દૃષ્ટિ સમીપ દેખાડતી રાત્રિઓનું સ્મરણ થયું. હવે–આ મૃત્યુ લગભગ આવી જ પહોંચ્યું હતું. પણ...

પાંદડાંનો ખરખર કરતો મૃદુ અવાજ! પ્રકાશિત, તેજસ્વી, ઓરડીમાં તડકા–છાંયો રમતો સૂર્ય! આવી ઋતુમાં શું મૃત્યુ સંભવે?

આ ઋતુ તેને સૌથી વધુ પ્રિય હતી, તેથી જીવનમાં નવીન આશા સ્ફુરતી હતી.

જ્યારે તેણે પોતાનો હસ્ત ઊંચકી જોયો ત્યારે તેને તે ભારે લાગ્યો, નહિ ઉપાડી શકાયો. પણ તે શું સ્વાભાવિક ન હતું ? આટલી માંદગી ભોગવ્યા પછી શક્તિ તે ક્યાંથી રહે ? પણ હવે તેને ચેતન આવ્યું છે, સૂર્ય પોતાના તેજોમય પ્રકાશથી દુનિયાને પ્રકાશમય કરે છે એટલે નબળાઈ તો ક્યાંય ચાલી જશે. દિવસે દિવસે શક્તિ આવતી જશે. આહ ! દુનિયાને પુનઃ ઓળખવામાં, નિહાળવામાં કેટલું સુખ છે ! જીવતાં રહીને લીલા તૃણમાં, નવનવીન પુષ્પોની સુગંધ લેતાં ફરવું ! મોગરાને, ગુલછડીને સૂર્યપ્રકાશમાં ખીલતાં નિહાળવાં, રાત્રિના ઊંડાં અંધકારમાં છુપાતા લપાતા તારલા વૃક્ષને થડે બેસીને જોવા !

કોક મનુષ્ય ધીમેથી ઓરડી ઓળંગીને ગયું. કમાડનો ધીમો અવાજ સંભળાયો. મૃદુ ધ્વનિ એક જાતનું નવીન સંગીત ઉપજાવતો બાલાને કાને પડયો.

“ શું હવે કંઈજ આશા—”

“ ના જી, હું ઘણો દિલગીર છું—પણ—આશા નથી. નાડી ધીમે ધીમે મંદ થતી જાય છે. ”

“ હજી બેભાન જ છે ? ”

“ હમણાં ત્રણેક મિનિટ થયાં ભાનમાં આવેલ છે. ”

સંભળાતું બંધ થયું. પાછી નિદ્રા ઘેરાઈ હશે, કારણ કે વળી જ્યારે તેણે આંખ ઉઘાડી ત્યારે કોક સ્ત્રી તેની સામે જોતી હતી. સ્ત્રીનું મુખ નિસ્તેજ હતું. ઓષ્ઠ નબળાઈથી ધ્રૂજતા હતા.

બાલા બોલી : “ તમે આવ્યાં તે ઠીક થયું. ” મનમાં એને લાગ્યું કે મારો અવાજ શાથી આવો ધીમો થઈ ગયો હશે ? પછી

કંઈક હસી. તેની સામે જોતી સ્ત્રીએ હળવેથી તેના હાથને સ્નેહથી દબાવ્યો, પણ કશું બોલી નહિ.

વળી બાલાએ પૂછયું: "હું ઘણી માંદી હતી ?"

"હા, ઘણી," ઉત્તર મળ્યો. ઉત્તર આપતાં આપતાં ઓષ્ઠ કાંપ્યા, અચકાયા. સ્ત્રીએ દાંત પીસીને ઓષ્ઠને કાંપતા અટકાવ્યા.

"પણ હવે તો હું સારી થતી જાઉં છું. મને એવું ઠીક લાગે છે હું જાણે ગાતીં હોઉં ને.........હું સારી થઈશ હો. પણ એક વખત એવું જણાતું હતું કે હું મરી જઈશ. ખરું ને ?"

"હા."

"મને એમ જ લાગ્યું હતું......પણ તે વખતે મને બીક નહોતી લાગતી. હું દરકારે નહોતી કરતી. પણ હવે તો સારાં થવાની ઈચ્છા છે."

સ્ત્રીએ સહેજ ડોકું હલાવ્યું.

"હાસ્તો, મારે સારાં થવું છે," અવાજ અચાનક તરડાયેલ હોય એમ જણાયું.

"કોઈએ મને કશું મોકલ્યું હતું ? પુષ્પ તો મોકલ્યાં જ હશે ! બધાંએ મોકલ્યાં હતાં ?"

"હા, બધાંએ મોકલ્યાં હતાં."

"મારે જોવાં છે. બતાવશો ?"

"દાક્તર હા પાડશે તો બતાવીશ."

શાંતિ પ્રસરી રહી.

બોલવું ઠીક લાગતું પણ બોલ્યા પછી નબળાઈ કેટલી લાગતી હતી ! પુષ્પ લઈ આવવામાં ત્રણેક દિવસ નીકળી ગયા.

માંડમાંડ બાલાએ હાથ ઊંચકયો. તેમણે એક ગુલાબનું ફૂલ આપ્યું.

"કેવી ભેદી સુગંધ આવે છે ! શું શું સૂચવતી જણાય છે ?"

બાલા ધીમેથી બોલી, "પરંતુ એક પુષ્પ આટલો જ સમય જીવે છે એમ યાદ કરતાં કેવી દિલગીરી લાગે છે? આ કોણે આપ્યું?"

"માલતીબહેને."

"તે બિચારી ઘણી ભલી છે. બીજાં કોણે કોણે મોકલ્યાં હતાં?"

"સુમિત્રા બાએ, ચંદ્રાવલિએ વગેરે ઘણાંએ મોકલ્યાં હતાં. હું તને પછી કહીશ," સ્ત્રીએ આટલું કહીને મુખ ફેરવી નાખ્યું.

"હા, તમે મને કહેજો. હું તેમને પત્ર લખીને તેમનો ઉપકાર માનીશ. હવે હું બહુ થાકી ગઈ છું."

વળી ઘણો વખત વીતી ગયો. હાથમાંના પુષ્પની સામે આંખ ફેરવતી, તેની પાંદડીની કોરણના ઝાંખા રંગ વિશે વિચાર કરતી, અંદરની પાંદડીની સૂર્યાસ્ત સમય સરખા પીળા રતાશ પડતા રંગને જ નિહાળતી બાલા ઘડીકમાં બારીમાંથી દેખાતાં ભૂરાં વ્યોમ તરફ દૃષ્ટિ ફેરવતી.

"મારા નોટપેપર બધાય પૂરા થઈ ગયા છે તેથી નવા મંગાવી રાખજો. ઉપરની સીલ પણ નવી જ કરાવશો ને?" વળી બાલા બોલી.

"હા."

"તમને શરદી થઈ છે?"

"એમ કેમ પૂછે છે?"

"તમારો અવાજ ખોખરો લાગે છે."

"હા, સહેજ થઈ છે," સ્ત્રીએ ધીમે સાદે પ્રત્યુત્તર આપ્યો, આંખને સહેજ રૂમાલથી લૂછી.

"અને ઉધરસ પણ થઈ લાગે છે! તમારે જરા સંભાળ રાખવી જોઈએ. હું તો માંદી છું એટલે તમારી ચાકરી કોણ કરશે?"

વળી ઘણો સમય વીતી ગયો.

સ્ત્રીએ પૂછ્યું: "વહાલી! હું કંઈ વાંચું તો ગમશે?"

"હા, વાંચો ને; તેથી વખતે મને નિદ્રા પણ આવી જશે. મારે નિદ્રા તો લેવી જ જોઈએ. એથી મને જલદીથી આરામ થઈ જશે."

અવાજ ઘણો મંદ જણાયો. શું વધુ શ્રમ લીધો તેથી તો નહિ હોય ! હૃદયમાં કંઈક બીક લાગી, અશુભ વિચાર આવવા લાગ્યા. હવેથી એવો શ્રમ નહિ લેવો એવો નિશ્ચય કર્યો.

સ્ત્રીએ વાંચવા માંડયું. શબ્દો પરિચિત લાગ્યા, પણ વાતાવરણને વીંઝીને આવતા હોય અને એથી એનો અર્થ સમજાતો નહિ હોય તેમ લાગ્યું. કાનમાં ભણકારા થવા લાગ્યા.

" પ્રભુ પોતે મારો ભરવાડ–ખોટ–કશી નહિ–લીલા તૃણમાં–સુવાડે–હરરોજ—"

આ સર્વ તે જાણતી હતી, સમુદ્ર તેને ઘણો ગમતો હતો. તેનો અવાજ પણ મીઠો લાગતો હતો. નાળાંના પાણીનો અવાજ પણ તેને સંભળાતો હતો, હવે જોરથી સંભળાવા લાગ્યો.

એટલામાં સાંજ પડી. સમુદ્રનો દેખાવ અદશ્ય થઈ ગયો. બાલાના હાથને જોરથી આંચકી આવી. સ્ત્રીના હાથના દબાણથી તે શમી. ગર્જના સંભળાવી બંધ પડવા લાગી. પાસેથી જ શાંત, મૃદુ, કોમળ અવાજ સંભળાયો. પ્રચંડ આકૃતિઓ, ભયાનક દેખાવો આ પવિત્ર અવાજમાં વિલીન પામ્યાં.

" પ્રભુ જ મારા આત્માને મોક્ષ આપશે–પ્રભુ જ મને સુપથે દોરશે–પ્રભુ–માતૃભૂમિ—"

સાંજનો અંધકાર વધવા લાગ્યો, તરંગનું જોર નરમ પડવા લાગ્યું, પણ અવાજ સ્પષ્ટ સંભળાવા લાગ્યો, દૂર દૂરની ખીણોમાંથી નીકળતો, વિચારમાલાને વમળમાં નાખતો અસ્પષ્ટ અને શિથિલ થવા લાગ્યો.

" પવિત્રતા–પ્રભુ–છાયા—"

× × ×

પુષ્પકલી કરમાઈ ગઈ.

ફૂલ ખીલ્યું ન ખીલ્યું, ખરી પડયું–પ્રભુના તેજમાં સમાઈ ગયું.

# ૩. નિદ્રાવિહીન

**એ**ક રાજા હતો—મહારાજા હતો. તેની કને સાત પ્રચંડ કિલ્લા હતા અને તેના સાત કોહિનૂર હીરા તેના મુકુટમાં જડાયા હતા. ચારે દિશામાં તેનું વિશાળ રાજ્ય ફેલાયેલું હતું. એક હજાર ગામડાં અને દશ હજાર ખેતરો તેનું આધિપત્ય સ્વીકારતાં હતાં. તે સૌન્દર્યવાન હતો. તેનો સ્વર સુવર્ણ રણશિંગડામાંથી નિકળતા ધ્વનિ જેવો તેમ જ ચન્દ્રિકાના પ્રકાશમાં ખળખળ કરતાં સલિલના સંગીતને મળતો આવતો હતો. મહારાજ્યમાં, ડહાપણમાં, કૌશલ્યમાં અને કલાવિધાનમાં તેના સમું કોઈ ન હતું અને તેના હૃદયને પ્રભુએ અનેરી કોમળતા અર્પી હતી.

પરન્તુ તેને એક પ્રકારની મોટી ખોટ હતી. તેણે નિદ્રાનું સુખ અનુભવ્યું ન હતું. દિવસે ગમે તે પ્રકારે પોતાનો કાળ નિર્ગમન કરે, કસરતમાં જીવ પરોવે, સાહિત્યના ક્ષેત્રમાં વિચરે, રાજ્યતંત્રના અનેક અનેક કાર્યમાં પ્રવૃત્ત થાય, તેમ છતાં પણ રાત્રે તો તેને નિદ્રા ન જ આવે. અંધારી રાત્રિમાં જ્યારે આખું જગત સૂતું હોય ત્યારે તેના સૂવાના ઓરડામાં અનેક દીવા દિલગીરી ભર્યો પ્રકાશ નાખતા રાજાના મુખ સામે જોઈ રહેતા. રાજા ખંડમાં આમથી તેમ આંટા મારતો, ઘડીકમાં ઘેરા આકાશ સામે જોતો, ઘડીકમાં દીવાબળી જોતો રાત્રિ નિર્ગમન કરતો હતો.

મનુષ્યોને નિદ્રાનું સુખ પ્રાપ્ત થાય તેને માટે જે જે ઉપચારો, અરે ઉપાયો યોજવામાં આવે તે સર્વ અનેક વિદ્વાન વૈદ્યોએ યોજ્યા,

પરંતુ રાજાનાં નેત્ર મિચાયાં નહિ. કોઈ કોઈ વખત કંટાળીને રાજા જે પ્રભુને સૂર્યના પ્રકાશમાં સંભારતો નહીં તે પ્રભુની પ્રાર્થનામાં લીન થતો, પરન્તુ ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થઈ નહિ. કોઈ કોઈ વાર જિંદગીથી કંટાળીને ગાઢ, અભેદ નિદ્રામાં વિલીન થવાને હૃદય ઉશ્કેરાતું. પણ રાજા ધૈર્યવાન હતો, હિંમતવાન હતો. તે ડગ્યો નહિ, હૃદયની નિર્બલતાને વશ થયો નહિ. વળી કોઈ કોઈ વેળા જ્યારે રાત્રિની શૂન્યતા સર્વત્ર પ્રસરી રહી હોય ત્યારે કોઈ મહાકવિનાં ગીતો અથવા તો કોઈ ફિલસૂફની ફિલસૂફીનાં પુસ્તકો રાજા વાંચવાને બેસતો. અને જે અનેરો પ્રકાશ તેને સૂર્યતેજમાં મનુષ્યોના ઘોંઘાટમાં જણાતો નહીં તે પ્રકાશ રાત્રિની શાન્તિમાં તેને પુસ્તકોમાંથી જણાતો. જે પ્રભુના ધામનાં દ્વાર દિવસે ઊઘડતાં ન હતાં તે દ્વાર રાત્રિની ભવ્યતામાં જ્યારે તારલાઓ આકાશમાં ઝબૂકતા હોય અને ચન્દ્રિકાનો પ્રકાશ પૃથ્વિપટે અહીંતહીં વિચરતો હોય ત્યારે તેના સમીપ ઊઘડતાં હોય તેમ જણાતું; અને તેનું વિહ્વળ હૃદય પવિત્ર શાન્તિને પામતું અવનવી કોમળતામાં ડૂબતું.

વળી કોઈ કોઈ સમયે તે મહેલમાંથી કંટાળીને બહાર નીકળી જતો અને સૂતેલા શહેરમાં આમતેમ ફરતો. જે સુભાગી નિદ્રાવશ મનુષ્યોને ભાગ્યે જ જણાય છે તેવાં સત્યો આ રાજાને તે વેળાએ જણાતાં અને સમજાતાં; જાણે તે કુદરત તેના મોટા દુઃખને માટે કાંઈક બદલો આપતી હોય ! દિવસે જે મોટાં કારખાનાંઓ મનુષ્યોથી ઊભરાઈ જતાં હતાં તેનાં શબવત્ મકાનો રાત્રિએ તેના હૃદયમાં અનેક સંસ્કારો જગાડતાં. દિવસે જે જે નાનાં કાર્યોની અને તે કાર્યો કરનારની કોઈ પરવા પણ નથી કરતું તે કાર્યો રાત્રિએ ગરીબ મનુષ્યોને હાથે થતાં તેના જોવામાં આવતાં. આવા બનાવો, દ્રવ્યવાન મનુષ્યોના પગ નીચે કચરાતા અસંખ્ય અનાથ આત્માઓના જીવનની ઝાંખી તેને કરાવવામાં સહાયભૂત થતા અને દારિદ્રય દુઃખનું સ્મરણ કરાવતા.

અને ક્ષણે ક્ષણે સ્વરૂપ બદલતી રાત્રિના સાથી તરીકે તેના

એકએક ભાવ સમજવા અને તેની ઊંડી વાતોમાં ભાગ લેતાં, કુદરતના ઝીણામાં ઝીણા પડને ભેદવા સમર્થ થવું તે શું નિદ્રાને બદલે ઓછું હતું? રાત્રિનાં બાલકો — તારલાઓના મિત્ર થવું, રાત્રિની શૂન્યતામાંથી ઉદ્‌ભવતા પવિત્ર વિચારોના ભોગી થવું અને રાત્રિના હૃદયમાંથી નીકળતા અનેક દિવ્ય ધ્વનિથી પરિચિત થવું તે શું ઓછું હતું?

જ્યારે સૂર્યોદય થતાં રાજા પોતાના મહેલ તરફ પાછો ફરતો હોય અને વાટમાં ખેતરોમાંથી પાછાં ફરતાં ગાડાંઓ અને તેમાં બેસનારાં અભણ પણ કૂંણાં હૈયાંનાં, ખેતરોમાં જ પોતાનું જીવન ગાળતાં મનુષ્યો તેને મળે ત્યારે તેને પોતાની સ્થિતિથી કોઈ કોઈ વખત સુખ થતું હતું. તે વેળા રાત્રિની મીઠી ઝાકળથી નીતરતાં પુષ્પો તે ગામડિયાઓ પાસેથી લેતો અને નિદ્રાવિહીન અવસ્થામાં પણ કેટલુંક સુખ સમાયેલું છે એમ ધારતો.

પરન્તુ જેમ જેમ દિવસો વ્યતીત થતા ગયા તેમ તેમ તેના હૃદયમાં અસંતોષ જણાતો ગયો: "શું હું મહારાજ્યનો અધિષ્ઠાતા નથી? શું નિદ્રા, જે કેવળ ગરીબ અને કંગાળમાં કંગાળ મનુષ્યોને મળે તેમને નહિ મળી શકે?" એવા એવા વિચારો તેને આવ્યા.

આવા વિચારથી એક રાત્રિએ તેણે પોતાના તોષાખાનામાંથી એક અમૂલ્ય હીરો કાઢ્યો અને તે બોલ્યો: "આ રત્નની કિંમત મારા અર્ધ રાજ્ય કરતાં પણ વધુ થવા જાય છે, એ આપીને હું કોઈ મનુષ્ય પાસેથી નિદ્રા ખરીદી લઈશ."

તે રાત્રિનું સૌંદર્ય અદ્‌ભુત હતું. જ્યાં દૃષ્ટિ ફેરવે ત્યાં અસંખ્ય તારલાઓ જાણે તેનો ઉપહાસ કરતા હોય તેમ ચળકી રહ્યા હતા. પર્વતો, નદીઓ અને અનેક વૃક્ષો ચન્દ્રિકાના તેજમાં સ્નાન કરતાં રાજાની સામે કાંઈક આશ્ચર્યથી સતેજ આંખોએ જોઈ રહ્યાં;

જાણે પ્રભુએ તે રાત્રિએ નિદ્રાનું સામ્રાજ્ય કાઢી નાખ્યું હોય તેમ જડ પદાર્થો પણ અદ્ભુત જીવનથી ચમકી રહ્યા હતા.

આમ તેમ દૃષ્ટિ કરતા રાજાએ એક રંક પુરુષને લીલા ઘાસમાં સ્વસ્થ ચિત્તે સૂતેલો જોયો. આખો દિવસ કામ કરીને કંટાળી ગયેલો પુરુષ નિદ્રાને ખોળે શાન્ત હૃદયે પડ્યો હતો. જાણે નિર્મળ ઝરામાંથી અમી સમ પાણી પીતો હોય તેમ આકાશમાંથી ઝરતી નિદ્રાના ઘૂંટડે ઘૂંટડા પીતો તે પુરુષ ધીમે ધીમે શ્વાસ લેતો હતો. તેનાં વસ્ત્રો જીર્ણ હતાં અને દુનિયામાં ગમે ત્યાં ભટકતો કોઈ ભરથરી હોય તેમ લાગતું હતું, તેમ છતાં તેને સૌ મનુષ્યોને શાન્તિ અર્પતી નિદ્રા મળી હતી. અને તેની સામે એકીટશે જોઈ રહેનાર આ મહાપુરુષને તે ગમે તે પ્રયત્ને પણ મળતી ન હતી, અને તેને માટે આજે તે પોતાનું અર્ધું રાજ્ય તો શું પણ જરૂર પડે તો આખું રાજ્ય પણ આપી દેવા તૈયાર હતો.

નિદ્રાવિહીન નિદ્રાવશ તરફ જોઈ રહ્યો. થોડી વાર પછી તેણે પોતાનો અમૂલ્ય હીરો કાઢ્યો અને સવારના આંખ ઊઘડતાં જ તે પુરુષ આ રત્ન જોઈને કેવો હર્ષ પામશે તે વિશે વિચાર કરવા લાગ્યો. પણ તેનું હૃદય કોમળ હતું અને પવિત્ર સંસ્કારોથી છલકાતું હતું એટલે તે ખંચાયો. જે સ્થિતિથી તે લગભગ દીવાના જેવો થઈ ગયો હતો એ સ્થિતિમાં આ સૂતેલા પુરુષને એનાથી કેમ મૂકી શકાય? નિદ્રા વિના પોતાને જે દ્રવ્ય, જે કિલ્લાઓ અને જે રાજ્ય કામનાં નથી તે પેલા પુરુષને શું કામમાં આવી શકશે?

ઘણી વાર સુધી રાજા નિદ્રાવશ પુરુષની પાસે ઊભો રહ્યો, પણ આખરે તેણે દીર્ઘ નિશ્વાસ મૂક્યો. "નહિ, મારાથી આ પુરુષની પાસેથી નિદ્રા નહિ લઈ શકાય!" આટલું બોલીને દિલગીર થતો રાજા બીજા માર્ગ ભણી વળ્યો.

આગળ ચાલતાં એક વૃક્ષની ઓથે એક માતા પોતાના બાળક સાથે સૂતી હતી. બાળક અને માતા બન્ને દારિદ્ર્યથી પીડાતાં હતાં,

પણ તેમ છતાં માયાળુ નિદ્રાદેવીએ તેમને પોતાની સોડમાં લઈ લીધાં હતાં. ગરીબ ભરથરીની નિદ્રા જેનાથી લેવાઈ નહિ તે આ માતા – બાળકની નિદ્રા કેમ લઈ શકે? ક્ષણભર રાજા આ દિવ્ય દેખાવ જોઈ રહ્યો. ઊંચે આકાશમાં તારલાઓ પણ આ દેખાવ ઘડીભર નીરખી રહ્યા. ધીમેથી રાજાએ પોતાની આંગળીએ પહેરેલી હીરાજડિત મુદ્રિકા કાઢી અને નીચા વળીને કાંઈ પણ અવાજ કર્યા-વગર બાળકની આંગળીએ ભેરવી દીધી. બાળકે રાજાના હસ્તસ્પર્શથી ચમકીને પોતાની નાની મુઠ્ઠી વાળી દીધી અને નિદ્રાવશ સ્થિતિમાં જ રાજાની સામે મીઠું સ્મિત કર્યું.

“પ્રભુના પયગમ્બર! સહવાર સુધી એ મુદ્રિકા એમ જ જાળવી રાખજે.” આમ બોલીને રાજા ત્યાંથી આગળ ચાલી નીકળ્યો.

*

ત્યાંથી આખા શહેરમાં તે જુદે જુદે ઠેકાણે ભટક્યો. અનેક સૂતેલાં મનુષ્યોને નીરખીને પોતાના રત્નથી તેમની નિદ્રા વેચાતી લેવાનો તેને વિચાર આવ્યો, પણ રખે જેમ પોતે નિદ્રા વિના દુઃખ પામે છે તેમ અન્ય મનુષ્યો દુઃખી થાય, એ વિચારથી તે નિદ્રા લીધા વિના આગળ ચાલ્યો ગયો.

એમ કરતાં કરતાં પ્રભાતનાં આછાં કિરણો આકાશમાં ઊગતાં હતાં, તેવામાં તે સ્મશાનમાં આવી પહોંચ્યો. ત્યાં બીજાં બધાં પુષ્પોને ઝાંખાં પાડી દેતું એક રૂપેરી પુષ્પ એક કુમળી કબર ઉપર વિસામો લેતું રાજાની દૃષ્ટિએ પડ્યું.

“ઓહો! આ તો નિદ્રાનું જ પુષ્પ છે; આખરે મને મળ્યું.” આમ બોલતો ઉત્સુક રાજા તે પુષ્પ તોડી લેવા નીચો વળ્યો, પણ

તેવામાં તેની આંખે તે કબર ઉપરનો લેખ પડ્યો. યુવાવસ્થામાં જ કરમાઈ ગયેલી કોઈ ભગ્નહૃદયી બાળાની તે કબર હતી.

રાજાની આંખમાં આંસુ આવ્યાં. "આહા! હું શું કરવા જતો હતો. હમણાં જ હું આ પુષ્પ તોડી લેવા જતો હતો. બાલિકા! મારા કરતાં તને નિદ્રાની વધુ જરૂર છે. સ્વસ્થ ચિત્તે સૂઈ રહે મારી બાલુડી! દુનિયાના દુઃખથી રિબાતાં હૈયાંને ગાઢ નિદ્રાની વધુ આવશ્યકતા છે. સૂઈ રહે મારી પુત્રી!"

પ્રભાત થયું. નિદ્રાવિહીન રાજાએ પોતાનો અમૂલ્ય હીરો લઈને મહેલમાં પુનઃ પ્રવેશ કર્યો.

*

## ૪ દુઃખોનો ખરીદનાર

**અનેરી** સન્ધ્યા ખીલી હતી. જ્યોતિપુરનાં સરલમાર્ગી રહે-વાસીઓ દિવસના કાર્યથી પરવારીને સ્વગૃહ ભણી જતાં હતાં. ખેતરો-માંથી પાછા વળતા ખેડૂતોનાં ગીત ખેતરોમાં મીઠી સુગન્ધ વેરતાં હતાં. ગાયો, બળદો અને વાછરડાં આ ગીત સાંભળી પ્રફુલ્લિત થતાં પોતપોતાના ધણી પાછળ હીંડ્યાં જતાં હતાં. ગામને પાદરે વહેતી શાન્ત નદીની ગતિથી થતું આછું સંગીત સર્વત્ર પ્રસરી રહેલી શાન્તિથી આગળ પડી આવતું હતું.

સન્ધ્યા ધીમી ધીમી અન્ધકારમાં વિલીન થતી હતી, અને દુનિયા દુઃખથી રિબાતાં મનુષ્યોના નિઃશ્વાસથી કમ્પતી અંધકારમાં અદૃશ્ય થતી હતી. તેવામાં પાદરે રણશિંગાનો નાદ થયો. જાણે સંધ્યાએ જ નાદ કર્યો હોય ને! જ્યોતિપુરનાં રહેવાસીઓએ કાંઈક કુતૂહલથી, કાંઈક બીકથી, આવતા ધ્વનિની દિશા ભણી દૃષ્ટિ કરી એટલે જણાયું કે પાદરે એક નાની ટેકરીની ટોચે ત્રણ અશ્વારૂઢ પુરુષો ઊભા હતા. રણશિંગાનો નાદ ત્રણ વખત થયો.

શું કોઈક નવો રાજા આપણા દેશ ઉપર ચડાઈ લાવ્યો હશે? શું ગામ ઉપર કાંઈક અચાનક આફત આવી પડવાની હશે? – વગેરે તરેહવાર વિચારો ગામના લોકો કરવા લાગ્યા. અને રણશિંગું ફરી ફૂંકાયું એટલે ગામના યુવાન પુરુષો, કારણ શોધવા, તે ટેકરી તરફ ગયા. પાસે જતાં તેઓને જણાયું કે તે ત્રણ ઘોડેસવારોમાંનો વચલો બહુ ભવ્ય આકૃતિવાળો, દુઃખદ છાયાથી ગંભીર જણાતા વદનવાળો, કોઈ

રાજવંશી હોય તેવો દેખાતો હતો. ગામલોકોના આવ્યાથી જે કોલાહલ થઈ રહ્યો હતો તેનો વિચાર તેને લેશ માત્ર પણ જણાતો નહોતો; તેની આંખો તો અસ્ત પામતા સૂર્યનું તેજ નીરખી રહી હતી. બીજા બે પુરુષો તેની તહેનાતમાં હોય તેમ જણાતું હતું.

ગામના રહેવાશીઓ ટેકરીની પાસે ગયા એટલે બે સવારોમાંથી આગલાએ પુનઃ રણશિંગાનો નાદ કર્યો અને લોકોને સંબોધીને કહ્યું: "દુઃખી, દીન અને અભાગી લોકોનાં દુઃખ ટાળવાને પરદુઃખભંજન મહારાજા ચન્દ્રશેખરની એવી ઇચ્છા છે કે જ્યોતિપુરનાં જે જે રહેવાશીઓને દુઃખ અને સંકટ હોય તેમણે તે મહારાજા સન્મુખ નિવેદન કરવાં. પછી જે મનુષ્યોને દ્રવ્ય લઈને પોતાનાં દુઃખ ટાળવાં હશે તેમને મહારાજા તેટલું દ્રવ્ય આપશે." આટલું બોલીને ઘોડેસવારે રણશિંગું ફૂંક્યું. લોકો પ્રથમ આ વિચિત્ર ઇચ્છા સાંભળીને આશ્ચર્ય પામ્યા, પણ પછી તરત જ પોતપોતાના સ્નેહીઓને આ ખબર કહેવાને દોડ્યા. થોડી વારમાં ટેકરી ઉપર ઊભેલા આ ત્રણ સવારોની પાસે લોકોની ઠઠ જામી ગઈ.

લોકોએ પોતાનાં દુઃખો શોધી કાઢ્યાં : કોઈ પોતાના હૃદયમાં શોધી શક્યા, કોઈ પોતાનાં જૂનાં કબાટોમાં ખોળી વળ્યા, કોઈ સ્મશાનમાં જઈ વીસરાઈ ગયેલા સ્નેહીઓનાં નામ શોધી લાવવા માંડ્યા.

મહારાજા ચન્દ્રશેખર સન્ધ્યાના અવનવા રંગો નિહાળતા સ્તબ્ધ ઊભા રહ્યા. કેટલાક લોકો તેમની નજદીક ઊભા હતા તેમણે મહારાજાના દુઃખભર્યા વદન પર કટાક્ષમય સ્મિત જોયું, પરન્તુ દુઃખને બદલે દ્રવ્ય લઈ જવાની ઉત્કંઠામાં તે સ્મિતનો અર્થ શોધવા કોણ પ્રયત્ન કરે?

મહારાજા ચન્દ્રશેખરનું હૈયું પોતાનાં દુઃખોથી ભરાઈ ગયું હતું. તેમનાં વહાલાંમાં વહાલાં સ્નેહીઓ મૃત્યુ અને દયા જ હતાં. તે પોતે એટલા દિલગીર રહેતા કે આ જગતમાં દુઃખ જ ખરું સત્ય છે એ

તે જાણી શકયા હતા. અને આવા સંજોગોને લીધે જ તે દુઃખોના ખરીદનાર તરીકે ગામેગામ ફરતા હતા. દુઃખથી છલકાતાં પોતાનાં હૈયાને લીધે રિબાતાં હૃદયોના સહવાસનું મૂલ્ય તે જાણતા હતા. પરન્તુ પોતાના ઊંડા દુઃખને લઈને દુઃખની પવિત્રતા જાળવવાની તેમની ઉત્કટ ઇચ્છા હતી. અન્ય મનુષ્યોનાં કૃત્રિમ અને અલ્પ સમય રહેતાં દુઃખો સાંભળીને તેમનું હૃદય વિકટ હાસ્ય કરતું.

એટલે જ્યારે જ્યોતિપુરનાં રહેવાશીઓ બહુ પ્રયત્ને શોધી કાઢેલાં દુઃખોનું દામ લેવા આવ્યાં ત્યારે સંધ્યા સામું એકી ટશે જોઈ રહેલ મહારાજા ચન્દ્રશેખરનું હૈયું વ્યથા પામવા લાગ્યું. શું જગતમાં કોઈ એવું દુઃખ નહિ હશે કે જેનું મૂલ્ય દ્રવ્યથી થઈ શકે જ નહિ? આ પ્રકારના અમૂલ્ય દુઃખની શોધમાં તે ગામેગામ ફરતા હતા. અહા! તે અમૂલ્ય દુઃખ! અનેક રત્નોથી પણ ન ખરીદી શકાય તેવું દુઃખ!

અત્યાર સુધીમાં તે અનેક સ્થળોએ જઈ આવ્યા હતા, પણ હજી તેમને એવું દુઃખ મળી આવ્યું નહોતું કે જે સોનામહોરથી ખરીદી ન શકાય. જ્યોતિપુરમાં પણ એમ જ થયું. અનેક પ્રકારનાં દુઃખોથી રિબાતાં જ્યોતિપુરનાં રહેવાશીઓ રડતાં અને કકળતાં ત્યાં આવવા લાગ્યાં અને સોનામહોરથી સન્તોષ પામતાં, હર્ષથી દોલાયમાન થતાં, દુઃખને વીસરીને સ્વગૃહે જવા લાગ્યાં.

અન્ધકાર ફેલાવા લાગ્યો. અનેક મનુષ્યો આવીને સન્તુષ્ટ થઈને પાછાં ગયાં. મહારાજા ચન્દ્રશેખર ગ્લાનિથી અને નિરાશાથી દુઃખ પામતા, મનુષ્યોના હૃદયની અધમતાથી ભગ્ન થયેલે હૈયે અન્ય દિશા ભણી પ્રયાણ કરતા જતા હતા, તેટલામાં તેમને ખબર પડી કે જ્યોતિપુરમાં એક એવું દુઃખ છે, કે જે દ્રવ્ય આપીને ખરીદી શકાય તેમ નથી. કાંઈક ઉત્સુક હૃદયે મહારાજાએ પોતાના અશ્વને તે તરફ ફેરવ્યો.

સ્મશાનમાં એક કબર ઉપર પુષ્પોનું અમ્બર ઢાંકતી, અન્ધારી

રાત્રિમાં વીજળી સમી ચમકતી, અનેરા સૌન્દર્યથી કોક દેવીશી શોભતી એક બાલિકા – સ્ત્રી મધુરું સંગીત ગાતી, કબરને સ્નેહભર્યું ચુમ્બન અર્પતી હતી. આ અઢળક સૌન્દર્ય નીરખતાં મહારાજા પોતાનું દુઃખ ક્ષણભર વીસરી ગયા, ને બોલ્યા: "દેવી! તમારું દુઃખ મને આપી દો, અને સત્તર કિલ્લા અને ત્રણ હજાર ખેતરો તમારા દુઃખને બદલે સ્વીકારો."

બાલિકા – સ્ત્રી કબર ઉપરથી દૃષ્ટી ખસેડી અનુપમ તેજ ભરી આંખલડી રાજા ભણી ફેરવીને બોલી: "રાજન્! આપ ભૂલો છો. મારું આ દુઃખ નથી; આ શુષ્ક અને દીન જીવનમાં મારે આ એક જ સુખ છે."

*

## ૫. અણમોલું સ્વપ્ન

સૂર્ય અસ્ત પામતો હતો. તેનાં સોનેરી કિરણો જંગલનાં વૃક્ષોનાં પાંદડાંને આછાં આછાં રંગતાં હતાં. તે વખતે એક વૃદ્ધ પુરુષ પોતે ઊંચકેલા બોજાથી નીચો નમી થાકી ગયેલા ચરણે જંગલમાં દાખલ થયો, અને બોજાને બાજૂએ મૂકીને એક પ્રચંડ ઘટાવાળા વૃક્ષ નીચે બેઠો. તે વૃક્ષ જાણે અનાદિ કાળથી ઊગતું આવ્યું હોય તેમ જણાતું હતું, અને છતાં તે વૃદ્ધ પુરુષ તે વૃક્ષના કરતાંય વધુ વૃદ્ધ જણાતો હતો; તેની પીઠ જાણે વર્ષોના ભારથી દબાઈ ગઈ હતી; તેના ગાલ સડી ગયેલા વૃક્ષની છાલ જેવા ઘસાઈ ગયેલા જણાતા હતા; તેની શ્વેત દાઢી છેક કમર સુધી આવી ગઈ હતી. આમ છતાં તેની આંખો હજી તીક્ષ્ણ અને ચળકતી હતી, અને તેમાં કર્કશતા અને હૃદયની ક્ષુદ્રતા પણ જણાઈ આવતી હતી.

થોડી વાર તેણે વિશ્રાન્તિ લીધી, પછી આસપાસ દૃષ્ટિ કરીને જોયું કે કોઈ મનુષ્યનો પગરવ સંભળાય છે કે નહિ. પણ જંગલ શાન્ત હતું; કાંઈ પણ અવાજ કાને પડતો ન હતો. એટલે તેણે પોતાના પોટલામાંથી એક કોથળી કાઢી અને તેનું મોં છોડીને અશરફીઓ[1] અને અનેક જાતનાં રત્નોનો ઢગલો પોતાના ખોળામાં કર્યો. અસ્ત પામતા સૂર્યનાં કિરણો આ ઢગલા ઉપર પડયાં. ઢગલામાંથી પ્રકાશ ચમકયો. તેના પ્રકાશથી જંગલનાં પુષ્પો ઝાંખાં પડયાં, વૃક્ષોનાં પાંદડાં નિસ્તેજ થઈ ગયાં.

---

૧ અશરફી=સોનામહોર.

વૃદ્ધ પુરુષ આ પ્રકાશ ક્ષુદ્ર સંતોષથી નીરખી રહ્યો. તે હાથ વતી અશરફી, હીરા અને મોતી ઉછાળવા લાગ્યો. તેના ચહેરા ઉપર અનેક પ્રકારના સ્વાર્થી વિકારો જણાવા લાગ્યા. રત્નો ઉછાળતા પોતાના હૃદય સાથે વાતો કરતો હોય તેમ એ વૃદ્ધ કાંઈક ગણ-ગણવા લાગ્યો.

એટલામાં અચાનક એ વૃદ્ધના ચહેરા ઉપર ભયની નિશાની જણાઈ; દૂર કોઈક મનુષ્યનો પગરવ સંભળાયો. તેણે ત્વરાથી હીરા, મોતી અને અશરફીઓ કોથળીમાં ઘાલી દીધાં અને ભયથી ધ્રૂજતે અન્તઃ-કરણે, લાકડીના ટેકા વડે ઊભો થઈને તે પાસેની ઝાડીમાં સંતાઈ જવા લાગ્યો.

પોટલાના ભારથી, ઊભા થતાં વૃદ્ધને શ્વાસ ચડી ગયો. "અહા! કોથળી દિનપ્રતિદિન વધુ ભારે થતી જાય છે," તે નિશ્વાસ મૂકીને બોલ્યો, "પરંતુ આખરે શું? મૃત્યુ પછી તો મારાથી તે સાથે લઈ જવાવાની નથી જ!"

વૃદ્ધ ઝાડીમાં સંતાયો. પાછળથી જીવનના પુરબહારમાં હીંચતો એક યુવક અને બાલિકાસમ શોભતી એક સ્ત્રી, એકેકના હાથમાં હાથ મિલાવી, શૂન્ય જંગલમાં પોતાના દિવ્ય હાસ્યથી અમિધારા રેલતાં, આસપાસની વસ્તુઓમાં નવજીવન વેરતાં, દિવ્ય સ્નેહીઓનાં સ્નેહઝરણાંથી સૂર્યકિરણોના પ્રકાશને ઝાંખા પાડતાં જંગલમાં આવ્યાં, અને વૃદ્ધ જે વૃક્ષ નીચે વિશ્રાન્તિ લેવા બેઠો હતો તે જ વૃક્ષની છાયા નીચે બેઠાં.

"અરે! આ શું છે?" સ્ત્રીએ વેળુમાં પડેલી એક અશરફી શોધી કાઢતાં કહ્યું. વૃદ્ધ પુરુષ ઉતાવળમાં આ અશરફી લેવી ભૂલી ગયો હતો.

"અશરફી!" બન્ને એકેકની આંખોમાં પોતાનો આત્મા

રેડતાં બોલ્યાં. "તારે માટે એકાદ નવું વસ્ત્ર આવશે," પુરુષ બોલ્યો. "આપણું આવું નસીબ ક્યાંથી ?" પછી ખિન્ન હૃદયે શોકોદ્ગાર કર્યો.

"પ્રિય સખિ !" સ્ત્રીનાં મુખસૌન્દર્યનું પાન કરતો તે ફરી બોલ્યો, "આવી અશરફીઓ વધુ હત તો આપણું સ્વપ્ન કેવું પરિપૂર્ણ થાત !"

સૂર્યનાં છેલ્લાં કિરણોએ પાંદડાંને ભેદીને સ્નેહી યુગલને પ્રકાશનું સ્નાન કરાવ્યું. વૃદ્ધે ઝાડીમાંથી જોયું કે તેમનાં વસ્ત્રો તદ્દન જીર્ણ થઈ ગયાં હતાં. યુવતીના પગની પુષ્પની પાંદડીશી પાનીઓ રક્ષણ વગરની ખુલ્લી જ દેખાતી હતી. બન્નેના શરીર ઉપર દારિદ્ર્ય જણાતું હતું. પણ તેથી શું ? યુવતીની પાનીઓથી વનપુષ્પો લજ્જિત થઈને નીચાં વળી ગયાં હતાં, તેના કાળાભમ્મર વાળ મીઠી રાત્રિના અન્ધકારને ઝાંખા પાડતા હતા. સુન્દરીની ચક્ષુજ્યોતિના જેવો પ્રકાશ વૃદ્ધના રત્નોમાંથી પ્રગટતો ન હતો.

સૂર્ય અસ્ત પામ્યો. ચન્દ્રનું મીઠું અજવાળું જંગલમાં નૃત્ય કરવા લાગ્યું. સ્ત્રી પુરુષ બંનેની આંખમાં અનેરું તેજ ઝળહળવા લાગ્યું. એકેકની સોડમાં લપાતાં, એકના હૈયામાંથી નીકળતા પ્રેમ-ગીતને બીજાના હૈયામાં રોપતાં, ચન્દ્રના અજવાળામાં અનન્ય સ્નેહને હલમલાવતાં યુવકયુવતી નિદ્રાવશ થયાં. ચન્દ્રનો પ્રકાશ તેમની સામું જોતો, મીઠું સ્મિત કરતો, અનેક તારલાઓની સાથે ગૂઢ વાતો કરતો જંગલમાં રૂપેરી પ્રકાશ વેરતો વિચરવા લાગ્યો.

થોડી વાર સુધી વૃદ્ધે ઝાડીમાં રાહ જોઈ. પછી જ્યારે એને લાગ્યું કે હવે ભય નથી, હવે નાસી શકાશે, એટલે તે અર્ધ ઊભો થયો; પણ એટલામાં એની દૃષ્ટિએ કાંઈક અનુપમ દર્શન દીઠું.

સ્નેહી સ્ત્રી–પુરુષ ઉપર અનિલની લહરીઓમાં હીંચોળા લેતી એક અનુપમ આકૃતિ તરતી હતી; જાણે ચંદ્રકિરણોની જ બનેલી હોય ને !

તે બીજું કાંઈ નહિ, પણ સ્ત્રી–પુરુષના પ્રેમનું રક્ષણ કરતું, નિદ્રા વખતે તેમની સમીપ રહેતું સ્વપ્ન હતું.

વૃદ્ધ પુરુષ સ્તબ્ધ થઈ ગયો. તેની વર્ષો થયાં અનેક ઉપાયોથી ભેગી કરેલી દોલત આ સ્વપ્નના અદ્ભુત તેજ આગળ શી વિસાતમાં ? અને તે સ્વપ્ન કોનું હતું ? એક અશરણીથી સન્તોષ પામતાં દીન પ્રેયસપ્રેયસીનું !

"આ મારી દોલત મારે શા કામની ?" વૃદ્ધ પેલા સ્વપ્નને તૃષાતુર આંખે નીરખતો બોલ્યો, "આથી ઊલટી મારે કેટલી વ્યથા ખમવી પડે છે ! આને લીધે જ મારે મનુષ્યોથી દૂર નાસવું પડે છે."

જેમ જેમ વૃદ્ધ સ્વપ્ન તરફ જોતો ગયો તેમ તેમ તેને પ્રાપ્ત કરવાની ઇચ્છા તેના હૃદયમાં પ્રબળ થતી ગઈ. "મારી દોલત તેમને હું આ સ્વપ્નના બદલામાં આપી દઈશ," આટલું બોલીને ધીમે ધીમે વૃદ્ધ સૂતેલાં સ્ત્રી-પુરુષ આગળ ગયો. વખતે જાગી જશે તો, એવા ભણકારા વૃદ્ધને થયા, પણ તેઓ જાગ્યાં નહિ, નિખાલસ હૈયાની પવિત્ર નિદ્રામાંથી ઝબક્યાં નહિ. જેમ જેમ વૃદ્ધ પાસે આવતો ગયો તેમ તેમ સ્વપ્ન સંકોચાઈને દૂર ખસવા લાગ્યું; અને તેમ તેમ વૃદ્ધની આંખોને તે વધારે ને વધારે અનુપમ લાગતું ગયું. આખરે વૃદ્ધ છેક પાસે આવ્યો, પોતાની કોથળી સ્ત્રી-પુરુષની પાસે મૂકીને આગળ વધ્યો, અને કૂદકો મારીને સ્વપ્નની આકૃતિને પકડીને ત્વરાથી ચાલતો થયો.

પરન્તુ સ્ત્રી-પુરુષ જાગ્યાં નહિ. સવારમાં તો વૃદ્ધ કંજુસ સ્વપ્નને લઈને ક્યાંનો ક્યાં નીકળી ગયો.

પ્રભાતમાં પક્ષીઓનો કલરવ જંગલમાં જીવન પ્રેરવા લાગ્યો. સ્ત્રી-પુરુષે જાગીને એકમેકને ચુંબન અર્પ્યાં અને નવીન દિવસના નૂતન પ્રકાશમાં સ્મિત કર્યું.

"અહો ! આ શું ?" બાલિકાના કેશ સાથે રમતા શ્વેત હસ્ત કોથળી તરફ ગયા. આનન્દોદ્ગારથી સ્ત્રી-પુરુષે કોથળીને ઉઘાડી.

અન્દરથી નીકળતી વસ્તુઓ જોઈને બન્નેનાં હૃદય આશ્ચર્યથી અને આનન્દથી ચમકવા લાગ્યાં.

"આનો અર્થ શો? શું સ્વર્ગના ફિરસ્તાઓએ તો આ આપણને નહિ અર્પ્યું હોય?" બન્ને બોલી ઊઠ્યાં.

દોલત ખોટી, કૃત્રિમ ન હતી; હીરા, મોતી ઝાકળનાં બિન્દુ ન હતાં. "પરન્તુ વખતે લોકો આપણે આ વસ્તુઓ ચોરી લાવ્યાં છીએ એમ કહેશે તો? અને તેથી કદાચ આપણને કારાગૃહમાં જવું પડશે તો?" પુરુષે ભય બતાવ્યો.

"ના ના, એમ તો નહિ. કો'ક વનદેવતાએ આપણી પ્રાર્થના સાંભળીને આપણને આ અર્પ્યું હશે એટલે તે આપણને કાંઈ વ્યથા નહિ થવા દે," યુવતી રત્નોથી રમતી બોલી, "ગઈ રાત્રે આપણે શું કહ્યું હતું તે સ્મરણમાં છે વ્હાલા! તે પ્રાર્થના દેવોએ સાંભળીને આપણું સ્વપ્ન પરિપૂર્ણ કરવા પ્રવાસ કર્યો હશે."

"હા, એમ પણ હોય," પુરુષે કહ્યું, "હવે આપણી ઇચ્છાઓ તૃપ્ત થશે."

"હવે આપણા દીન સ્વપ્નને નવીન શૃંગાર સજાવીશું, નવીન આભૂષણો પહેરાવીશું," બાલિકા હર્ષથી યુવકના હસ્તને ચુંબતી બોલી.

પણ એટલામાં કોણ જાણે શાથી ઉભયનાં હૃદય ધડક્યાં. બાલિકા રત્નોની રમત છોડીને પુરુષની સોડમાં ભરાઈ, અને આસપાસ દૃષ્ટિ નાખી ગભરાતી બોલી ઊઠી: "અરે, પણ આપણું સ્વપ્ન ક્યાં?"

"મને રાત્રિએ લાગ્યું કે આપણું સ્વપ્ન આપણી પાસે નથી, પણ તે વખતે નિદ્રાથી મારી આંખ ઘણી ઘેરાતી હતી એટલે હું બરાબર જોઈ શક્યો નહિ," યુવક શોકમાં ડૂબતો બોલ્યો.

"તે બહુ દૂર તો નહિ ગયું હોય," સ્ત્રી બોલી, "કદાચ પાસેની પુષ્પકુંજમાં વિહરતું હશે."

બન્નેનાં હૃદય ભય અને ઉદ્વેગથી ધડકવા લાગ્યાં. બન્ને ઊભાં થઈને જંગલમાં શોધ કરવા લાગ્યાં, પણ સ્વપ્નને ક્યાંય દીઠું નહિ.

"ક્યાં ગયું હશે? શું આપણને ત્યાગી ગયું હશે?" આંસુથી છલકાતી આંખે સ્ત્રી બોલી.

"ના ના, કોઈ ચોરી ગયું હશે, હવે આપણને આ રત્નો શા કામનાં છે? ચોરનારને આ રત્નો આપવાથી વખતે આપણને આપણું સ્વપ્ન પાછું મળશે," પુરુષ આશાભર્યે સાદે બોલ્યો. અને સ્ત્રી–પુરુષ પોતાના સ્વપ્નની શોધમાં રત્નો અને અશરફીઓ લઈને ચાલ્યાં. તેટલામાં વૃદ્ધ પુરુષ સ્વપ્નને લઈને ઘણે દૂર નીકળી ગયો. આખરે તે એક ઝરણા આગળ આવ્યો, અને સ્વપ્નને પોતાની પાસે બોલાવીને તેણે કહ્યું: "મારું હૈયું અનેક વિકારોથી થાકી ગયું છે, તેને આશ્વાસન આપવા કાંઈક ગા."

સ્વપ્નની કાન્તિ ઝાંખી પડી ગઈ હતી. તેની તારલાઓશી આંખો નિસ્તેજ થઈ ગઈ હતી.

"મને ગીત ગાવાનો અભ્યાસ નથી," સ્વપ્ન રુદન કરતું બોલ્યું.

"તું અસત્ય ભાષણ શા માટે કરે છે?" વૃદ્ધ બોલ્યો, "મેં ગઈ રાત્રિએ તારાં ગીતો સાંભળ્યાં હતાં."

"તે ગીતો હું તમારી આગળ ગાઈ શકું તેમ નથી," તેણે કહ્યું, "જે કુમળાં, પવિત્ર હૈયાંઓથી તમે મને વિખૂટું પાડ્યું છે તેવાં હૈયાંઓને જ હું મારાં ગીતો સંભળાવું છું."

"પણ મેં મારી બધી દોલત તારી પાછળ આપી દીધી છે," વૃદ્ધે લગાર ગુસ્સે થઈને કહ્યું.

"તે દોલત તેમને શા ખપની? મારા વિના તે તેમને નકામી છે."

"હા, હા, હા ! તે દોલત વડે તે તારાં જેવાં અનેક સ્વપ્નો ખરીદી શકે તેમ છે," વૃદ્ધે તિરસ્કારથી અટ્ટહાસ્ય કરતાં કહ્યું.

"રત્નોથી મારા જેવાં સ્વપ્નો ખરીદી શકાતાં નથી," સ્વપ્ને કહ્યું, "મારું મૂલ્ય સ્નેહ અને પ્રેમ જ છે."

"ગમે તેમ હો, તારે મારી સમક્ષ ગાવું જ પડશે."

"મારાં ગીતોમાં તને શો આનન્દ પડશે ? તારું હૈયું કઠણ, શુષ્ક અને સ્નેહરહિત છે. મારાં સર્વ ગીતો જિંદગીની યુવાવસ્થાનાં, સાગરનાં અને પ્રેમનાં ઉછાળાનાં જ છે," સ્વપ્ને કહ્યું.

"તેવાં જ ગીતો મારે સાંભળવાં છે," વૃદ્ધે પોતાની હઠ છોડી નહિ.

"તેના કરતાં હું મૃત્યુવશ થાઉં તે જ સારું," સ્વપ્ન બોલ્યું.

આવી રીતે વૃદ્ધે ઘણાય પ્રયત્નો કર્યા પણ સ્વપ્ને પોતાનો કંઠ ખોલ્યો નહિ, ગીતો સંભળાવ્યાં નહિ. દિન પ્રતિદિન તેની સુન્દરતા ઝાંખી થતી ગઈ, આંખોનો પ્રકાશ નષ્ટ થતો ગયો. વૃદ્ધ પણ નિરાશ થઈ ગયો. પોતાની દોલતનું તેને પુનઃ સ્મરણ થયું. એક સ્વપ્નને માટે આખી જિંદગીની મહેનતથી પ્રાપ્ત કરેલું દ્રવ્ય ગુમાવ્યું એ વિચારથી તેનું અંતઃકરણ પશ્ચાત્તાપ કરવા લાગ્યું.

"મને મારા અસલ માલિક કને લઈ જા. એ તારી દોલત તને પાછી આપશે," સ્વપ્ને વૃદ્ધને કહ્યું.

"આહા ! મારા જેવા મૂર્ખ મનુષ્યો જગતમાં થોડા જ નીકળે," વૃદ્ધે દીર્ઘ નિશ્વાસ મૂકીને કહ્યું, "તારા જેવી નિર્માલ્ય વસ્તુને માટે હાથમાં આવેલી દોલત એ છોડી દે એ મારાથી માની શકાતું નથી."

"તું પ્રયત્ન તો કરી જો."

બીજો કાંઈ ઉપાય ન હતો એટલે વૃદ્ધ પાછો જંગલ ભણી જવા નીકળ્યો. આશાથી સ્વપ્નની આંખો સતેજ થઈ, તેનું સૌન્દર્ય પાછું ખીલવા લાગ્યું.

આ તરફ જંગલમાંથી નીકળીને સ્ત્રી–પુરુષે સર્વ ઠેકાણે પોતાના સ્વપ્નની ભાળ કાઢવા માંડી, પણ તેનો ક્યાંય પત્તો લાગ્યો નહિ. જગતના શુષ્કહૃદયી મનુષ્યો સ્ત્રી–પુરુષના આત્માનો ઊંડો ભાવ સમજતાં ન હતાં એટલે કેટલાંક ઉપહાસ કરતાં, કેટલાંક એમની મૂર્ખતા માટે ચેષ્ટા કરતાં અને કેટલાંક શિખામણ આપવા પ્રયત્ન કરતાં. કેટલાંક મનુષ્યોએ પોતાનાં જડ અને શબવત સ્વપ્નો સ્ત્રી–પુરુષ સમક્ષ ધર્યાં, પણ તે તેમણે સ્વીકાર્યાં નહિ. તેમને તો પોતાનું જ સ્વપ્ન જોઈતું હતું. તે જેની તેની આગળ રત્નોની કોથળી ધરતાં અને પોતાનું સ્વપ્ન પાછું મેળવી આપે તેમને તે આપવાનું કહેતાં. પરંતુ તેમની મહેનત વ્યર્થ ગઈ. સ્વપ્ન મળ્યું નહિ એટલે નિરાશ થઈને તે પાછાં જંગલ ભણી વળ્યાં અને ત્યાં અસલની જગ્યાએ પેલા વૃક્ષ નીચે આવ્યાં.

"વખતે આપણું સ્વપ્ન આપણને ખોળતું અહીં જ આવશે," બન્ને આશાભર્યાં હૃદયે બોલ્યાં.

પણ જંગલ શૂન્ય હતું, ફક્ત તેમના શબ્દોનો જ પડઘો નિઃશબ્દ જંગલમાં ગાજતો. આઘેથી શિયાળવાંની ચીસ સંભળાતી. વૃક્ષોને વીંઝીને નીકળતા પવનના ઝપાટા, સુસવાતા જંગલમાં કૂદતા.

સૂર્ય અસ્ત થયો. પ્રથમની માફક સ્ત્રી–પુરુષ એકેકની સોડમાં ભરાઈ નિદ્રાવશ થયાં, પણ આજ તેમનાં હૈયાંમાં આનન્દ ન હતો, તેમની આંખોમાં આંસુનાં બિન્દુ, પુષ્પની પાંખડીઓમાં ઝાકળનાં બિન્દુની માફક, આવી રહ્યાં હતાં.

પ્રથમની માફક જ આકાશમાં ચન્દ્ર ચમક્યો. રૂપેરી પ્રકાશ વનના વિશાળ પટમાં વ્યાપી રહ્યો. સર્વ ઠેકાણે શાન્તિ પ્રસરી રહી હતી. ફક્ત દૂર એક ચન્ડોળ પક્ષીનું ગીત વનને કમ્પિત કરતું આછું સંભળાતું હતું. પણ થોડી વારમાં મનુષ્યનો પગરવ સંભળાયો. વૃદ્ધ

પુરુષ આસપાસ શંકાભરી દૃષ્ટિ નાખતો સ્વપ્નને સાથે લઈ ત્યાં આવ્યો. સ્વપ્ને સ્ત્રી–પુરુષને જોયાં. તેનું હૈયું અતિ આનન્દથી ઊછળવા લાગ્યું.

"જો, જો, પેલાં યુવક–યુવતી!" સ્વપ્ને વૃદ્ધને કહ્યું.

પણ વૃદ્ધની દૃષ્ટિ ફક્ત એક જ વસ્તુને જોઈ રહી હતી; પેલી કોથળી જેમ ને તેમ એ સ્ત્રી–પુરુષની પાસે પડી હતી. કૂદકો મારીને વૃદ્ધે તે લીધી. પોતાની દોલત તરફ જોતો મલિન અને પાપી વિચારોથી બબડતો વૃદ્ધ જંગલના ઊંડાણમાં અદૃશ્ય થઈ ગયો.

"અહો મારા વહાલા સ્વપ્ન! તું જ મારું ખરું સ્વપ્ન છે, તું જ મારું સર્વસ્વ છે, તું જ જગતમાં સર્વશક્તિમાન, બળવાન પ્રભુ છે. હવેથી હું તને કદી ત્યાગીશ નહિ," દૂર જંગલમાં અંધારા ખૂણામાં બેસી વૃદ્ધ પોતાની દોલતની સાથે રમતો ગણગણવા લાગ્યો.

અહીં નિદ્રામાંથી ઝબકતાં યુવક-યુવતીએ એકેકને કહ્યું: "આ મધુરું ગીત ક્યાં સંભળાય છે?"

આંખ ઉઘાડતાં હવામાં હીંચોળા લેતું, ચન્દ્રના ઉજ્જવળ પ્રકાશમાં મીઠાં ગીત ગાતું, પોતાના અનુપમ સૌન્દર્યથી વનમાં કોઈક દિવ્ય પુષ્પશું શોભતું પોતાનું સ્વપ્ન તેમણે દીઠું.

"અહો! આપણું સ્વપ્ન આપણને પુનઃ પ્રાપ્ત થયું," યુવતી સ્વપ્નને ચુંબતી બોલી, "મીઠડા સ્વપ્ન! અમે તને ગૂમાવ્યું ત્યારે જ તારું મૂલ્ય જાણી શક્યાં. હવે તું અમારી કનેથી કદી જઈશ નહીં, હોં!"

હર્ષથી ઊભરાતાં હૈયાં પુનઃ નિદ્રાવશ થયાં. સ્વપ્નનું અનન્ય પ્રેમગીત જંગલમાં ગાજી ઊઠ્યું. આકાશમાં ચન્દ્ર અને તારલાઓ તે શ્રવણ કરતા એકએકમાં ગૂઢ વાતો કરવા લાગ્યા. બુલબુલો વનની અનેક કુંજોમાંથી આ ગીત ઝીલવા લાગ્યાં.

# ૬. વનબાલિકા

**અતુલ** પણ વિહ્‌વળ સુખનો પ્રથમ પ્રકાશ રાણીની આંખે ઝાંખો પડવા લાગ્યો હતો. વનવન વિહરતી વનબાલિકામાંથી રાજ્યાસનને શોભાવતી રાણી થવાનો અદ્‌ભુત ચમત્કાર તેના ચમત્કારિક ગુણો તજી દઈને જીવનની શુષ્ક સરળતા અને સત્યતા ધારણ કરતો હતો. રાણીના હૃદયમાં ઝાંખા અસંતોષ અને ઉદ્વેગનો સંચાર થવા લાગ્યો.

ખરેખર, જે જે વસ્તુઓ આ દુનિયા આપી શકે તે તે વસ્તુઓ તેને હતી. સામાન્ય રીતે જે જે ઇચ્છાઓ સ્ત્રીનું હૃદય ધારણ કરી શકે એમ ધારવામાં આવે તે તે ઇચ્છાઓ તેને પ્રાપ્ત થતી. જે દિવસે રાજાને જંગલમાં ઝરણા પાસેથી તે વનબાલિકા મળી તે દિવસે જેવો પ્રેમ તેના ઉપર હતો તેવો જ પ્રેમ રાજા હજી સુધી તેના ઉપર રાખતો હતો. તેના કમળશા શરીરને ઢાંકવાને અશક્ત જીર્ણ વસ્ત્રને બદલે વિવિધ જાતનાં વસ્ત્રો તેની પાસે હતાં. રાજાની આંખે તેની સુન્દરતા હજી વધારે મનોહર જણાય તેવા ઉદ્દેશથી સૂર્યના જેવા સોનેરી, ઘેરા સમુદ્રના જેવાં ધૂમ્રવર્ણનાં, ઇન્દ્રધનુષ્યસમ વિવિધરંગી અને ઉનાળાના વાદળશા આછા રંગનાં અનેક આભૂષણો તેની પાસે હતાં.

અને દરરોજ સવારમાં રાજા તેના હંસ સરીખા કંઠ ઉપર, ચન્દ્રકિરણ જેવા હસ્ત ઉપર અથવા તો કાજળકાળી રાત્રિ જેવા તેના વાળ ઉપર મઢવાને એક અમૂલ્ય હીરો અર્પતો હતો.

અહા ! કેવું અદ્‌ભુત પ્રભાત ! વનના ઊંડાણમાં કેવાં દિવ્ય

ઓતિલમ ! હજી તો વૃક્ષની ટોચ ઉપર થઈને સૂર્ય ભાગ્યે જ ઊગ્યો હતો તેવામાં તે વનબાલિકા એક પ્રચંડ વૃક્ષ નીચે સૂતી હતી ત્યાંથી જાગી. સૂર્યનાં કિરણો પાસેના ઝરણામાંનાં કમળોને પ્રકાશિત કરતાં હતાં અને તેમની પાંદડીઓને સુવર્ણથી ઓપતાં હતાં. પ્રભાતના પટ અપૂર્વ રીતે ઉઘડતા હતા. તેમને અર્ધ નિદ્રાવશ આંખોએ જોતી તે ક્ષણભર શાન્ત સૂઈ રહી. પછી ઊઠીને ઝરણાના સલિલને આરસી કલ્પીને તેમાં જોઈને પગની પાની સુધી પહોંચતા પોતાના કેશ હોળ્યા, અને લટ બાંધી. એવી રીતે બાળકના જેવા નિર્દોષ આનન્દથી પોતાની સુન્દરતામાં મુગ્ધ થતી એ પાણીમાં પોતાનું વદન જોઈ રહી હતી તેવામાં ઝરણામાં એક પુરુષની છાયા પડી. બાલિકા ચમકી અને આવનાર પુરુષની સામું જોવા વળી. તેના વાળ હજી પૂરા ગૂંથાયા ન હતા અને ઝરણાનાં કમળ કરતાં પણ વધુ ઉજ્જવળ તેનું વક્ષઃસ્થલ પ્રભાતના સૂર્યપ્રકાશમાં નગ્ન નહાતું હતું એટલે બીક ને લજ્જાથી બાલિકાએ પુરુષની સામે જોયું. રાજાની અને યુવતીની દૃષ્ટિ મળી.

વિના સંકોચે ઉભયે એકેકની સામા જોયું. દૃષ્ટિએ દૃષ્ટિમાં ઊંડા પ્રવેશ કર્યો. પવિત્રતાએ પવિત્રતાને ઓળખી.

રાજાએ મૌન તોડ્યું. તેણે પૂછ્યુઃ " સુન્દરી ! તમે કોણ છો ? સુરાંગના છો ? કોઈ મનુષ્ય આવું સુન્દર હોઈ શકે? "

" નહિ, રાજવીર ! " સુન્દરીએ ઉત્તર આપ્યો, " હું એક અનાથ બાલિકા છું. હું અને મારી વીણા ગામે ગામે ભટકીએ છીએ અને મનુષ્યોના હૃદયમાં પુષ્પની પાંખડીઓ વેરીએ છીએ. "

" તમે અને તમારી વીણા ગામેગામ ભટકવાનું છોડી દો, મારા હૃદયમાં પુષ્પની પાંખડીઓ વેરો, તમે મારાં રાણી થાઓ ! "

બીક અને આનન્દથી સ્તબ્ધ થઈને બાલિકા કાંઈ ઉત્તર આપી શકી નહિ. પછી રાજાએ તેનો હાથ પકડીને અશ્વ પાસે

ચરતો હતો તેના ઉપર બેસાડી, પોતે પણ સાથે બેઠો, અને આવી જ સ્થિતિમાં શહેરમાં તે દાખલ થયો.

મહેલ આગળ આવતાં રાજા ઘોડા ઉપરથી ઊતરી પડ્યો અને યુવતીને પણ ઉતારી. મહેલનાં પગથિયાં ઉપરથી રાજાએ આસપાસના મનુષ્યસમુદાયને સંબોધીને કહ્યું: "હે મનુષ્યો! એક દિવ્ય ચમત્કારથી મને આ સુન્દરી પ્રાપ્ત થઈ છે, તે જેમ મારા હૃદય ઉપર અમલ ચલાવે છે તેમ ભવિષ્યમાં તમારાં હૃદય ઉપર પણ સામ્રાજ્ય ચલાવશે. માટે હે મનુષ્યો! આ તમારી રાણીને નમન કરો!"

આટલું બોલીને રાજા ઘૂંટણીએ પડ્યો અને યુવતીના હસ્તને ચુંબન અર્પ્યું. સર્વ મનુષ્યોએ પણ તેમ જ કર્યું અને ઘોષ કર્યો: "અમારી રાણી ચિરંજીવ રહો! તમારી રાણી ચિરંજીવ રહો!"

પછી રાજાએ અને રાણીએ મહેલની અંદર પ્રવેશ કર્યો. ત્યાં વનબાલિકાનાં જીર્ણ વસ્ત્રો ઉતરાવીને, દેવતાઓ પણ મોહ પામે તેવાં, અદ્ભુત રંગનાં આભૂષણો સજાવ્યાં અને કંઠે અને વાળમાં અનેક હીરાઓ અને અનેક રત્નો પહેરાવ્યાં. સાયંકાળે અગ્નિ સન્મુખ રાજાએ સર્વ ચૈતનની સમક્ષ, શુક્રના તારા જેવો એક હીરો વનબાલિકાની અંગુલિએ પહેરાવ્યો. રાજા અને વનદેવી વર–વધૂ થયાં. રાત્રિએ આકાશમાં ચન્દ્ર ચળક્યો. પૃથ્વી ઉપર ચન્દ્રને પણ લજ્જિત કરે તેવી રાણી રાજાના કરકમળમાં સૂતી.

બીજે દિવસે પ્રભાતમાં રાજાએ એક સુવર્ણ પેટી બાલિકાને ભેટ આપી. તે પેટી બનાવનાર એક હોશિયાર કારિગર હતો. અને તે પેટી તેની કારિગરીનો એક ઉત્તમ નમૂનો હતો. પેટીની બાજુમાં રાજાની પ્રેમકથા ચીતરી હતી. એક બાજુએ એક ઝરણું હતું. બાલિકા–ભિખારણ પોતાના વાળ ઝરણાંની ક્રારે બેસીને ગૂંથતી હતી. બીજી બાજુએ રાજાની સાથે મહેલનાં ઊંચાં વિશાળ આરસનાં

પગથિયાં ઉપર સર્વ લોકોની સમક્ષ તે સુન્દરી ઊભી હતી. ચોથી બાજુએ રાજા અને તે યુવતી વરવધૂ થયાં તે દેખાવ ચીતરવામાં આવ્યો હતો.

રાજાના શયનગૃહમાં એક ઓરડો હતો. તે ઓરડામાં રાજાએ સ્નેહથી તે પેટી મુકાવી. પેટીમાં વીણા અને જીર્ણ વસ્ત્ર — ગામોગામ ભટકવામાં અને વનેવન વિહરવામાં રાણીના જીવનઆધાર — મૂકવામાં આવ્યાં.

સન્ધ્યા સમયે ઘણી વાર જ્યારે રાજાનું હૃદય પ્રેમથી નીતરતું હતું ત્યારે તે રાણીને વિનવતો; સારાં સારાં વસ્ત્રો તજાવીને તેને જીર્ણ વસ્ત્રો પહેરાવતો. તે વસ્ત્રોમાં, કમળ કરતાં પણ અધિક તેની સુન્દરતા વીજળી સમી ચમકતી અને તે વખતે રાજા કહેતો કે અન્ય વસ્ત્રો ગમે તેવાં અમૂલ્ય હોય તો પણ રાણીનું સૌન્દર્ય તે જીર્ણ વસ્ત્રોમાં જ અપૂર્વ પ્રગટતું. તે વખતે રાજા રાણીને અતુલ સ્નેહથી ચાહતો. પણ આ સર્વ અલ્પ સમય ચાલ્યું. જો કે સર્વ મનુષ્યો એમ કહેતાં કે હજીયે રાજાનો પ્રેમ જેવો ને તેવો જ અપૂર્વ છે, હજીયે રોજ એકેક હીરો રાણીના કંઠે પહેરવાને, તેના ચન્દ્રકિરણ જેવા હસ્તે બાંધવાને અથવા તો રાત્રિ સરિખા તેના કેશમાં ગૂંથવાને રાજા રાણીને અર્પતો હતો, તેમ છતાં કેટલાક માસ વીતી ગયા, પણ રાજાએ રાણીને પેલાં જીર્ણ વસ્ત્રો પહેરવાનું કહ્યું ન હતું.

તેમના અદ્‌ભુત પ્રેમનો ચમત્કાર પણ શું તેના ચમત્કારિક ગુણો તજી દઈને દુનિયાના અન્ય શુષ્ક પ્રસંગો જેવો થઈ ગયો હતો?

કોઈક કોઈક વખત રાણીને એમ ભાસતું કે રાજા તેની વન-દેવીના જેવી નિરંકુશ અને દુનિયાના રીતરિવાજોથી ભિન્ન ટેવોથી અસંતોષ પામતો હતો. રાજાને એમ જણાવા માંડયું હતું કે આવી રીતો છોડીને રાજ્યસભામાં આવતી અનેક રમણીઓના જેવા કૃત્રિમ હાસ્ય અને સ્નેહશૂન્ય હાવભાવનો તે સ્વીકાર કરે તો સારું, કારણ

કે જો કે તેને રાણી થયાંને ઘણી મુદત વીતી ગઈ હતી, છતાંય તે તો જંગલનાં ઝરણાંને કિનારે બેસીને વાળ ગૂંથતી વનદેવીના જેવી જ રહી હતી.

ઘણી વેળા તે છાનીમાની પેટીવાળા ઓરડામાં જતી અને પેટી ઉઘાડીને પોતાનાં જીર્ણ વસ્ત્રો સામું કાંઈક આતુરતાથી જોઈ રહેતી અને વીણાના તૂટેલા તાર સામે સખેદ આંખ માંડતી.

તેના ઓરડાને એક બારી હતી. બારીમાંથી દૂરના જંગલની પ્રશાન્તિ વાદળાં જેવી જણાતી. જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ રાણીના હૃદયમાં કાંઈક ભેદી અને અપરિપક્વ દિલગીરીની છાયા જણાતી ગઈ. તે ઘણી વાર બારીમાં બેસતી અને દૂરનાં જંગલભણી તૃષાતુર આંખે જોતી.

એક દિવસ રાણી બારીમાં બેઠી હતી, અને દૂર જોતી હતી, તેવામાં હૃદયની ઇચ્છા દબાવી નહીં શકવાથી અંગ ઉપરનાં અમૂલ્ય વસ્ત્રો કાઢી નાંખીને જે જીર્ણ વસ્ત્રોને ભૂતકાલમાં રાજા ચાહતો હતો તે તેણે પહેર્યાં, હાથમાં જૂની વીણા લીધી અને વનનું ગીત સંભાર્યું. રાણીનો મૃદુલ કંઠ ઓરડામાં નૃત્ય કરવા લાગ્યો. રાણી પણ વસન્તના અનિલની પેઠે, જંગલના ઊંડાણમાંનાં વૃક્ષનાં પાંદડાંઓની પેઠે એકલી સુરદેવીશી નૃત્ય કરવા લાગી.

અચાનક તે નૃત્ય કરતી બન્ધ થઈ ગઈ. રાજા ઓચિંતો ત્યાં આવી ચડ્યો હતો અને દુઃખભરી આંખે આ નૃત્ય નીરખી રહ્યો હતો.

"તું રાણીપદથી કંટાળી ગઈ છે ?" રાજાએ દિલગીરીભર્યા સાદે પૂછ્યું.

ઉત્તરને બદલે રાણીએ રાજાને આલિંગન કર્યું. તેનાથી રડી પડાયું. પણ રુદનનું કારણ એ પોતે જ ન સમજી શકી.

"હું તમને અત્યંત ચાહું છું !" રાણીએ ગદ્ગદ કંઠે કહ્યું, "પણ આ જીવન ખરું નથી, કૃત્રિમ છે."

રાજા શોકાતુર હૃદયે તેની કનેથી ચાલ્યો ગયો. જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ ઉભયના હૃદય વચ્ચે શોકની છાયા આવતી ગઈ. રાજાના શબ્દો વારંવાર રાણીના કાનને અથડાવા લાગ્યા: "તું રાણીપદથી કંટાળી ગઈ છે?"

શું ખરેખર તે રાણીપદથી કંટાળી ગઈ હતી?

એક દિવસ રાણી મહેલને પગથિયેથી ઊતરતી હતી તે વખતે એક સુન્દર બાલિકા, પોતે એક દિવસ પહેર્યાં હતાં તેવાં જ જીર્ણ વસ્ત્રો પહેરીને પુષ્પો વેચતી બેઠી હતી. રાણી ઊભી રહી.

"બાલિકા! આ કમળપુષ્પો ક્યાંથી વીણ્યાં?" રાણીએ પૂછ્યું.

"પેલા જંગલમાં એક ઝરણું છે ત્યાંથી મેં વીણ્યાં," બાલિકાએ નમન કરીને ઉત્તર દીધો.

"તેમાંથી મને એક આપ."

પુષ્પ લઈને રાણીએ એક અશરફી બાલિકાના હાથમાં મૂકી અને પોતે તરત ચાલી ગઈ.

તે જ રાત્રિએ નિદ્રાવશ રાજાની સોડમાંથી જાગૃત અવસ્થામાં સૂતેલી રાણી ઊઠી અને પેલા ઓરડા ભણી ગઈ. ત્યાં આંસુથી છલકાતી આંખે તેણે જીર્ણ વસ્ત્રો ધારણ કર્યાં, હાથમાં વીણા લીધી અને સૂતેલા રાજાને એક ચુંબન કર્યું. પરન્તુ રાજા જાગ્યો નહિ.

પ્રભાતમાં રાજા જાગ્યો ત્યારે તેને ભય લાગ્યો. આસપાસ જોયું તો જે જગ્યાએ રાણી સૂતી હતી ત્યાં એક શ્વેત કમળ પડ્યું હતું.

તે જ ઘડીએ જંગલના ઊંડાણમાં એક ભિખારણ-કન્યા કમળોથી ઘેરાયેલા ઝરણાના પાણીમાં પોતાનું મુખ જોતી, પોતાના સુમધુર કાળી રાત્રિશા વાળ હોળતી હતી.

## ૭. અવર દુનિયા

**અસંખ્ય** તારલાઓ રોજ રાત્રિએ ઝબૂકે છે. તેમાંના એક તારામાં આપણા જેવી દુનિયા છે. એમાં મનુષ્યો પણ છે. પરંતુ આ દુનિયા અને તે દુનિયા ભિન્ન ભિન્ન છે.

તે દુનિયામાં એક સ્ત્રી હતી, એક પુરુષ હતો. બન્ને પ્રેમી હતાં – સ્નેહી હતાં.

આવી દુનિયામાં પણ આવાં યુગલ દૃષ્ટિગોચર થાય છે અને થશે, પરંતુ અહીં નથી એવી એક વસ્તુ ત્યાં હતી.

ત્યાં એક ગાઢ જંગલ હતું. જંગલમાં વૃક્ષની ગીચ ઝાડી હતી. ઉનાળાનો સૂર્ય પણ આ ઝાડીના ભેદ જાણી શકતો ન હતો.

ત્યાં એક કુંડ હતો. જ્યારે રાત્રિ હોય, ચંદ્ર આકાશમાં ચમકતો હોય, અને જંગલમાં સર્વ ઠેકાણે શૂન્ય હોય ત્યારે જો કોઈ મનુષ્ય ત્યાં જાય અને પોતાનું હૃદય ચીરીને રક્તથી કુંડનાં પગથિયાં ભીંજવે તો તેને ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય.

અહીં એવું બનતું નથી, કારણ કે આપણી દુનિયા અવર દુનિયા નથી. ત્યાં જે જે બનાવો બને છે તે અહીં બની શકતા નથી.

આ જંગલમાં અનેક વાર તે સ્ત્રી પુરુષ વિચરતાં હતાં, કારણ કે સ્ત્રી પુરુષને ચાહતી હતી. એક રાત્રિએ ચંદ્ર આકાશમાં ચમકતો હતો, વૃક્ષનાં પાંદડાં ચંદ્રપ્રકાશમાં રમતાં હતાં, સમુદ્રના રૂપેરી જલ-તરંગ એકમેકમાં નૃત્ય કરતા હતા. તે વખતે તે સ્ત્રી એકલી જંગલમાં ચાલી જતી હતી.

ત્યાં અંધકાર હતો. ચંદ્રનો પ્રકાશ કોક કોક ઠેકાણે ઝાડીને વીંધીને ખરી પડેલ પાંદડાંને પ્રકાશમય કરતો હતો. પરંતુ જેમ જેમ સ્ત્રી આગળ વધતી ગઈ તેમ તેમ અંધકાર વધતો ગયો. પ્રકાશ ઝાડીને વીંધવા અસમર્થ હતો.

સ્ત્રી આગળ ચાલતાં કુંડ પાસે આવી. હૃદય ચીરતાં રક્ત-બિંદુઓ કુંડનાં પગથિયાંને ભીંજવવા લાગ્યાં.

"શું માગે છે કુમારિકા ?" ધ્વનિ થયો.

"એક પુરુષને મારા આત્મા કરતાં પણ અધિક હું ચાહું છું. તેને માટે આશિષ જોઈએ છે," સ્ત્રીએ ઉત્તર દીધો.

"શો આશીર્વાદ?" ધ્વનિ સંભળાયો.

"તેથી હું અજ્ઞાત છું; પણ તેના હૃદયમાં જે ઇચ્છા પ્રબળ હોય તે પરિપૂર્ણ થાઓ, એમ હું ઇચ્છું છું," સ્ત્રી બોલી.

ધ્વનિ : "તારી પ્રાર્થના સફળ થશે, તેને તેની ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થશે."

સ્ત્રી ઊભી થઈ, હૃદયને વસ્ત્રવતી ચાંપતી સ્વગૃહ ભણી વળી. જંગલમાં પાંદડાં સ્ત્રીના કોમળ પગનો સ્પર્શ થવાથી શબ્દ કરવા લાગ્યાં.

જંગલની બહાર ચંદ્ર ચળકતો હતો, મંદ મંદ અનિલ અહીં તહીં ઘૂમતો હતો અને ઝીણી ઝીણીશી રેતી સમુદ્રતટે પ્રકાશમાં ચળકતી હતી.

તટે તટે વિહરતી એ સ્ત્રી એકદમ ઊભી રહી. તેણે સમુદ્રભણી દૃષ્ટિ ફેરવી. સમુદ્રના વિશાળ પટ ઉપર કંઈક વસ્તુ હાલતી હતી. કપાળે હસ્ત રાખીને સ્ત્રીએ તે જોઈ. એક નાની કિસ્તી સમુદ્રપટે આંદોલન લેતી, ચંદ્રપ્રકાશમાં સ્નાન કરતી ચાલી જતી હતી.

કિસ્તીમાં એક આકૃતિ જણાઈ. કિસ્તી તરંગોને ઝોલે ચઢીને ચાલી જતી હતી, સ્ત્રી કિનારો મૂકીને કિસ્તી ભણી જવા લાગી.

પણ કિસ્તીનો વેગ બહુ હતો. સ્ત્રીથી તેને પકડી શકાય તેમ ન હતું. હૃદય સાથે ચાંપેલું વસ્ત્ર ઊડવા લાગ્યું. પ્રકાશમાં ઝખમ નગ્ન દેખાવા લાગ્યો.

અંદરથી એક રક્તબિંદુ પડયું.

સ્ત્રીએ આકાશમાં ચંદ્ર સામે જોયું.

ધ્વનિએ તે જોઈને પુકાર કર્યો : "કેમ ? આમ કયાં જવા ઇચ્છે છે ?"

સ્ત્રી ભગ્ન હૃદયે બોલી : "મેં મારા રક્તથી તેને ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરાવી છે તે સંદેશો કહેવા હું આવી છું, પણ તે તો દૂર દૂર ચાલ્યો જાય છે."

ધ્વનિ : "તેને તેની ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થઈ છે."

સ્ત્રી : "કઈ ?"

ધ્વનિ : "એ જ કે તે તને ત્યાગી શકે."

સ્ત્રી શૂન્યવત્ થઈ ગઈ.

દૂર દૂર સમુદ્રમાં કિસ્તી ઊછળવા લાગી. થોડા સમયમાં તે દૃષ્ટિમર્યાદામાંથી દૂર ચાલી ગઈ—અદૃશ્ય થઈ ગઈ.

ધ્વનિ : "તું સંતુષ્ટ થઈ ?"

સ્ત્રી : "હા."

તેના કુમળા પગમાં સમુદ્રતરંગ રમવા લાગ્યા. ચંદ્ર તેના મુખ સામું એકી ટશે જોઈ રહ્યો. પણ તેના દુ:ખી મુખને જોઈને સમુદ્ર-તરંગ દૂર ખસી ગયા.

ચંદ્ર વાદળાંમાં છૂપાઈ ગયો.

દુનિયામાં સર્વત્ર અંધકાર પ્રસરી રહ્યો.

## ૮. અઘોર આવાસ

લ્વાર નદીને કિનારે વેન્ડોમ શહેરથી સોએક વારને છેટે આ અઘોર આવાસ આવેલો છે. તેની આસપાસ મોટી દીવાલ છે. ગૃહની આસપાસ વાડી છે.

પરંતુ દસ દસ વર્ષ થયાં તે વાડીમાં કે ઘરમાં કોઈ મનુષ્ય પ્રવેસ્યું હોય એમ જણાતું નથી. એક સમય એ ઘરમાં રહેતું કુટુંબ ફળ – ફૂલનું પ્રેમી હશે, જીવનની મીઠી મઝા માણી જાણનાર હશે. આજે એ ફળનાં ઝાડ – એ ફૂલોના રોપા ત્યાં જણાય છે ખરા; પણ ઝાડ ઉપર ફળ થતાં નથી, રોપાઓને ફૂલ આવતાં નથી. પશુપક્ષીઓ જ ખાઈ શકે એવાં ફળનાં ઝાડ આપોઆપ ઠેકાણે ઠેકાણે ઊગી ગયેલાં જોવામાં આવે છે. જંગલી ફૂલોના રોપા એવી જ રીતે સર્વત્ર પોતાનું સામ્રાજ્ય ફેલાવી રહેલા છે. અસલની વાડીમાંની પગથીઓ અને કેડીઓ ઉપર આજે ઘૂંટણ સુધીનાં ઘાસ ઊગેલાં છે. આવાસની ભીંતોમાં ઠેકઠેકાણે મોટી ફાટ જણાય છે. અને આ ફાટો-માંથી જંગલી રોપાઓ નીકળી નીકળી ઝેરી સર્પોની પેઠે પોતાની ડાળ હલાવે છે અને પવનને ઝોલે ચઢીને ભયંકર સુસવાટા કરે છે. બારીઓ અર્ધ તૂટેલ અવસ્થામાં પવનમાં આમતેમ અફળાય છે. કોઈ કોઈ બારીમાં તો આજ દસ દસ વર્ષના જૂના રેશમી પડદાનાં કાળાં ચીથરાં નજરે ચઢી શાંત ભૂતકાળ અને ભયંકર વર્તમાન વચ્ચે તુલના કરાવે છે. છાપરું વચમાં વચમાંથી બેસી ગયેલું છે. તેના ખૂણા પક્ષીઓના માળાથી ઉભરાઈ જાય છે. વાડીમાં, દીવાલોની

તરડોમાં, છાપરાંના ખૂણામાં પશુપક્ષીઓને કોઈ પણ સમયે ફરતાં જોઈ મનુષ્યોના હૃદયમાં શોકની ઊંડી છાયા વ્યાપી રહે છે. ગાઢ શાંતિમાં આ પશુપક્ષીઓ કારમાં વિઘ્ન નાખી તેને ભયાનક બનાવી દે છે. જ્યાં દૃષ્ટિ ફેરવો ત્યાં કોઈ અદૃશ્ય હાથે "ભેદ" શબ્દ ગૂંથ્યો હોય એમ જણાય છે.

આ ભવ્ય આવાસની આ ભયંકર સ્થિતિ થવાનું કારણ શું? દેવોની કઈ ગેબી આગથી આ મોટી મહોલાત ભસ્મીભૂત થઈ ગઈ હશે? આ સુખી સુખાગારની ઉપર મીઠું છાંટી તેને જમીનદોસ્ત કરવાનો હુકમ કઈ અદાલતે આપ્યો હશે? પ્રભુની કોઈએ હાંસી કરી હશે? આવા પ્રશ્નોની પરંપરા આપણા હૈયામાં ઊઠે છે. ત્યાં ફરતાં જીવજંતુઓ તેનો ઉત્તર આપતાં નથી – આપી શકતાં નથી. વિસ્મૃતિના પડ નીચે દબાયેલ આ શૂન્ય આવાસ એક પ્રચંડ કોયડો છે. એની કૂંચી ખોવાઈ ગયેલ છે. જૂના જમાનામાં આ ગૃહનું નામ 'ગ્રાંદ બ્રેટેશ' હતું.

મારી ઘરધણી બાઈ જાણે આ વાત મને એકલાને જ કહેતી હોય એમ મને કહેવા લાગી. પણ હું આ વાત સાંભળનાર પહેલો હતો, એમ તો હું માનતો જ ન હતો. છતાં મારે તો વાત સાંભળવી જ હતી એટલે મેં સાંભળી. વાત આ પ્રમાણે હતી —

"જ્યારે બાદશાહે લડાઈમાં પકડાયેલા સ્પેનના કેદીઓને આંહીં મોકલાવ્યા ત્યારે મારે ભાગે પણ એક યુવાન સ્પેનિયાર્ડ આવ્યો. આને વેન્ડોમમાં પેરોલ ઉપર મોકલવામાં આવ્યો હતો અને તે એ જ પોલીસ અમલદારને મળવા જતો હતો. આ જુવાન સ્પેનના અમીરી કુટુંબનો નબીરો હતો. ખરેખર! એનું નામ બરગોસ દ ફરેદીઆ કે એવું કંઈક હતું. મારા રજિસ્ટરમાં તે બરાબર લખેલું છે. તમારે વાંચવું હોય તો વાંચજો. પણ ઓહ! સ્પેનિયાર્ડો બધા બદસૂરત હોય છે એમ કહેવાય છે, પણ આ જુવાન તો નર્યો કામદેવનો

અવતાર હતો. ઊંચાઈમાં તો માત્ર પાંચ ફીટ અને થોડા ઈંચ જ હતો, પણ શરીર ભરાવદાર હતું. તેના નાજુક હાથની તો એ એટલી સંભાળ લેતો! તમારે એ તો ખરેખર જોવા જેવું હતું. એક સ્ત્રીને પોતાનાં બધાં કામોમાં વાપરવાનાં જેટલાં બ્રશ હોય તેટલાં બ્રશ તો આને માત્ર પોતાના હાથને માટે હતાં! તેના વાળ કાળા-ભમ્મર અને આંખો ઝનૂની હતી. ચામડી ત્રાંબા જેવી હતી. પણ મને તો એ રંગ ઘણો જ ગમતો. જો કે મારે ત્યાં જનરલ બરટ્રાંડ, દા બાંતેના ડયૂક અને ડચેસ, મો. દેકાંઝે અને સ્પેનનો રાજા ઊતરી ગયાં હતાં, પણ એના જેવાં અંદર પહેરવાનાં કપડાં કોઈ પાસે મેં દીઠાં ન હતાં. તે ખાવામાં જબરો ન હતો, પણ એની રીતભાત એટલી વિવેકી અને સ્નેહભરી હતી કે આપણને તેને માટે કંઈ પણ ખરાબ લાગણી થાય જ નહિ. મને તો એના પ્રત્યે બહુ જ સ્નેહ હતો, જો કે એ તો આખા દિવસમાં ભાગ્યે જ ચાર પાંચ શબ્દો બોલતો. એની સાથે કોઈથી વાત થઈ શકતી જ નહિ, કારણ કે આપણે પૂછીએ તેનો જવાબ જ એ દેતો નહિ. બધા સ્પેનિયાર્ડોને એ જ આદત હોય છે એમ મેં સાંભળ્યું છે. પોતાની પ્રાર્થના તે રોજ કરી જતો અને દેવળમાં પણ નિયમિત બધી વેળા જતો. અને દેવળમાં તે ક્યાં બેસતો તે તમે જાણો છો? મેડમ મેરેટની જગ્યાથી બે પગલાં જ છેટે! પહેલે દિવસ જ્યારે એણે એ પ્રમાણે જગ્યા લીધી ત્યારે તો કોઈનું ધ્યાન પણ ખેંચાયું ન હતું. તે ઉપરાંત તે જુવાન પોતાની આંખ નીચેથી ઊંચી કરતો જ ન હતો. તે પછી સાંજે ટેકરાઓમાં તે રખડ્યા કરતો અને ગ્રાંદ બ્રેટેશની પાસેના જીર્ણ કિલ્લાની આસપાસ ભટક્યા કરતો. આ બિચારા જુવાનને તેમાં જ આનંદ મળતો હતો, કારણ કે એનાથી એને પોતાના વતનનું સ્મરણ તાજું થતું હતું; સ્પેનમાં બધે ડુંગરાઓ જ છે એમ બધાં કહે છે! તે મારે ત્યાં આવ્યો ત્યારથી રાતે બહુ જ મોડો આવતો. પહેલાં પહેલાં તો અમને ફિકર થતી, પણ પછી રોજનું થયું એટલે અમે

એની રાહ પણ નહિ જોતાં. એને બારણાની ચાવી આપી મૂકેલી એટલે એ એની મેળે આવીને સૂઈ જતો.

"એવામાં એક દિવસ મારા નોકરે તેને મોડી રાતે નદીમાં તરતાં જોયો. બીજે દિવસે મેં એને એવું જોખમ નહિ ખેડવાનું કહ્યું. પોતે તરતો હતો એ વાત મેં જાણી એનાથી એને ખોટું લાગ્યું હોય તેમ જણાયું. આખરે એક દિવસે – ખરું જોતાં એક સવારે, અમે તેને એના ઓરડામાં જોયો નહિ; એ પાછો આવ્યો જ ન હતો. તે ઓરડામાં બધે તપાસ કરતાં મને ટેબલના એક ખાનામાંથી થોડુંક લખાણ, સ્પેનના ડબલૂન કરીને સોનાના પચાસ સિક્કા અને એક નાની સીલ કરેલી ડબીમાં દસ હજાર ફ્રેંકના હીરા મળી આવ્યા. લખાણમાં લખેલું કે "જો હું કોઈક દિવસ પાછો ન ફરું તો આ પૈસા અને હીરા તમારે લઈ લેવા. મારા છુટકારાને માટે અને આત્માના કલ્યાણ માટે આ પૈસામાંથી થોડા થોડા દેવળમાં પ્રાર્થનામાં આપ્યા કરવા." મારો ધણી તે વખતે જીવતો હતો, એણે એને શોધવાનાં ઘણાં ફાંફાં માર્યાં, પણ કંઈ પત્તો લાગ્યો નહિ.

"પણ હવે હું વાતનો સૌથી વિચિત્ર ભાગ કહું. મારા ધણીને પેલા સ્પેનિયાર્ડનાં કપડાં જડી આવ્યાં. કપડાં કિલ્લાની પાસે ગ્રાંદ ચેટેશની બરાબર સામેના કિનારેથી મળ્યાં! મારો ધણી ત્યાં એટલો વહેલો ગયેલો કે બીજા કોઈ પણ માણસે એને દીઠેલો નહિ. એનો કાગળ અમે વાંચ્યો તે ઉપરથી અમે તેનાં કપડાં બાળી નાખ્યાં અને પોલીસને ખબર આપી કે તે નાસી ગયો છે. મારો ધણી એમ માનતો હતો કે તે નદીમાં ડૂબી ગયો હશે, પણ હું તે માની શકતી નથી. મને એમ લાગે છે કે મેડમ મેરેટની સાથે તેને કંઈક સંબંધ હોવો જોઈએ. મેડમ મેરેટની મુખ્ય દાસી રોઝાલીએ મને ઘણી વાર કહેલું કે એની શેઠાણી પાસે એક હાથીદાંત અને રૂપાનો બનાવેલો સુંદર ક્રુસ છે જેનાથી તે એક ક્ષણ પણ વિખૂટી પડતી નથી, અને તેના

મરણ પછી તે ક્રૂસને મેં સ્પેનિયાર્ડ પાસે પહેલાં જોયેલ, પણ પાછળથી હું તે જોતી નહોતી. આમ હકીકત છે એટલે મેં એના પૈસા અને હીરા રાખ્યા એમાં ખોટું તો નથી કર્યું ને ?"

"ના રે ના, જરાય નહિ," હું બોલ્યો, "પણ તમે રોઝાલીને આ બાબતમાં પૂછી જોયેલું નહિ ?"

"શું પૂછું ? કપાળ !" ઘરધણીબાઈ બોલી, "એ જવાબ જ આપતી નથી. બાકી એ કંઈક જાણે છે તો ખરી."

બીજી થોડીક વાત કરીને પેલી બાઈ તો ચાલી ગઈ, પણ મારા હૃદયમાં અનેક કંપાવનારી લાગણીનાં તોફાનો થઈ રહ્યાં. અંધારી રાતે કોઈ વિશાળ દેવળમાં આપણે એકલા ઊભા હોઈએ, છેટેની દીવાલ આગળ ઝાંખો પ્રકાશ ઝગમગ થાય, કોઈ શ્વેત આકૃતિ આછી આછી જણાતી અદશ્ય થઈ જાય અને આપણા અંતરમાં જે ભેદી, ભયંકર, તીવ્ર વ્યથા થાય તેવી વ્યથા હું અનુભવવા લાગ્યો.

સહસા ગ્રાંદ ઍટેશ, તેનાં ઝાંખરાં, બંધ રહેલ બારીઓ, કટાઈ ગયેલું લોઢાનું કામ, દેવાઈ રહેલાં બારણાં, શૂન્ય ખંડો વગેરેએ મારી દૃષ્ટિ સન્મુખ એક ભૂતાવળ ખડી કરી દીધી. આ ભેદી આવાસની ભયંકર કહાણી ઉકેલવાનો મેં નિશ્ચય કર્યો. જે ક્રૂર કારણથી ત્રણ ત્રણ મનુષ્યોએ પોતાના જીવ ખોયા તે કારણ શોધી કાઢવાની મને ઉત્કટ ઇચ્છા થઈ. મારી આંખે મને રોઝાલી સારા વેન્ડોમમાં સૌથી આકર્ષક વ્યક્તિ જણાઈ. જેમ જેમ હું તેનું નિરીક્ષણ કરતો ગયો તેમ તેમ મને રોઝાલીના બાહ્ય સુંદર દેખાવની ભીતર કોઈ ગુપ્ત ચિંતાનાં ચિહ્ન જણાવા લાગ્યાં. તેનામાં પશ્ચાત્તાપ કે આશાના જંતુ જડ ઘાલી બેઠા હોય તેમ લાગ્યું. તેનું વર્તન જ કૃત્રિમ લાગ્યું, ઊર્મિઓથી ડોલતું હોય તેવું જણાયું. જાણે કોઈ ઠગ અમર્યાદિત પ્રાર્થના કરતો હોય ! જાણે કોઈ નાના બાળકનો ખૂની હરપળે મૃત બાળકની

કારમી ચીસો સાંભળતો હોય ને! છતાં તેની રીતભાત સરળ જણાતી. તેનું સ્મિત ગુનેગારના સ્મિત જેવું ન હતું. નહિ, આંદ બ્રેટેશનો ભેદ જાણ્યા વિના મારે વેન્ડોમ ન જ છોડવું એવો મેં નિશ્ચય કર્યો. જરૂર પડે તો રોઝાલી સાથે મિત્રતા બાંધવી, પણ આ ભેદ તો જાણવો જ.

× × ×

આખરે રોઝાલી મને એ ભેદ કહેવાને તૈયાર થઈ. તેના શબ્દોમાં જ જો હું અહીં આલેખું તો તો એ વર્ણન મોટા પુસ્તકમાં પણ નહીં સમાય, એથી હું અહીં તે ટૂંકમાં જ આપું છું.

બ્રેટેશમાં જે ખંડ મેડમ દ મેરેટ વાપરતી હતી તે ખંડ ભોંયતળિયે હતો. ભીંતમાં ચાર ફીટ ઊંડું એક કબાટ હતું તે મેડમ મેરેટ પોતાનાં વસ્ત્રો મૂકવાને માટે વાપરતી હતી. જે કરુણ અને યાદગાર સાંજની હું વાત કહું છું તે સાંજ પહેલાં આશરે ત્રણેક માસ અગાઉ મેડમ મેરેટ બહુ માંદી પડી ગઈ હતી અને પરિણામે તેના ધણીએ પોતાનું સૂવાનું પહેલે માળે એક ખંડમાં રાખ્યું હતું.

એક વખત જે સંજોગ અગાઉથી કોઈથી કળી શકાતો જ નથી એવા સંજોગના બળ વડે કરીને મોં. મેરેટ પોતાની ક્લબમાંથી બે કલાક મોડો રાતે ઘેર પાછો આવ્યો. તેની પત્ની, એ ઘરમાં જ છે અને ઉપર પોતાના ખંડમાં સૂઈ ગયો છે એમ ધારતી હતી. પરંતુ ક્લબમાં ફ્રાંસ ઉપર ચઢાઈ થશે કે નહીં એ વિષય ઉપર સખત વાદવિવાદ થયો હતો; બીલીઅર્ડની રમત પણ બરાબર જામી હતી. વેન્ડોમના પ્રમાણમાં જે રકમ મોટી ગણાય તેવી મોટી રકમ ચાળીસ ફ્રાંક તે હારી ગયો હતો. વેન્ડોમમાં સાધારણ રીતે મનુષ્યો બધી જ બાબતમાં મર્યાદા જ ખરા સુખનું આવશ્યક અંગ માને છે. અલબત્ત, પારીસના લોકોને એ માન્ય નથી. છેલ્લો કેટલોક વખત થયા, મોં મેરેટ રોઝાલીને એમ પૂછતો કે "મેડમ સૂઈ ગઈ છે?" ઉત્તર હમેશાં

હકારમાં જ અપાતો એટલે ટેવ અને વિશ્વાસથી જેવો શાંત સ્વભાવ રહે છે તેવા શાંત સ્વભાવથી તે તરત જ પોતાના ખંડમાં સૂવા ચાલ્યો જતો.

તે દિવસે ઘેર પાછા આવતાં પોતાની ખોટની વાત કહેવા અને દિલાસો લેવાના આશયથી તેને મેડમ મેરેટના ખંડમાં જવાની ઇચ્છા થઈ આવી. તે દિવસે રાતે વાળુ વખતે મેડમ મેરેટને બહુ સુંદર અને આકર્ષક વસ્ત્રોમાં સજ્જ થયેલી જોઈ હતી. કલબમાં જતાં જતાં તેને વિચાર આવ્યો હતો કે, હવે મેડમ મેરેટની માંદગી દૂર થઈ છે, અને અત્યારની સ્થિતિમાં તે પહેલાંના કરતાં પણ વધુ મોહક બની છે. આવી બાબતોમાં જેમ હમેશાં પતિઓનું બને છે તેમ મોં.મેરેટને પણ આ વિચાર આટલો મોડો જ સૂઝેલો. રોઝાલીને બોલાવવાને બદલે પોતે જ હાથમાં ફાનસ લઈને પોતાની પત્નીના ખંડ તરફ વળ્યો અને ફાનસ પાસેના દાદરના પહેલા પગથિયા ઉપર મૂકીને પોતે ખંડના બારણા પાસે ગયો. તેનાં જાણીતાં પગલાં ઓશરીમાં બધે ગાજી ઊઠયાં. જે ક્ષણે તેણે બારણાંનો આગળો ફેરવ્યો તે જ ક્ષણે ઓરડામાંના કબાટનાં બારણાં બંધ થતાં હોય એવો ભાસ, કોણ જાણે શાથી, મોં. મેરેટના હૃદયને થયો. પરંતુ જ્યારે તે ખંડમાં દાખલ થયો ત્યારે તેણે મેડમ મેરેટને 'ફાયરપ્લેસ' આગળ એકલી ઊભેલી જોઈ. આથી તેણે સરળતાથી માની લીધું કે કબાટમાં કદાચ રોઝાલી હશે. પણ ઉપસ્થિત થયેલી શંકાથી તેનું હૃદય ચંચળ રહ્યું. તેણે પોતાની પત્ની સામું જોયું. એ આંખોમાં એણે કેવા ભયનક અને ઘેરાયેલાં પ્રાણીના જેવા વિકાર જોયા હશે તે કોણ જાણે?

"તમે બહુ મોડા આવ્યા?" પત્નીએ કહ્યું. તેનો હંમેશનો પવિત્ર, મીઠો અવાજ બદલાયો છે એમ પતિને લાગ્યું.

તે જ ક્ષણે રોઝાલી ખંડમાં દાખલ થઈ એટલે મોં. મેરેટ

જવાબ વાળ્યો નહિ. પણ રોઝાલીના આગમનથી તેને વજ્રાઘાત થયો. ખંડમાં તે પુરાયેલ સિંહની પેઠે એક બારીએથી બીજી બારીએ ઘૂમવા લાગ્યો.

"તમે કંઈ માઠા સમાચાર સાંભળ્યા છે કે તમારી તબિયત ઠીક નથી?" રોઝાલી તેનાં વસ્ત્રો બદલાવતી હતી તે વેળાએ મેડમ મેરેટે બીતાં બીતાં પૂછ્યું.

તે મૂંગો જ રહ્યો.

"તું જા," મેડમ મેરેટે રોઝાલીને કહ્યું, "વાળની સરસુખા હું જાતે કરી લઈશ."

પતિના મુખ ઉપરના વિકાર જોતાં તેને જણાયું કે કંઈક તોફાન થવાનું છે. તે સમયે તેને પતિની સાથે એકલા રહેવું જ ઉચિત લાગ્યું. જ્યારે રોઝાલી ગઈ–ગઈ એવો એણે દેખાવ કર્યો, કારણ કે, ઓશરીમાં તે થોડીક વાર ઊભી રહી હતી–ત્યારે મોં. મેરેટ પત્ની પાસે આવીને ઊભો, અને વિકાર રહિત અવાજે બોલ્યો:

"મેડમ, તમારા કબાટમાં કોઈક છે!"

પત્ની શાંતિથી પતિના સામું જોઈ રહી અને દૃઢતાથી બોલી: "ના જી."

મોં. મેરેટ આ જવાબથી હૃદયભગ્ન થઈ ગયો. તેના હૃદયે આ કબૂલ કર્યું નહિ, છતાં આ ક્ષણે તેની પત્ની જેટલી પવિત્ર અને દેવાંશી જણાઈ તેટલી અગાઉ જણાઈ ન હતી. કબાટનું બારણું ઉઘાડવા તે ઊઠ્યો. મેડમ મેરેટે તેનો હાથ પકડી લીધો, તીવ્ર દુ:ખથી છલકાતી આંખોએ તેની સામે જોયું અને ઊછળતી ઊર્મિઓથી ભરેલ અવાજે કહ્યું:

"એટલું યાદ રાખજો કે, જો આ કબાટમાંથી કોઈ નહિ નીકળે તો આપણો સંબંધ સદાનો તૂટવાનો!"

પત્નીએ જે પ્રતિભાથી આ ઉત્તર આપ્યો તેનાથી પોતાની પત્ની પ્રત્યેનો ગાઢ આદર કાઉંટના હૈયામાં પુનઃ સચેત થયો, અને એક અદ્દભુત કાર્ય કરવા તે ઉત્તેજિત થયો. વિશાળ ક્ષેત્રમાં આ કાર્ય જો કરવામાં આવ્યું હોત તો તે અમરત્વને પામત.

"નહિ, જોસફાઈન," તે બોલ્યો. "હું ત્યાં નહિ જાઉં; બારણું નહિ ઉઘાડું, શા માટે ઉઘાડું? એથી કોઈ પણ રીતે આપણો સંબંધ નિરંતરનો તૂટવાનો જ. મને તમે સાંભળી લ્યોઃ તમારું અંતઃકરણ કેટલું નિર્મળ છે એ હું જાણું છું અને તમારું જીવન પવિત્ર છે એની પણ મને ખબર છે. તમારી જિંદગી બચાવવા ખાતર પણ તમે નૈતિક પાપ નહિ કરો!"

આ શબ્દો સાંભળીને મેડમ મેરેટે ફાટી આંખે પતિ સામે જોયું.

"લ્યો આ ક્રુસ," તે બોલ્યો, "પ્રભુને હાજર ગણી સોગન ખાઓ કે, આ કબાટમાં કોઈ નથી. હું તે માનીશ અને કબાટ કદી ઉઘાડીશ નહિ."

મેડમ મેરેટે હાથમાં ક્રુસ લઈને કહ્યુંઃ "હું સોગન ખાઉં છું!"

"જરા મોટેથી બોલો," કાઉંટ બોલ્યો, "હું પ્રભુને હાજર ગણી સોગન ખાઉં છું કે કબાટમાં કોઈ નથી."

કાઉંટેસે શાંતિથી એ પ્રમાણે કહ્યું.

"બસ થયું," કાઉંટ વિકાર રહિત અવાજે બોલ્યો.

એક ક્ષણની શાંતિ પછી તેણે કહ્યુંઃ "મેં આ વસ્તુને અગાઉ જોઈ જ ન હતી." આમ કહીને તે હાથીદાંત અને રૂપાની સુંદર કારીગીરીથી બનાવેલ નાનો ક્રુસ જોઈ રહ્યો.

"દુવીવીએરને ત્યાંથી મેં તે લીધો. તેણે ગયે વરસે જ્યારે સ્પેનીશ કેદીઓ વેંડોમ ખાતે આવ્યા હતા ત્યારે એક સાધુ પાસેથી તે મેળવેલો," પત્ની બોલી.

"આહ! હં!" કાઉંટે ઉદ્દગાર કર્યો. તેણે ક્રૂસને ટેબલ ઉપર મૂકી દીધો અને ઘંટડી વગાડી. રોઝાલી તરત જ હાજર થઈ. કાઉંટ ઊઠીને તેની સામે ગયો અને વાડીમાં જે મોટો ગોખ પડતો હતો ત્યાં તેને લઈ જઈને ધીમેથી બોલ્યો:

"જો સાંભળ: ગોરેનફ્લો તારી જોડે પરણવા માગે છે તે હું જાણું છું; પણ તેમાં મુખ્ય વાંધો ગરીબાઈનો છે, અને એ જો કડિયાઓના મિસ્ત્રી તરીકે ધંધો કરવાના પૈસા ભેગા કરે તો તું તેની જોડે લગ્ન કરે એમ તેં એને કહ્યું હતું. ઠીક, તું એને ત્યાં અત્યારે ને અત્યારે જા અને લેલો તથા બીજા ઓજનર લઈને અહીં આવવાનું કહે. જોજે, એના ઘરમાં બીજા કોઈ જાગે નહિ; તું ધારતી હશે તેના કરતાં પણ એને વધારે પૈસા મળશે. પણ ખબરદાર! આ ઘરમાં પણ જરા હોહા કરી છે તો! તો–" તેણે ભયંકર મુખમુદ્રા કરી. રોઝાલી ગઈ. તેણે તેને પાછી બોલાવી.

"મારી ચાવી પણ તું લેતી જા," તે બોલ્યો, "જેથી પાછા આવતાં તને મુશ્કેલી પડે નહિ." પછી તેણે ત્રાડ પાડી: "જોન!" જોન તેનો કાચમેન તેમ જ ખાસ નોકર હતો તે તરત દોડતો આવ્યો.

"તમે બધાં સૂઈ જાઓ," કાઉંટે હુકમ કર્યો અને તેને પાસે બોલાવીને ધીમેથી કહ્યું: "અને બધા સૂઈ જાય–સૂઈ જાય, ત્યારે મને આવીને કહી જજે." આ વાતચીત થતી હતી તે વખતે પણ તેણે પોતાની પત્નીના ઉપર તો દૃષ્ટિ રાખી જ હતી. વાતચીત પૂરી થઈ એવો તે શાંતિથી તેની પાસે આવીને બેઠો અને ક્લબમાં ચાલેલ ગપાટા વિશે વાતચીત કરવા લાગ્યો. ત્યારે રોઝાલી પાછી આવી

ત્યારે કાઉંટને અને કાઉંટેસને હંમેશની માફક સ્નેહથી વાત કરતાં જોયાં.

થોડા સમય પહેલાં જ કાઉંટે પોતાના દીવાનખાના અને બીજા ખંડોની સીલીંગો સમરાવી હતી. વેંડામમાં પ્લાસ્ટર ઓફ પેરીસ સહેલાઈથી મળી શકતું નથી અને મળે છે તે મોંઘું મળે છે. એથી કાઉંટે સામટું જ ખરીદી લીધું હતું. જો વધશે તો ખરીદનારા ઘણા મળી રહેશે એમ પણ એણે ધાર્યું હતું. આને લઈને જે યોજના તેણે અમલમાં મૂકવા ધારી હતી તે કરવામાં તે ઉત્તેજિત થયો હતો.

"સાહેબ, ગોરેનફ્લો આવ્યો છે," રોઝાલીએ મોટે અવાજે કહ્યું.

"અંદર આવવા દે," કાઉંટે પણ મોટે અવાજે જ કહ્યું.

જ્યારે કડિયાને તેણે જોયો ત્યારે કાઉંટેસનું મુખ નિસ્તેજ થઈ ગયું.

"ગોરેનફ્લો," તેના પતિએ કહ્યું, "તબેલામાંથી આ કબાટ પૂરી દેવાય એટલી ઈંટ લઈ આવ. તેના ઉપર લગાડવા માટેનું પ્લાસ્ટર ઑફ પેરીસ પણ ત્યાં જ છે."

પછી રોઝાલીને અને કડિયાને દૂર બોલાવીને ધીમેથી કહ્યું:

"જો, સાંભળી લે ગોરેનફ્લો! આજે તારે અહીં સૂવાનું છે. પણ કાલે સવારના, પરદેશમાં જે ગામ હું કહું તે ગામને માટેનો પાસપોર્ટ તને મળશે. તે ગામમાં તારે દસ વર્ષ રહેવું પડશે. તને ત્યાં નહિ ઠીક પડે તો તે જ દેશમાં બીજા ગામમાં તું જઈને રહેજે. પેરીસ થઈને તારે જવાનું અને પેરીસમાં મારી રાહ જોવાની. તને મુસાફરીને માટે છ હજાર ફ્રાંક મળશે. મારી શરત તું બરાબર પાળશે તો દસ વર્ષની મુદ્દત પછી તને બીજા છ હજાર ફ્રાંક મળશે. તું આજે રાતે જે કામ કરવાનો છે તે કામની આ કિંમત

છે. રોઝાલી! તું જે દિવસે પરણુશે તે દિવસે તને દસ હજાર ફ્રાંક મળશે; પણ તે એટલી શરતે કે, તારે ગોરેનફ્લો જોડે જ પરણવું પડશે. ગમે તેમ થાય, પણ જો જીભ બંધ રાખશે તો જ પૈસા મળશે–નહિ તો એક ફૂટી બદામ પણ નહિ."

"રોઝાલી!" કાઉંટેસ બોલી, "મારા વાળ હોળ."

કડિયાને, પોતાની પત્નીને તેમ જ બારણાને જોતો કાઉંટ ખંડમાં આમ તેમ ફરવા લાગ્યો, પણ તેના મુખ ઉપર શકની એક પણ લાગણી તેણે જણાવા દીધી નહિ. જ્યારે કડિયો ઈંટો ઠાલવતો હતો અને કાઉંટ ખંડને બીજે છેડે હતો, ત્યારે કાઉંટેસે એક ક્ષણ સાધી અને રોઝાલીને કહી દીધું: "છોકરી! જો તું ગોરેનફ્લોને કહે કે કબાટની નીચે સહેજ તરડ રાખશે તો તું જીવે ત્યાં સુધી વરસના એક હજાર ફ્રાંક આપીશ." પછી મોટે અવાજે તદ્દન શાંતિથી કહ્યું: "જા, તું કડિયાને મદદ કર!"

ગોરેનફ્લો ચણતરનું કામ કરતો હતો એટલો બધો વખત કાઉંટ તેમજ કાઉંટેસ મૂંગાં જ રહ્યાં. પોતે વાત કરે અને પરિણામે કાઉંટેસ કંઈ દ્વિઅર્થી બોલીને કોઈને ચેતવણી આપે તે અટકાવવાને માટે કાઉંટે મૌન ધારણ કર્યું હતું. કાઉંટેસ મૂંગી રહી તેનું કારણ મગરૂબી હોય કે સમયસૂચકતા પણ હોય! જ્યારે કબાટ અડધું ચણાઈ રહ્યું ત્યારે એક વખત કાઉંટે કડિયા તરફ પીઠ ફેરવી. તેનો લાભ લઈ કડિયાએ પોતાનો લેલો કબાટના કાચ ઉપર માર્યો અને એ દ્વારા કાઉંટેસને સમજાવ્યું કે સંદેશો મળી ગયો છે. તે જ ક્ષણે તે ત્રણ જણાએ કાચમાં એક મનુષ્યનું મુખ જોયું. તેના ઉપર ભય, ઉદ્વેગ વગેરે ભયંકર ઊર્મિઓનાં મોજાં ફરી વળ્યાં હોય તેમ જણાયું. વિધિના ક્રૂર પંજામાં સપડાયેલી અસહાય કાઉંટેસે આંખથી એક શબ્દ સંદેશારૂપે મોકલવા યત્ન કર્યો: "આશા!"

સપ્ટેંબર ચાલતો હતો. મળસકામાં ચાર વાગે કામ પૂરું થયું. કડિયાને જોનની સાથે મોકલાવ્યો અને કાઉંટ પત્નીના ખંડમાં જ સૂતો.

બીજે દિવસે પ્રાત:કાળે કાઉંટે બેફિકરાઈથી કહ્યું: "અરે! મારે પાસપોર્ટને માટે જવું છે." આટલું બોલીને તેણે પોતાની ટોપી લીધી અને બારણા તરફ ગયો, પણ તરત જ તે પાછો ફર્યો અને પેલો ક્રુસ તેણે લીધો.

તેની પત્ની હર્ષથી કંપવા લાગી. "કાઉંટ દુવીવીએરને ત્યાં જ જશે, " તેણે વિચાર્યું. કાઉંટ ગયો કે તરત જ તેણે રોઝાલીને બોલાવવા ઘંટડી વગાડી. તે આવતાં જ તેણે ફાટી ગયેલા અવાજે કહ્યું: "લેલો લાવ, લેલો ! અને—અને કામ કરવા મંડી પડ." ગોરેન-ફ્લોએ કેવી રીતે આ ચણ્યું છે એ મેં જોઈ લીધું છે. કાઉંટ પાછા આવશે તે પહેલાં તો આપણે કાણું પાડીને પાછું ચણી લઈ શકીશું."

રોઝાલી એક ક્ષણમાં એક હથિયાર લઈ આવી. કાઉંટેસ ઉગ્ર બળથી દીવાલ તોડવા મંડી પડી. થોડીક ઈંટ તેણે ખોદી કાઢી પણ ખરી અને કબાટના બારણા સુધીની જગ્યા ખુલ્લી થવા આવતી હતી એટલામાં મોં. દ મેરેટને પોતાની પાછળ ઊભેલ તેણે જોયો. કાઉંટેસ બેભાન થઈ પડી ગઈ.

"મેડમને બિછાના ઉપર સુવાડી દે," કાઉંટે ભયંકર શાંતિથી કહ્યું. પોતાની ગેરહાજરીમાં શું થશે એ એ કાઉંટ બરાબર જાણતો હતો અને તેથી જ એણે આ છળ રચ્યું હતું. પાસપોર્ટને માટે તેણે મેયરને લખી નાખ્યું હતું અને દુવીવીએરને બોલાવી મંગાવ્યો હતો. ખંડમાં બરાબર સાફસૂફ કરાવી દીધું એટલામાં ઝવેરી દુવીવીએર આવી પહોંચ્યો.

"દુવીવીએર !" કાઉંટે પૂછ્યું, "આ ગામમાં આવેલા સ્પેનીશ કેદીઓ પાસેથી તમે ક્રુસો ખરીદ્યા હતા ?"

"ના જી."

"હં, ઠીક; થેંક્યું," તે બોલ્યો અને પત્ની પ્રત્યે ક્રોધે ભરાયેલો વાઘ ઘૂરકે એમ ઘૂરક્યો:

"જોન," તે બોલ્યો. "મારું ખાણું તું આ ખંડમાં જ લાવજે. કાઉંટેસ માંદાં છે એટલે એ જ્યાં સુધી સારાં થાય નહિ ત્યાં સુધી હું અહીંથી ખસવા માગતો નથી."

ઝેરીલો પતિ વીસ દિવસ સુધી પોતાની પત્નીથી વીખૂટો પડ્યો નહીં. શરૂઆતમાં જ્યારે જ્યારે ચણી લીધેલ કબાટમાંથી અવાજ આવતા હતા, અને કાઉંટેસ કંઈક યાચના કરવા જતી હતી ત્યારે ત્યારે કાઉંટ તેને બોલવા જતી અટકાવીને માત્ર એક જ વાક્ય કહેતો: "તમે ક્રુસ હાથમાં લઈને સોગન લીધા છે કે કબાટમાં કંઈ જ નથી!"

## ૯. પરાજય

કોન્સર્ટમાં એક શીલીંગ ખરચી આવ્યા પછી, પાએક કલાક બાદ, તે સ્ત્રી ફુટપાથ ઉપર ઊભી થઈ હતી. જે ધંધાથી તે પોતાના જીવનનો નિર્વાહ કરતી હતી તે ધંધામાંની સ્ત્રીઓ કોઈ પણ ઉચ્ચ ઊર્મિઓ અનુભવી શકતી હોય એવું ધારવું એ મુશ્કેલ છે. તેમાં પણ આ સ્ત્રી ખરેખર તો જર્મન હતી અને તે વાત છુપાવવાને તેણે 'મે બેલીન્સ્કી'નું નામ ધારણ કર્યું હતું, એટલે વધુ આશ્ચર્યકારક. છતાં આ સ્ત્રીના આત્મામાં સંગીત હતું જ. આવી જાતના કોન્સર્ટોમાં તે ઘણી વાર જતી, હમણાં જ તેણે પોતાની અર્ધ થાપણ વેડફી નાખીને મોઝાર્ટ અને બીથોવનના સંગીતનું પાન કર્યું હતું.

સારા શ્યામ ગામને અજવાળતા ઉનાળાના ચંદ્રપ્રકાશ અને દિવ્ય સૂરોથી ઊભરાતી તે સ્ત્રી લગભગ આનન્દોર્મિથી નાચી રહી હતી. તે ધંધો કરતી. સ્ત્રીઓને ભલે બીજું કંઈ નહિ હોય, પણ ઊર્મિઓ તો હોય છે જ, અને તે ઊર્મિઓથી તેમને પોતાને કેટલું સુખ મળે છે! ત્યાં જ—તે જ જગ્યાએ ઊભાં રહેવાની તેને ટેવ પડવા માંડી હતી. કોન્સર્ટ પૂરો નહોતો થયો એટલે તેમાંથી આવનાર કોઈની વાટ જોતી હોય એમ બીજાઓ જાણી શકે તો ખરાં ને! રસ્તે આમતેમ અમુક રીતે દૃષ્ટિપાત કરતાં ચાલ્યા કરવું, અને તેમ કરતાં કાયદાના અંગરક્ષકો જેવા પોલીસોને સંતોષવા અને છતાંય અમુક વર્ગના પુરુષોને ખુલ્લું આમંત્રણ આપવું એનાથી આ સારું

તો ખરું. દરેક વસ્તુથી બીતાં રહેવું-ચમકતાં રહેવું એવી સ્થિતિ, તે આ ધંધામાં તરતની જ દાખલ થઇ હતી એટલે ગઈ ન હતી. એ સ્થિતિ છોડી દઈને બધી જ વસ્તુઓ પ્રત્યે બેદરકાર થઈ જવાય એટલો લાંબો કાળ થયાં તે આ પ્રકારના જીવનમાં પડી ન હતી. કેટલીક સ્ત્રીઓ તરત જ આ છેલ્લી દશાએ પહોંચી જાય છે, જ્યારે કેટલીકને લાંબો સમય લાગે છે. પોતે મહાયુદ્ધના સમયમાં જર્મન હોવા છતાં બદલેલાં નામથી ફરતી હતી, એટલે તો તેની સ્થિતિ આખાં ઇંગ્લંડમાં સૌથી અસ્પૃશ્ય જેવી જ હતી.

આ સાંજે ચન્દ્રપ્રકાશ એટલો બધો હતો કે, જાણે તેણે હવાનું જ સ્થાન લીધું હોય ને ! યુદ્ધના સમયમાં દીવા રાખવાના પ્રતિબંધનો ઉપહાસ કરતો હોય તેવો તે પ્રકાશ નાનામાં નાની વસ્તુને પણ અજવાળી રહ્યો હતો. જે થોડા-ઘણા દીવા બળતા હતા તે, જાણે કોઈ ચિત્રકારના શ્વેત-ભૂરા રંગના પાટમાં ચિત્રકારની પીંછીએ પડેલા અસ્પષ્ટ પીળા લસરકા જેવા જણાતા હતા. ગામની સ્વપ્નવત દશા તે સ્ત્રીએ પહેરેલ બુરખાથી વધુ તીવ્ર થતી હતી. પરંતુ જેમ જેમ તેના હૃદયમાંથી સંગીત સરી જતું ગયું તેમ તેમ તેનો આનંદ પણ ઓછો થતો ગયો. કોઈક મનુષ્ય તેની પાસે થઈને જર્મન ભાષામાં વાત કરતું ચાલ્યું ગયું એટલે હૃદયમાં સ્વદેશ પ્રત્યેનું હેત ઉભરાઈ જવા લાગ્યું. જ્યાંથી તે આવી હતી તે રહાઇનના કિનારા ઉપર, આવા ચંદ્રપ્રકાશમાં, વૃક્ષો સફરજનથી લચી જતાં હશે; વાતાવરણમાં ઉનાળાના મીઠા, મૃદુ ધ્વનિઓ ગૂંજી રહ્યા હશે; દિવ્ય ફોરમ ફોરી રહી હશે; વૃક્ષોની ઘટામાં થઈને શ્વેત નદીના પટ ઉપર પ્રતિબિંબ નાખતો જીર્ણ કિલ્લો તે પ્રકાશમાં નગ્ન દેખાતો હશે; દૂર દૂરથી સંગીતનો ગુંજારવ કાને અથડાતો હશે; નદીના પટ પર વિચરતી કો નૌકાના સ્ફૂર્તો સ્નેહભર્યો અવાજ ધીમો ધીમો સંભળાતો હશે; નદીના હૈયા ઉપર ઝૂલતો કોઈ

તરાપો ભૂરા અજવાળામાં સ્પષ્ટ જણાતો હશે; જર્મન ભાષાના શબ્દો હૈયામાં કો અજબ મોહની જગાડતા હશે! આ સર્વનો વિચાર કરતાં સહસા તેની આંખમાં અશ્રુ ઉભરાયાં. મુખ ઉપરના પાઉડરને ભીંજવતી તેની એક નાની ધાર તેના ખભા ઉપર ટપકી. પોતાનો બુરખો ઊંચો કરીને, કંઈક ગંદા રૂમાલથી તેણે આંસુ લૂછયાં. એટલામાં જ તેને લાગ્યું કે, ખાખી વસ્ત્રો પહેરેલ એક યુવાન પાસેની દુકાનમાં પુસ્તકો તરફ જોવાનો ડોળ કરતો તેને જ જોઈ રહ્યો હતો. તેનું મુખ યુવાવસ્થાથી ભર્યું ભર્યું હતું–નિષ્કપટ હતું. તેની ભૂરી આંખોમાં માયાભરી ઉત્સુકતા જણાતી હતી. સ્ત્રીએ પોતાની આંખો ઢાળી, સહેજ ચઢાવી, પાછી ઢાળી અને એક ડૂસકું ખાધું......

આ યુવાન એક રેજિમેન્ટમાં કેપ્ટન હતો અને ઇસ્પિતાલમાંથી તે જ દિવસે સાંજે ૭ વાગ્યે છૂટો થયો હતો; સાડાસાત વાગ્યે કૉન્સર્ટના હૉલમાં દાખલ થયો હતો. તેના જખમોની અસર હજી નષ્ટ નહોતી થઈ, તેથી લગભગ આભા જેવો બનીને, સ્તબ્ધ અને સ્વપ્નસૃષ્ટિમાં વિહરતો હોય તેવી રીતે, તેણે કૉન્સર્ટ સાંભળ્યો હતો. ઘણા લાંબા સમયના અપવાસ પછી અન્ન મળ્યું હોય–ધ્રુવની શોધમાં જતાં વહાણવટીઓ ત્યાંથી પાછા આવી પ્રથમ સંતોષથી પોતાની ક્ષુધા તૃપ્ત કરે એવી લાગણીથી તેણે આ સંગીત સાંભળ્યું. કારણ કે, યુદ્ધ પહેલાં તેને સંગીત, કળા અને એવા જ વિષયોમાં રસ પડતો હતો–શ્રદ્ધા હતી. પોતાને હજી એક માસની રજા હતી, એટલે જીવન આનંદથી ભરપૂર છે–પોતાના અનુભવો અજબ જેવા છે, એવું એવું માણવા તે ઉત્સુક હતો. ચંદ્રના પ્રકાશને તે જાણે શરબત હોય તેમ ઘોળી ઘોળી પીવા આતુર હતો, કારણ કે, સૌંદર્યનો તે આશક હતો. જે યુદ્ધના મેદાનમાં લાંબા વખત સુધી ખાડામાં રહ્યો હોય. ચોવીસ કલાક ખાડામાં બેભાનઅવસ્થામાં પડયો હોય, અને પછી જેણે પૂરા ત્રણ માસ ઇસ્પિતાલમાં ગાળ્યા હોય એવા પુરુષને સૌંદર્યનાં પ્રથમ પુનર્દર્શન થતાં કંઈક જુદી જ ઊર્મિઓ થઈ આવે એ સ્વાભાવિક

છે. તે ઊર્મિઓમાં અમુક પ્રકારનું દુઃખ પણ હોય છે. રાત્રિને સમયે લંડન બહુ સુંદર લાગે છે. તે સુંદરતાને ઝીલતો ઝીલતો તે ફુટપાથ ઉપર ચાલતો હતો તેવામાં તે અટક્યો–પેલી સ્ત્રીની આકૃતિ એ જ સુંદરતાનું એક અંગ હતું એમ સ્વીકારીને, કે પછી તેને રુદન કરતી જોઈને તે અટક્યો, તે એ પોતે પણ કહી શકે તેમ ન હતું.

પણ એટલામાં પેલી સ્ત્રીના પાઉડરની વાસથી કે તેણે હાથે પહેરેલ પીળાં મોજાંથી અથવા તો તેની આંખ નચવવાની ક્રિયાથી –ગમે તેનાથી હો, પણ તે ચમક્યો. તેણે જાણ્યું કે, પોતે ગંભીર ભૂલ કરી છે. પણ તે સ્ત્રીના ડૂસકાંથી તેને અસર થઈ અને તેણે પૂછ્યું: "કેમ શું છે?"

પેલી સ્ત્રીની આંખ પાછી ઢળી અને તે ધીમેથી બોલી: "ના ના, કંઈ નહિ. આ સુંદર રાત્રિ જોઈ મને રોવું આવ્યું હતું."

આવી રીતે જીવન ગાળનાર સ્ત્રીને, પોતે જે ઊર્મિઓ અનુભવી રહ્યો હતો તે જ ઊર્મિ અનુભવતી જાણીને તે ઘણું આશ્ચર્ય પામ્યો અને બોલ્યો: "જરા હિંમત રાખવી જોઈએ."

સ્ત્રીએ સહેજ ઊંચું જોઈને કહ્યું: "તે બરાબર છે. પણ તમે મારા જેટલા છેક એકલા–અટૂલા નહિ હો ને!"

આવો ધંધો કરનાર સ્ત્રીઓના કરતાં આ સ્ત્રી વધુ પ્રામાણિક જણાઈ. આંસુથી ભીંજાયેલ તેનું મુખ વધુ સુંદર લાગ્યું. તે બોલ્યો: "ચાલો, આપણે થોડી વાર સાથે ફરીએ અને વાતો કરીએ."

બન્ને પૂર્વ દિશા ભણી, ખાલી પણ સુંદર શેરીઓમાં થઈને વળ્યાં. શેરીઓમાં કોક કોક જગ્યાએ ઝાંખા પીળા દીવા ઝળતા હતા. કોઈ કોઈ સ્થળે અસ્પષ્ટ ભૂરા અને લાલ દીવા પણ પ્રકાશતા હતા. અગાઉ કદી તે આવી સ્થિતિમાં નહોતો મૂકાયો એટલે તેને આ

અનુભવ વિચિત્ર લાગ્યો. તે બોલ્યો: તમે આવા જીવનમાં ક્યાંથી? આ જાતની જિંદગી તદ્દન આશા વિનાની, ભયંકર નથી લાગતી?

"લાગે જ છે—છે જ," સ્ત્રીના અવાજમાં દ્રાવકતા હતી, "પણ તમે લંગડાઓ છો કેમ? તમે ઘાયલ થયા છો?"

"આજે જ હૉસ્પિતાલમાંથી છૂટયો છું."

"ભયંકર યુદ્ધ—બધાંય દુ:ખ આ યુદ્ધને લીધે છે. એ ક્યારે બંધ થશે?"

યુવાને સ્ત્રીની સામા ધારીને જોયું અને પછી પૂછયું: "તમે કઈ જાતનાં છો?"

"રશિયન."

"રશિયન? કોઈ રશિયન છોકરી મેં તો અહીં જોઈ નથી." સ્ત્રીએ પોતાના પ્રત્યે ધારીને જોયું હોય એવી પ્રતીતિ પુરુષને થઈ. તેણે સહસા પૂછયું: "લોકો કહે છે એટલો આ ધંધો ખરાબ છે?"

પોતાનો હાથ સ્ત્રીએ પુરુષના હાથમાં મૂક્યો અને તે બોલી: "તમારા જેવો સુશીલ પુરુષ મળે છે ત્યારે તો નહિ. પણ—પણ મને પૂર્વે એવો એક પણ મળ્યો નહોતો." સ્ત્રીએ સહેજ સ્મિત કર્યું. તેનું સ્મિત પણ તેનાં વાક્યો પેઠે ધીમું અને સામા મનુષ્યમાં વિશ્વાસ મેલતું હોય તેવું હતું. "મને દિલગીર જોઈને તમે અટકયા. બીજા પુરુષો મને આનંદી જોઈને જ અટકે છે. મને પુરુષો જરા પણ પ્રિય નથી. તમે એમને બરાબર ઓળખતા હો તો તમને એ પ્રિય લાગે જ નહિ."

"હં, હશે! પણ તમે એમને ઉચ્ચતર સંયોગોમાં જુઓ નહિ તેથી કદાચ એમ હશે. લડાઈના મેદાનમાં તમારે એમને જોવા

જોઈએ. ખરેખર ! અમલદારો તેમજ સિપાઈઓ બધા જ–એકેએક –બહુજ સારા છે. બીજું કંઈજ નહિ–માત્ર ત્યાગની પરંપરા જ."

પોતાની ભૂરી આંખો પુરુષની સામે ઠેરવીને સ્ત્રી બોલી: "તમે એમાં પછાત નહિ પડતા હો. તમારામાં જે ગુણો છે તે તમે બીજામાં જુઓ છો."

"ના ના, તમે ભૂલો છો, એવું નથી. જે હુમલામાં હું જખમી થયો તે હુમલા વખતે એકેએક માણસ ખરા મરદની પેઠે જ વર્ત્યો હતો. જાતનો જરા પણ વિચાર કર્યા વિના જે બધાએ ઝંપલાવ્યું હતું તે ખરેખર અદ્‌ભુત હતું."

સ્ત્રીએ પોતાના હોઠ પીસ્યા અને કંઈક ધ્રૂજતા અવાજે તે બોલી: "શત્રુઓની હરોળમાં પણ તેમજ હશે ને?"

"હા, એમજ. હું જાણું છું."

"આહ ! તમે સાંકડા મનના નથી. સાંકડા મનના માણસોને હું એવી ધિક્કારું છું !"

"ના ના, એઓ સાંકડા મનના તો નહિ કહેવાય. એઓ માત્ર સમજતા નથી.

"તમે તો બાળક જેવા છો–નિર્દોષ બાળક જેવા !" સ્ત્રી આટલું બોલી તો ખરી, પણ પુરુષને તે ગમ્યું નહિ એમ જાણતાં જ તે કંપી ઊઠી. તેણે ધ્રૂજતાં કહ્યું: "પણ, તમે મને બહુ ગમો છો. તમારા જેવા માણસ મળે તે બહુ સારું."

આ વાક્યો પણ પુરુષને રુચ્યાં નહિ, એટલે તેણે તરત સવાલ કર્યો: "તમે અટૂલાં શાથી? તમારા કોઈ રશિયન મિત્રો નથી?"

"રશિયન? ના ના," પણ તરત જ સ્ત્રીએ ઉમેર્યું, "આ શહેર એટલું મોટું છે! તમે કોન્સર્ટમાં હતા?"

"હા."

"હું પણ—મને પણ સંગીત ઘણું જ ગમે છે."

"બધા રશિયનોને ગમે છે."

સ્ત્રીએ પુરુષના મુખ સામું જોયું. હૈયું છાનું રાખવા તેને યત્ન કરવો પડયો. પછી તેણે ધીમેથી કહ્યું: "મારી પાસે જ્યારે પૈસા હોય છે ત્યારે હું હમેશાં જાઉં છું."

"શું? તમે છેક આવી રહ્યાં છો?"

"હા, મારી પાસે હવે માત્ર એક શિલીંગ જ રહ્યો છે." આટલું બોલીને સ્ત્રી હસી પડી.

આ હાસ્યથી પુરુષનું હૃદય શોકગ્રસ્ત થઈ ગયું. સ્ત્રીના દરેક વાકયે પુરુષના હૈયામાં શોકની અને દુ:ખની લાગણી થઈ આવતી. આટલામાં તેઓ એક નાના લત્તા આગળ આવી પહોંચ્યાં હતાં; તેઓ ગોઅર સ્ટ્રીટની પૂર્વે હતાં.

"હું અહીં રહું છું," સ્ત્રી બોલી, "આવો છો ને?"

પુરુષના હૃદયમાં એક ક્ષણ તોફાન જાગ્યું, પાછા વળી જવાની ઉત્કટ ઇચ્છા થઈ, પરંતુ સ્ત્રીના કરગરતા સ્પર્શથી આખરે તે ડગ્યો અને અંદર દાખલ થયો. દાદર ઉપર થઈને બન્ને એક નાની ઓરડીમાં પહોંચ્યાં. ત્યાં ગેસનો એક ઝીણો દીવો બળતો હતો. બારીએ જીર્ણ પરદો લટકતો હતો. સ્ત્રીએ પોતાનું મુખ ઊંચું કરીને પુરુષને એક ચુંબન કર્યું. રૂઢિનું જ પરિણામ! બીજું કશું નહિ. ઓરડીની ભીંતનો રંગ, ફરનીચરનું સસ્તાપણું, કંઇક અસ્વચ્છતા વગેરેએ પુરુષના હૃદયમાં ઉદ્વેગ ઉત્પન્ન કર્યો. ઓરડીમાંની એકેએક વસ્તુ જાણે સાદ મારતી હોય: "આજે તમે અહીં છો,

કાલે તમે કોણ જાણે ક્યાં હશો ? કાલે બીજા આવશે. પરમદિવસે એ લોકો પણ કોણ જાણે ક્યાં હશે ?" માત્ર એક નાનો રોપ એક કૂંડામાંથી અજબ રીતે પવિત્રતાની, કુમળાશની, મધુરતાની સોરમ આપતો હતો—સ્ત્રીએ જાણી જોઈને યોજેલ કટાક્ષવાદના વાતાવરણને અસત્ય પુરવાર કરતો હતો.

સ્ત્રી ગેસના દીવાને મોટો કરવા જતી હતી. "નહિ, નહિ, મોટો ના કરતાં. આ બારી જ હું ઉઘાડી નાખું છું. ચંદ્રના અજવાળાને અંદર આવવા દો," કદાચ વધુ સ્પષ્ટ દેખાય એ વિચારથી ત્રાસતો પુરુષ બોલ્યો. સ્ત્રી કંઈ પણ ઉત્તર આપ્યા વિના બારી આગળ એક ખુરશી હતી તેના ઉપર બેઠી.

"તમારું નામ શું ?" પુરુષે પૂછ્યું.

"મે. તમારું નામ પૂછવામાં તો ફાયદો જ શો ?"

"તમે બહુ અવિશ્વાસુ જણાઓ છો !"

"તેમ થવાને માટે કારણો છે, નહિ ?"

"તમે અમને સૌને પશુઓ જ ધારો એ સ્વાભાવિક છે."

"આખો વખત મારે બીતાં ફરવું એમાં જ મારી સલામતી છે. હું કોઈ ઉપર વિશ્વાસ મૂકતી નથી. તમે ખૂબ જરમનો માર્યા હશે, નહિ ?"

પુરુષ હસ્યો: "અમે શી રીતે જાણીએ ? એ તો હાથોહાથ થઈ જઈએ તો જણાય. હજી એવા પ્રસંગો મારે આવ્યા નથી."

"પણ, તમે થોડાક માર્યા હત તો તમને સંતોષ તો થાત નહીં ?"

"સંતોષ ? ના ના. એ બાબતમાં તો હું ધારું છું કે અમને બધાયને એક જાતની ઊર્મિ થાય છે, અમને એકેકને મારવામાં

સંતોષ પણ નથી—આનંદ પણ નથી, અમારું કાર્ય છે એટલે અમે તે કરીએ છીએ."

"હાય હાય! કેટલું ભયાનક! મારા ભાઈઓ પણ બધા જ મરી ગયા હશે."

"ત્યાંથી તમને કંઈ પણ ખબર નથી મળતી?"

"જરા પણ નહિ. મારો દેશ પણ રહ્યો હશે કે નહિ એ કહેવાય નહિ. મારાં જે જે હતાં—પિતા, માતા, બહેનો, ભાઈઓ—એમાંથી કોઈને પણ હું આ ભવમાં ભાળી શકીશ કે નહિ એ સવાલ છે. યુદ્ધ ઘણી વસ્તુઓનો કચ્ચરઘાણ વાળે છે, પણ સૌથી વધુ કચ્ચરઘાણ તો તે હૈયાંઓનો વાળે છે." સ્ત્રીના કુમળા ઓઠ આટલું બોલતાં પોતાના દાંત ઉપર જોરથી દબાયા. "તમે આવ્યા ત્યારે હું શાના વિચાર કરતી હતી? હું મારા પોતાના ગામડાનો અને ચંદ્રના અજવાળામાં મારી નદીનો. આહાહા! હું એક વખત એ પાછું જોઈ શકું તો! તમને કોઈ દિવસ પોતાના ઘર પ્રત્યેની—ગામ પ્રત્યેની આવી લાગણી થઈ હતી?"

હા, ટ્રેંચમાં એવી થતી. પણ ત્યાં મારા જેવા તો બીજા કેટલાય હોય! એટલે તે લાગણી કહેવામાં પણ શરમ લાગે."

"હાસ્તો!" સ્ત્રીના હાસ્યમાં કટુતા હતી—કટાક્ષ હતું. "તમે તો કેટલા બધા! પણ અહીં—મારી સ્થિતિ કેવી હશે? અહીં મને એકેએક માણસ ધિક્કારે અને જો મને પકડી શકે તો જરૂર મને કેદખાનામાં પણ નાખે!"

સ્ત્રીની છાતી ઊર્મિઓથી ઊછળવા લાગી. પુરુષે સાંત્વન આપવાનો પ્રયત્ન કરતાં સ્ત્રીના પગ ઉપર હાથ ફેરવીને કહ્યું: "હું ઘણો દિલગીર છું."

સ્ત્રીએ ડૂસકાં અટકાવીને કહ્યું: "મારી સાથે ખરી માયાથી

વર્તનાર તમે પહેલા જ છો. અને તેથી જ હું તમને સાચું કહી દઉં છું: હું રશિયન નથી, જર્મન છું."

આ એકરાર સાંભળીને પુરુષને વિચાર થયો: "આ એમ જાણે છે કે, અમે સ્ત્રીઓ સાથે યુદ્ધ આરંભ્યું છે!" મોટેથી તે બોલ્યો: "ઓહો! તેમાં શું?"

સ્ત્રીની આંખો પુરુષના આત્માને જોવા મથતી હોય તેમ તેના ભણી વળી. પછી તે ધીમેથી બોલી: "મને અગાઉ એક માણસે આમ જ કહેલું, પણ તે માણસનું ધ્યાન બીજી વસ્તુમાં હતું. તમે બહુ ભલા માણસ છો. તમે લોકોમાં ભલાઈ જોઈ શકો છો. બાકી ખરું પૂછો તો લોકોમાં ભલાઈ છે જ નહિ."

"તમે તો આખા સમાજ પ્રત્યે કટાક્ષમય ઉપહાસની દૃષ્ટિએ જ જુઓ છો."

"એમ ન કરું તો હું ડૂબીને આપઘાત જ કરું ને! હશે—સમાજમાં ભલા માણસો પણ હશે? પણ હું તેમને ઓળખતી નથી."

"હું તો ઘણાને ઓળખું છું," પુરુષ બોલ્યો.

"એમ? તમે જીવનની ખરેખરી મુશ્કેલીમાં કદી મુકાયા છો?"

"ના."

"હું એ જ ધારતી હતી. હવે ધારો કે, હું ખરાબ નહીં થઈ હોઉં–હું સારી જ હોઉં–હું આ પહેલાં સારી જ હતી—અને તમે મને તમારાં મા, બાપ, ભાઈ, બહેન પાસે લઈ ગયા હો તો? તેઓ શું કહે? હું ભૂખે મરતી હોઉં–એ ભયને લઈને અનીતિને માર્ગે જવા તૈયારી કરતી હોઉં, છતાં પણ એ લોકો શું કહે? 'હાય હાય! જર્મન છોકરી! કેવું દિલગીરીભર્યું!' આટલું કહીને એ લોકો મને ભૂલી જાય."

પુરુષ મૂંઝાઈ ગયો. સ્ત્રીનો એકેએક શબ્દ સત્યને પુકારતો હતો. છતાં તે બોલ્યો: "ના ના, સારા માણસો હશે તો ખરા જ, છે જ."

"ના, ગમે તેટલા સારા હોય, પણ જર્મનના પડછાયામાં પણ તે લોકો ઊભાં નહીં રહે. અને હવે તો હું સારી પણ ક્યાં છું? ભ્રષ્ટ છું. અને એ છુપાવવાને હું અસત્ય બોલવા માગતી નથી. પણ-પણ તમે મને ચુંબન નહિ આપો?"

સ્ત્રીએ પોતાનું મુખ પુરુષના મુખ આગળ બહુ પાસે ધર્યું. સ્ત્રીની આંખોથી પુરુષનું હૃદય વિહ્વળ થયું, છતાં તેણે પોતાનું મુખ પાછું ખેંચ્યું. તેને લાગ્યું કે સ્ત્રી કદાચ પુનઃ યાચના કરશે કે એના હૃદયમાં અપમાન લાગશે. પરંતુ તેમાંનું કંઈ થયું નહી. સ્ત્રી તો માત્ર તેની સામે સ્થિર આંખોથી જોઈ રહી. સાદો અને સરળ ઉત્સાહ પુરુષના જીવનમાંથી સરી જતો હોય એમ જણાયું "જાણે જીવનની ભવ્યતા ઘેરાં વાદળમાં કોઈએ ડુબાવી હોય ની! યુદ્ધના મેદાનમાં, ઇસ્પિતાલમાં, જીવન કેવું ભવ્ય લાગતું-કેવું શૌર્યાંકિત જણાતું! અને છતાં એ જ જીવનમાં નરકના કૂપ પણ હશે? પોતાના સાથીઓ અભણ, ભણેલા સિપાઈઓ, ડાક્ટરો, નર્સો એ બધાં કેવાં! કેવા શાંત! કેવા વીરતાભર્યાં દુઃખ સહન કરવાની તાકાતવાળા, કેવા તેમના આત્મા-કેવા તેમના અવાજ! કેવાં શાંત સરળ ઉત્સાહ અને આસ્થાભર્યાં એ બધાં જીવન! એ બધાંમાં નીચ, હલકી, પશુવૃત્તિની ગંધ પણ ક્યાંય હતી? અને હવે આ નાની નિર્દોષ કુમારિકા! પશુઓથીયે અધમ આની હમણાંની સ્થિતિ! આ કુમળી હરિણીનો કરવામાં આવતો ઉપયોગ! મારા સાથીઓમાંનો કોઈ પણ આને સ્પર્શવામાં ઘડીભર પણ વિચાર-વિલંબ કરે ખરો! અરે! મારી જ વાત લઉં ને! મને જ જો આ આગ્રહ કરે તો હું ક્યાં સુધી અચલિત રહું?" પુરુષે બારીમાંથી ડોકું બહાર કાઢ્યું અને ચંદ્રના પ્રકાશ ભણી આંખો વાળી.

સ્ત્રી બોલી: " આજે ઝેપલીનો આવવાનાં નથી એમ જણાય છે. અને હાય હાય, જયારે ઝેપલીનો બળતાં હોય છે ત્યારે, કેવું મોત ! અને રસ્તામાં ઊભેલાં માણસો આનંદથી બૂમો પાડતાં નાચે છે— પણ એ સ્વાભાવિક છે. તમે અમને બહુ જ ધિક્કારો છો ? "

" ધિક્કારીએ છીએ ? ના, હું કંઈ જવાબ દઈ શકું નહીં."

" હું તો તમને અંગ્રેજોને પણ ધિક્કારતી નથી, માત્ર તેમના પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિએ જોઉં છું. તે જ પ્રમાણે કંઈક વધુ પ્રમાણમાં જર્મનો પ્રત્યે હું જોઉં છું. કારણ કે, તેમણે આ યુદ્ધ શરૂ કર્યું છે. હું બધા જ લોકોનો તિરસ્કાર કરું છું. શા માટે એઓએ દુનિયાને આટલી દુઃખી કરી હશે ? શાને માટે તેઓએ હજારો—લાખો મનુષ્યોનાં જીવન આ પ્રમાણે હરી લીધાં હશે ? કેવળ નકામા ! દુનિયા હતી એના કરતાં એમણે વધુ ખરાબ કરી મૂકી છે. મનુષ્યો એક એકને ધિક્કારે છે, એક એકની ખરાબ બાજુ જોવાના જ યત્ન કરતાં ફરે છે. મને પણ આવા લોકોએ જ ખરાબ કરી છે. હું હવે કશામાં માનતી નથી. શેમાં માનવું ? પ્રભુ છે ? ના ! આહા ! એક વખત હું મારા દેશમાં નાનાં નાનાં અંગ્રેજ છોકરાંઓને પ્રાર્થના શીખવતી હતી. આજ એ સંભારતાં કેવું વિકટ હાસ્ય થાય છે ! હું તે વખતે આ બધી વસ્તુઓમાં માનતી હતી. હવે હું કશામાં માનતી નથી—માત્ર બે જ પ્રકારનાં મનુષ્યો આવી સ્થિતિમાં શ્રદ્ધા રાખી શકે—મૂર્ખાં અને જૂઠાં. ઇસ્પિતાલમાં કામ કરવાની મારી ઇચ્છા છે. તમારા જેવા યુવાનોની ચાકરી કરવા સારુ મન આતુર છે. પણ હું જર્મન એટલે એકેએક સારા કામ માટે અહીં નકામી ! જર્મનીમાં, ફ્રાંસમાં, રશિયામાં બધે જ સરખું—આ જ પ્રમાણે ! આટલું અનુભવ્યા પછી હું પ્રેમમાં, ઈસુમાં કે પ્રભુમાં માની શકું ખરી ! ના, નહીં જ ! હું ધારું છું કે આપણે કેવળ પશુઓ જ છીએ—બસ મારી પોતાની જિંદગીથી મારા વિચારો આવા થઈ

ગયા એમ તમે ધારતા હશો. પણ નહીં, નહીં, મનુષ્યોનો સ્વભાવ જ એવો છે. પુરુષો જ—કેવળ પુરુષો જ આ દાવાનળ સળગાવી રહ્યા છે—તમારા જેવા લાખો યુવાનોને રહેંસી રહ્યા છે—મારા જેવી નિર્દોષ કુમારિકાઓને રિબાવી રહ્યા છે. મારા દેશમાં શું કે અહીં શું—બધે એમ જ છે. આ બધું વિચારીને જ હું કહું છું કે આપણે માત્ર પશુઓ જ છીએ.

બહુ દુઃખી હૃદયે પુરુષ ઊઠ્યો. સ્ત્રીની આંખ તેને તાકી રહી હતી. સ્ત્રીના હૃદયમાં એમ થઈ આવ્યું કે, પોતાના બોલવાથી એ ચાલ્યો જતો હતો. તે બોલી: " તમને કેટલો ગુસ્સો આવ્યો છે? તમે જતા ના રહેતા. હું તદ્દન શાંત બેસી રહીશ. "

" તમારે બોલવું હોય તેટલું બોલો ને. હું માનવાને બંધાયો નથી. અને—અને હું આ બધું માનતો પણ નથી. "

" સ્ત્રી પણ ઊભી થઈ ગઈ હતી—ભીંતને અઢેલીને તે ઊભી હતી. તેનાં વસ્ત્રો અને મુખ ઉપર ચંદ્રનું અજવાળું પડતું હતું. તેના અવાજમાં મૃદુતા હતી, નિરાશાવાદીની ક્રૂરતા હતી.

" ભલા, મને કહેશો ? હજારો અને લાખોની સંખ્યામાં નિર્દોષ માનવીઓ રોજ જગતના અન્યાયને લઈને કચડાઈ જાય છે—રિબાઈ જાય છે—રહેંસાઈ જાય છે. એ તમારું જગત્ કેવું? સુંદર? નહિ! શા માટે તમે સૌ ખોટું બોલતા હશો? તમે કહો છો કે રણભૂમિને મોખરે તમે સૌ બહાદુર છો—મૃત્યુની પરવાહ કરતા નથી, અને એથી જગત સુંદર છે. પણ—પણ હું ક્યાં ડરું છું? મને મૃત્યુની ક્યાં પરવાહ છે? પણ એથી કરીને મને મારાં માતાપિતા, ભાઈ-બહેનો, બીજાં સગાંવહાલાંઓનો વિચાર નહીં આવે? તમને નહીં આવતો હોય? એ બધાં નિરપરાધી મનુષ્યો નરક—યાતના સહન કરતાં કરતાં મરણ પામે એ તમે શાંત ચિત્તે જોઈ શકો? અને કયા અપરાધે? નહિ નહિ. આ જગત નરક છે. "

પુરુષ પોતાના હોઠ કરડતો ઊભો રહ્યો.

"હશે ! આપણને એક જ જિંદગી છે અને તે પણ તુરત પૂરી થાય છે એટલું સુખ છે," સ્ત્રી નિરાશાના ભડકાથી દાઝેલી બોલી.

"ના ના, છેક એમ નથી," પુરુષ આ જ્વાલામાંથી બચવાનો યત્ન કરતો બોલ્યો.

"હં ! તમે કદાચ એમ ધારતા હશો કે તમે ભવિષ્યની પ્રજાઓને સુખ આપવા આ યુદ્ધ કરી રહ્યા છો, ખરું ?"

"અમે જીતીએ ત્યાં સુધી અમે લડશું જ," પુરુષ દાંત પીસીને બોલ્યો.

"તમે જીતો ત્યાં સુધી ? હા, એમ તો મારા લોક પણ કહે છે. બધા જ એમ ધારે છે કે, એ લોકો જીતે તો આ જગત સુધરી જાય. પણ એમાંનું કંઈ થવાનું નથી. ઊલટું એ બગડવાનું જ—વધુ ભયંકર થવાનું."

પુરુષ સ્ત્રીથી આઘો ખસ્યો. તેણે પોતાની ટોપી લીધી અને ત્યાંથી જવાનું કર્યું. પણ સ્ત્રીનો અવાજ તો આવતો જ હતો:

"ગમે તે પક્ષ જીતે, તેની મને તલભાર પણ દરકાર નથી. હું બધાંને જ તિરસ્કારું છું. બધાં જ પશુઓ છે—પશુઓ—પશુઓ ! પણ તમે ચાલ્યા જાઓ છો ? કેમ ? હવે હું નહીં બોલું."

પુરુષે પોતાના ગજવામાંથી થોડીક નોટો કાઢી અને ટેબલ ઉપર મૂકી અને પછી સ્ત્રીની પાસે જઈને બોલ્યો: "ગુડ નાઈટ."

સ્ત્રી ગદ્‌ગદિત કંઠે બોલી: "ખરેખર તમે જાઓ છો ? હું તમને ગમી નહીં ?"

"તમે મને ગમો છો જ."

"ત્યારે પછી હું જર્મન છું માટે ચાલ્યા જાઓ છો ?

"ના."

"ત્યારે અહીં રહેતા કેમ નથી?"

પુરુષને એમ કહેવાની ઇચ્છા થઈ કે 'તું મારા હૃદયને અજબ રીતે વિહ્વળ કરી મૂકે છે એથી.' પણ તે કંઈ બોલી શક્યો નહીં.

સ્ત્રીએ પાછું કહ્યું: "તમે મને એક ચુંબન પણ નહિ આપો?"

પુરુષે નીચા વળી સ્ત્રીના કપાળ ઉપર એક ચુંબન આપ્યું, પણ સ્ત્રીએ સહસા પોતાના બંને હાથ પુરુષના ગળામાં વીંટાળી દીધા અને પોતે ઊંચી થઈને પોતાના ઓષ્ઠથી પુરુષના ઓષ્ઠને સ્પર્શી ગાઢ ચુંબન કરી લીધું.

પુરુષ એકદમ બેસી ગયો અને બોલ્યો: "નહિ, માફ કરો. માફ કરો. મને પશુ ન બનાવો."

સ્ત્રી સહેજ હસી: "હશે, જેવી તમારી ઇચ્છા. તમે બહુ વિચિત્ર જણાઓ છો. પણ મને તમારી સાથે વાત કરવી બહુ ગમે છે. તમે જર્મન કેદીઓને જોયા છે?"

પુરુષે દીર્ઘ શ્વાસ લીધો—આનંદનો કે ખેદનો? "હા, મેં જોયા છે."

"ર્‌હાઇનના પ્રદેશમાંથી કોઈ ખરા?"

"હા."

"તેઓ બહુ દિલગીર હતા?"

"કેટલાક હતા, કેટલાક કેદ પકડાયા એથી ખુશ થયેલા પણ લાગતા હતા."

"તમે ર્‌હાઇન જોયો છે? બહુ જ સુંદર છે. આજ તો તે સ્વર્ગીય હશે. ત્યાં પણ આવો જ ચંદ્રપ્રકાશ હશે. રશિયામાં, ફ્રાન્સમાં—બધેય આવો મીઠો, મધુર ચંદ્રપ્રકાશ હશે. પણ હાય હાય!

જે સમયે પ્રેમીઓનાં પ્રેમગાન સંભળાવાં જોઈએ તેવે સમયે આ ભયંકર યુદ્ધની કાળ સમી તોપના મોમાંથી છૂટતી મોતની શિખાઓ !

પુરુષને ઘણુંય કહેવાનું મન થયું કે, જે વખતે હજારો શૂર-વીર પુરુષો એકકને માટે, પોતાના દેશને માટે, પ્રાણની આહુતિ અર્પવા તૈયાર થાય છે તે પળ—તે ઘટિકા સારા જીવન કરતાં પણ સુંદર છે." પણ આ યુવતી તો કશામાં માનતી જ નહોતી. એને કહીને શું કરે?

"તમે કેવી રીતે જખમી થયા હતા? તે વખતે તમે બીધા હતા?"

"એક લઢાઈમાં. ના રે ના, બીવાનું શા માટે? અમે તો બહુ જ હસતા હતા. પણ પછી જ્યારે મને ભાન આવ્યું ત્યારે અમારો બુઢ્ઢો કર્નલ નીચે વળીને મારા મોંમાં લીંબુ નીચોવતો હતો. તમે જો એ કર્નલને જોયો હોય તો તમને પણ ઘડીભર એમ થાય કે જીવનમાં કંઈક છે ખરું. આ બધી નરકની તેલની કઢાઈઓની પાછળ પાછળ પણ કંઈક સુંદર તત્ત્વ છે ખરું. અને આપણને મરવું તો એક જ વખત છે ને! તો પછી દેશને માટે હોય તો વધારે સારું!"

સ્ત્રીની આંખોમાં ચંદ્રિકા અદ્ભુત તેજ ઉતારી રહી હતી. તે બોલી: "ના. ના. હું તો કશુંય માનતી નથી. મારો આત્મા તો મરણ પામ્યો છે."

"તમે એમ માની બેઠાં છો. તમારું હૈયું ને તમારો આત્મા મૃત્યુ પામ્યાં હોય તો તમે તે દિવસે રડતાં હતાં શા માટે?"

"મારું હૈયું અને મારો આત્મા મરણ પામ્યાં ન હોય તો હું આવી સ્થિતિમાં જીવન ધારણ કરી શકું ખરી? રોજ નવા નવા

પુરુષોને પકડવા, જેમનો સ્પર્શ પણ ન ગમે એમનાં આલિંગનો સહન કરવાં! અને છતાંય પ્રત્યેક ક્ષણે એમ બીતાં રહેવું કે, હું જર્મન છું એમ એઓ જાણશે તો મારું કોણ જાણે શુંય થશે! હવે હું દારૂ પીતી થઈશ એટલે પશ્ચાત્તાપની શક્તિ પણ ક્ષીણ થતી જશે. શા માટે નહિ? જે સાચું છે તે સંતાડવાની શી જરૂર? ના, નહિ જ, હું કશામાં માનતી નથી. બધા જ ઢોંગ છે."

"પણ છતાં હમણાં જ તમારા લોકને માટે તમે આંસુ સારતાં હતાં!"

"જે મનુષ્યો દુઃખ ખમે છે એ બધાં મારા જેવાં જ, એટલે મને એમને માટે લાગણી થાય જ. હું કંઈ તમારી અંગ્રેજ સ્ત્રીઓની માફક, આ ધંધો કરું છું તેથી, મારા આત્માને જડ બનાવી દેતી નથી."

"તમારું હૈયું પણ ક્યાં જડ છે?"

"તમે કબૂલ નહિ જ કરવાના. પણ પ્રેમ એ બધું ખોટું જ છે. આપણે આપણી જાતને જ ચાહીએ છીએ."

સ્ત્રીના અવાજમાં રહેલ ક્રૂરતાને લઈને પુરુષ અકળાયો અને બારીમાંથી બહાર જોવા લાગ્યો. સ્ત્રીની આંગળીઓ તેની આંગળીઓ જોડે રહી ગઈ. કશામાં નહીં માનનાર આ સ્ત્રી પ્રત્યે દયાભાવ કેમ ઉત્પન્ન થયો હશે? પણ દયા ઉત્પન્ન તો થતી જ હતી. સ્ત્રીનો હાથ પોતાના હાથમાં રહેવાથી તેનું રક્ષણ કરવાની પુરુષને ઇચ્છા થતી હતી. પોતે કેવળ અજાણ્યો! તેની આગળ આ સ્ત્રીએ નિર્દોષતાથી પોતાનું આખું જીવન ઉઘાડું કરી દીધું હતું. પુરુષે સ્ત્રીની આંગળીઓ દબાવી. પ્રત્યુત્તરમાં એમ જ થયું. આવો સ્નેહ સ્ત્રીની અરણ્ય જેવી થઈ ગયેલ જિંદગીમાં કોણ જાણે કેટલે વર્ષે મળ્યો હશે! માનવ-જાતિની એકેક પ્રત્યેના લાગણી આગળ સિદ્ધાંતો, આદર્શો વગેરે શા મૂલ્યના? તેણે સ્ત્રીના મુખ તરફ જોયું. તેના ધંધાને લઈને કરેલ ટાપટીપની કૃત્રિમતાને ભેદીને પણ તેના મુખ ઉપર અપૂર્વ સૌન્દર્ય

તરવરતું હતું. સહસા તેને લાગ્યું: તે પોતે અને સ્ત્રી એકેકને અડીને ઊભાં હતાં, અને પશુતા તેમ જ ધિક્કારના કરતાં પણ માયા અને જગતબંધુત્વ વધુ બળવાન છે એની દુનિયાને ખાતરી આપતાં હતાં. બીજી જ ક્ષણે પાસેની ગલીમાંથી વર્તમાનપત્રો વેચનાર છોકરાઓની બૂમો સંભળાઈ. એ શું બોલતા હતા? શેની ખબર આપતા હતા? પોતે તે સાંભળવા ટટાર થઈ ગયો. સ્ત્રીની આંગળીઓ પણ એકદમ સજ્જડ થઈ ગઈ. એટલે તેનું હૈયું પણ તે સાંભળવા આતુર બન્યું હતું. બૂમો પાસે આવવા માંડી, વધુ ઉગ્ર થતી ગઈ. શૂન્ય ચંદ્ર-પ્રકાશ દોડતાં પગલાંથી, છોકરાઓની તીણી બૂમોથી, માણસોના ઘોંઘાટથી ઉભરાઈ ગયો. "બ્રીટીશોની મહાન ફતેહ! શત્રુઓનો જબરો પરાજય! હજારો જર્મનો કેદ થયા!" આ બૂમો પુરુષના હૈયામાં આનંદની ભીષણ હોળી સળગાવતી વાતાવરણમાં ભળી ગઈ. પોતે પોતાનું ભાન ભૂલી જઈ, બારીએથી વાંકો વળી ટોપી ઉછાળતો, ગાંડાની પેઠે હર્ષઘોષણા કરવા લાગ્યો. આખી કાળી રાત્રિ જાણે તેના આનંદમાં ભાગ લઈ થનગન કરી રહી હોય તેમ તેને જણાયું. રસ્તા ઉપર જવાને તે એકદમ પાછો ફરતાં તે એક વસ્તુ સાથે અફળાયો. તે પેલી યુવતી! તેના હાથની મૂઠી જોરથી દબાઈ હતી. તેની છાતી ઉશ્કેરાયેલા મનુષ્યની પેઠે ધબકતી હતી. ઊર્મિ-ઓના આવા તોફાનમાં પણ પુરુષને સ્ત્રીને માટે લાગ્યું. પુરુષે સ્ત્રીનો હાથ પકડવાનું કર્યું, પણ સ્ત્રીએ તેને ઝાટકો મારી તરછોડી નાખ્યો. બીજે હાથે પુરુષે મૂકેલ નોટોનો ચોટો લીધો અને પુરુષને તેણે કહ્યું: "લો લો, લઈ જાઓ. મારે અંગ્રેજની પાસેથી પૈસા નહિ જોઈએ." સ્ત્રીની ઉશ્કેરાયેલી આંગળીઓએ નોટોના ટુકડા કરી નાખ્યા. ટુકડા જમીન ઉપર ઊડી પડ્યા. સ્ત્રી પુરુષ તરફ પૂંઠ ફેરવી ઊભી રહી. ટેબલને અઢેલીને ઊભી રહેલી અને સર્વ રીતે પરાજય પામેલી એ યુવતીના આખા અંગ ઉપર ચંદ્રિકા ઢોળાતી હતી. પુરુષ એક ક્ષણ આ દૃશ્ય જોઈ રહ્યો, પછી નાઠો...

પુરુષના ગયા પછી પણ યુવતી આ જ સ્થિતિમાં ઊભી રહી—જે સ્ત્રીને કશાની દરકાર ન હતી–કશામાં જેને શ્રદ્ધા ન હતી. આસપાસ ફાટેલી નોટોના કકડા પડ્યા હતા, બહાર છોકરાઓની બૂમો આછી આછી સંભળાતી હતી. સ્ત્રી કંઈક જુદાં જ દશ્યો નીરખી રહી હતી. જર્મન વાટિકામાં રમતી પોતે–સાથે પોતાનો વહાલો કૂતરો અને આવાં અનેક દશ્યો ડૂબતું મનુષ્ય જુએ તેમ પોતે જોઈ રહી, તેનું હૈયું ચિરાવા લાગ્યું, તેના પગ વળી ગયા, તે જમીન ઉપર ફસડાઈ પડી.

જમીન ઉપર અર્ધ સૂતેલ, અર્ધ બેઠેલ અવસ્થામાં યુવતી ફાટેલા કકડા વીણતી ગઈ અને આંખમાંથી ભયાનક આંસુ સારતી ગઈ. જેના ગજવામાં માત્ર એક શિલિંગ જેટલા જ પૈસા! જેના જીવનનો આધાર શત્રુઓના આલિંગનો ઉપર! તે જ યુવતીએ પોતાના દેશને માટે નોટોના કકડા કરી નાંખ્યા હતા! ચંદ્રિકામાં સહસા તેનાં આંસુ થંભ્યાં. યુવતી જમીન ઉપર પ્રાર્થના કરતી હોય તેમ બેસી ગઈ અને મુક્ત કંઠે ગાવા લાગી: " Die Wacht am Rhein "

*

# ૧૦. જંગલની ઝૂંપડી

હું, કિશોરીબાબુ અને એક ભોમિયો એમ ત્રણ જણા
સાંજે જંગલમાં એક દિવસ ફરવા ગયા. ઘેરથી નીકળ્યા ત્યારે આકાશ
સ્વચ્છ હતું. કોઈના સ્વપ્નમાં પણ ન આવે કે એકાદ કલાકમાં
પ્રચંડ તોફાન આવી ચડશે. અમે બરાબર જંગલમાં ઊંડાણમાં
પેઠા અને તોફાન શરૂ થયું. વરસાદ મૂશળધાર પડવા લાગ્યો.
વીજળીના કડાકા ભયાનક જંગલમાં ફૂંફાડા મારવા લાગ્યા. ભયંકર
ગર્જના કરતો પવન, મોટાં મોટાં વૃક્ષોને બાથમાં બીડીને ઊખેડી
નાખતો, જંગલમાં ચીસો પાડવા લાગ્યો.

ધીમે ધીમે અન્ધકાર પણ વધવા લાગ્યો. એથી અમે એકેકને
ઝાલીને ચાલવા લાગ્યા; એક પગલું પણ ખોટું ભરાય તો ઊંડી
ખીણોના ભક્ષ થઈ જવાય તેવી સ્થિતિ હતી. મેં અને કિશોરી-
બાબુએ ભોમિયાની સામે જોયું: ભોમિયાએ પોતાનો ચહેરો સ્વસ્થ
રાખવાનો પ્રયત્ન તો કર્યો, પણ તે વૃથા ગયો. અમે તરત જ જાણી
લીધું કે તેને પણ અમારા જેટલી જ રસ્તાની ખબર હતી. વીજળી-
નો કડાકો થયો અને પછી પાછો ગાઢ અન્ધકાર ફેલાઈ ગયો.
હવે બીજો ઉપાય ન હતો. વખતે આગળ વધીએ અને ખીણ વચમાં
આવે, તેના કરતાં જ્યાં ઊભા હતા ત્યાં જ ઊભા રહીએ તો સારું,
એમ અમને લાગ્યું, તેથી અમે ત્યાં જ બેઠા. પાંચ મિનિટ થઈ કે

એક કલાક થયો તે જણાયું નહીં. પછી હું જરાક ખસવા ગયો એટલામાં એકદમ ગોથું ખાઈ ગયો. ઢાળ બહુ ન હતો, છતાં હું નીચે ગબડતો ચાલ્યો. હું કેટલું ગબડતો હોઈશ તે અટકળ કરી શકાય તેવું નથી; પણ સુભાગ્યે મારા હાથમાં એક ઝાડની ડાંખળી આવી તેથી ગબડતો અટકી ગયો. મેં ઊભા થઈને જોયું તો તે ઝાડની આસપાસ નાની સરખી વાડ હતી, આથી મેં આનંદથી કિશોરીબાબુને અને ભોમિયાને બૂમ મારી. મહામહેનતે તેઓ મારી પાસે આવ્યા, એટલે અમે ત્રણે જણ વાડની આસપાસ પ્રદક્ષિણા ફરવા લાગ્યા. આખરે ઝાંપો હાથ લાગ્યો, એટલે ઉઘાડીને અન્દર પેઠા. ત્યાં એક નાની ઝૂંપડી હતી. તેનું બારણું બંધ હતું તેથી લાકડી વડે મેં ઠોક્યું, પણ જવાબ કાંઈ નહીં મળવાથી મેં આંચકો માર્યો. ઘણા વખતથી બારણું બંધ રહ્યું હોય અને નકુચાઓ કટાઈ ગયા હોય તેમ કચડડડ અવાજ કરતું બારણું ઊઘડ્યું. અંદરનો અંધકાર બહારના અંધકાર કરતાં વિશેષ હતો, પણ કિશોરીબાબુ પાસે દીવાસળીની પેટી હતી એટલે અડચણ પડી નહીં. દીવાસળી સળગાવી એટલે ઝૂંપડી ધીમે ધીમે અન્ધકારમાંથી નીકળીને જાણે અમારી દૃષ્ટિ સન્મુખ ખડી થઈ.

પણ એટલામાં એક આશ્ચર્યકારક બનાવ બન્યો. અમારા ભોમિયાની નજરે ઝૂંપડી બરાબર જણાઈ કે તરત જ તે એક ચીસ પાડીને ઝૂંપડીમાંથી નાઠો. અમે તેને પાછો બોલાવવાના બહુ પ્રયત્ન કર્યા, પણ વ્યર્થ! ફક્ત ઉત્તરમાં, અતિશય બીકથી કમ્પતા સાદની "જંગલની ઝૂંપડી." "જંગલની ઝૂંપડી" એવી બૂમ અમારા હૃદયને થડકાવતી અમે સાંભળી. પળવારમાં તે બૂમ પણ પવનના ઝપાટામાં શમી ગઈ, અને ઝૂંપડીનો અન્ધકાર અમારી દૃષ્ટિને વીંટી વળ્યો.

"આ ઝૂંપડી બાબત કાંઈક ગામમાં વહેમ હશે," કિશોરીબાબુ બોલ્યા, "આપણે અહીં તાપણું કરશું એટલે એની બીક જતી

રહેશે અને આકુરો પાછો આવશે. આવાં ગામડાંઓમાં તો લોકો જાતે આવા વહેમોને ઉત્પન્ન કરીને સાહસનું સુખ માની લે છે."

અમે ઝૂંપડીની આસપાસ ફરીને, સૂકી ડાંખળીઓ અને છોડિયાં શોધી કહાડ્યાં અને દીવાસળીથી સળગાવીને નાના તાપણા જેવું બનાવ્યું, અને પછી વખત ગાળવાને આસપાસ નજર ફેરવીને ઝૂંપડીમાં પડેલી વસ્તુઓ તરફ દૃષ્ટિ ફેરવી.

ઝૂંપડી જૂનાં લાકડાંનાં ઠૂઠાંની બનાવેલી હતી અને ઘણાં વર્ષ પૂવે બંધાયેલી હોય એવી લાગતી હતી. ભારોટિયા ઉપર વિચિત્ર જાતના જનાવરોનાં અને મનુષ્યોનાં ચિત્ર પાડેલાં હતાં. અંદર બે ઓરડા હતા. અસલના વખતમાં બે ઝૂંપડીઓ જૂદી જૂદી બાંધી હશે અને પાછળથી તે બન્નેને જોડી દઈને એક ઝૂંપડી જેવું બનાવ્યું હશે; કારણ કે, બે ઓરડાની વચમાં એક નાના માર્ગ જેવું હતું. અંદરનું કેટલુંક રાચરચીલું ઝૂંપડીના જેવું જ પુરાણું હતું, પણ કેટલીક વસ્તુઓ તો સાવ સડી ગયેલી સ્થિતિમાં હતી.

તેમાં છેલ્લા રહેનાર ધણીએ તે ઝૂંપડી અચાનક છોડી દીધી હોય તેમ જણાતું હતું, કારણ કે, ઘરમાં વપરાતી સામાન્ય વસ્તુઓ જેમની તેમ કાટ ખાતી પડી રહી હતી. એક નાનું પુસ્તક ઉઘાડેલું અને ઉધઈથી ખવાઈ ગયેલું ટેબલ ઉપર પડ્યું હતું. બીજી ચોપડીઓ ઝૂંપડીની બન્ને ઓરડીમાં ગમે તેમ પડી હતી. બારી ઉપર તદ્દન જીર્ણ થઈ ગયેલો પડદો લટકતો હતો. એક ખીલા ઉપર એક સ્ત્રીનું વસ્ત્ર પડ્યું હતું. ટેબલ ઉપરની એક નાની લાકડાની પેટીમાં નોટ-પેપરોનો થોકડો હતો. આ કાગળોમાંના લગભગ બધા જ લખેલા હતા અને તેના ઉપર જુદી જુદી તારીખ માંડેલી હતી. એ બધું ચારેક માસની મુદતમાં બન્યું હોય તેમ જણાતું હતું; કાગળોની સાથે એક મોટું પરબીડિયું હતું જેમાં તે કાગળો કોઈક મનુષ્ય

ઉપર મોકલવાનો તેના લખનારનો વિચાર હશે, કારણ કે, પાકીટ પર સરનામું પણ કરી રાખ્યું હતું.

અમારી કુતૂહલની લાગણી અમે દબાવી શકયા નહિ, તેથી વિવેક અને મર્યાદાનો ભંગ કરીને કાગળો એક પછી એક વાંચ્યા. છેલ્લો કાગળ વાંચીને અમે પેટીમાં મૂકયો એટલે અમારી નીચે જમીનમાંથી એક દુઃખથી ભરેલી, નિરાશાથી છલકાતી ભગ્ન હૃદયની ચીસ તોફાનને વીંઝીને આવતી અમારે કાને પડી. સવાર પડી ત્યાં સુધી ચારે દિશાના અન્ધકારમાં ભયાનક પડઘો પાડતી, ઝૂંપડીમાં પેસતી અને પાછી ધીમી પડીને અન્ધકારમાં મળી જતી આ ચીસો અમને સંભળાઈ. આ ચીસો અમારા ઉશ્કેરાયેલા મગજની સ્થિતિને લઈને હશે કે બીજા કોઈ કારણને લઈને હશે તે તો પ્રભુ જાણે.

પત્રોનો સાર નીચે પ્રમાણે હતો:

પત્ર ૧

"સ્નેહી—

મોટા શહેરની વ્યગ્રતા અને ચંચળતા અનુભવ્યા પછી આ ગામડાના જીવનની સ્વસ્થતા કેવી આહ્‌લાદક લાગે છે તેનું તને શું વર્ણન કરું! મારાં શરીરમાં પુનઃ સ્ફુર્તિ આવી ગઈ છે અને દિન પ્રતિદિન તબિયતમાં સુધારો થતો જાય છે. પરન્તુ મને સૌથી વિશેષ આનન્દ ઉત્પન્ન કરનાર તો એ છે કે મારું મગજ આ શાન્ત જીવનની અસરથી પ્રફુલ્લ થઈ ગયું છે. આ એકાન્ત અને ઉજ્જડ વાસમાં જે લખવાનું કાર્ય મેં માથે લીધું છે તે બહુ સહેલું લાગે છે. અમારી નાની પર્ણકુટિ જંગલમાં એક નાના પર્વતની કઢણ ઉપર આવી છે. એક બાજુએ જાણે પર્વત આકાશને ભેદતો હોય તેમ એકદમ ઊંચો છે, અને બીજી બાજુએ લગભગ દોઢ હજાર ફીટ નીચે એક પ્રચંડ ઝરો ખીણને ગજવતો પર્વતોની સાથે અનેરા

તાલ ઝીલે છે. અમારી પર્ણકુટીને બે ઓરડા છે — અથવા તો બે પર્ણકુટીને બે ઓરડા છે — અથવા તો બે પર્ણકુટીને સાંધી દઈને એક મોટી પર્ણકુટી બનાવાયેલી છે એમ કહીએ તો પણ ખોટું નથી. આગલો મોટો ઓરડો અમે બેસવા-ઊઠવાના કામમાં લઈએ છીએ. અમે ચાકર નથી રાખ્યો એટલે ઘરનું સઘળું કામકાજ અમે જ કરીએ છીએ. મને કોઈક કોઈક વાર એમ લાગે છે કે, તરુલતાને એકાન્ત બહુ લાગતું હશે, કારણ કે, અમારા સૌથી પાસેના પાડોશી આઠેક માઈલ દૂર છે, અને અહીં કોઈ પણ મનુષ્ય ભાગ્યેજ દષ્ટિએ પડે છે; પણ તેના બદલામાં, હું આખો દિવસ બનતાં સુધી તરુ-લતાની સાથેજ વાતચિતમાં ગાળું છું અને રાત્રિએ જ્યારે તે સૂઈ જાય છે ત્યારે લખવાનો પ્રારંભ કરું છું. જો આ પ્રમાણે મારાથી લખી શકાય તો હું ધારું છું કે આવતી વસન્ત ઋતુ સુધીમાં હું પુસ્તકનો પ્રથમ ભાગ તો બહાર પાડી શકીશ. તારે જરૂર એક વાર અહીં આવી જવું જોઈએ. આપણે પ્રભુનાં કુદરતી મન્દિરો-માંની ગુફામાં બેસીને અનેક વાતો કરીશું. અહીં આવ્યા પછી હું જાણે જુદો જ મનુષ્ય હોઉં એમ મને લાગે છે, વિચારોને શોધવાનો પ્રયત્ન કરવાને બદલે વિચારો પોતેજ મને શોધવા આવે છે. આ પુસ્તક જો પૂરું થાય તો મારું નામ અમર રહી જશે."

પત્ર ત્રીજામાંથી કેટલોક ભાગ: — પત્ર બીજામાં તો પોતે લખવા માંડેલી બાબતનું જ વિવેચન કર્યું હતું.—

"સ્નેહી—

મેં તને બે પત્રો લખ્યા, પણ તે હું ટપાલમાં નાખી શક્યો ન હતો. દરરોજ હું ગામડાંમાંથી મને કોઈ મળવા આવશે એમ આશા રાખતો હતો, પણ આજ પંદર દિવસ વીતી ગયા છતાં કોઈ ફરક્યું પણ નથી. ખાવાની વસ્તુઓ સમ્બન્ધી પણ અમને તાણ પડવા માંડી, એટલે ગઈ કાલે હું પ્રાતઃકાળમાં અહીંથી નીકળીને ગામડાંમાં

ગયો હતો, ત્યાં મને એવો અનુભવ થયો કે, તને તે વિશે લખ્યા સિવાય ચાલતું નથી. મને ગામડાંને પાદરે જ એક ડોસી મળી. તેને મેં સહજ પ્રશ્ન પૂછવા માંડયા, પણ તેનો ઉત્તર આપવાને બદલે જાણે હું કેમ કોઈ જંગલી પ્રાણી હોઉં તેમ તેણે મારાથી દૂર નાસવા માંડયું. ગામડાંમાં પણ મને તેજ પ્રમાણે વીત્યું: છોકરાંઓ મારાથી બીને નાસવા લાગ્યાં. મનુષ્યો પણ મને જોઈને છેટે જવા લાગ્યાં. પણ આખરે એક વૃદ્ધ પુરુષને મારી દયા આવી એટલે તેણે ખુલાસો કર્યો. વાત એવી છે કે, અમે જે ઝૂંપડીમાં રહીએ છીએ તે ઝૂંપડી વિશે અહીં લોકોમાં વહેમ છે અને તેથી ઝૂંપડીની પાસે તો કોઈ આવતા જ નથી, એટલું જ નહીં પણ ત્યાં જે કોઈ રહે તેના સંબંધમાં આવતાં પણ ડરે છે.

"આ ઘરમાં પ્રથમ એક પૃથુબાબુ કરીને યુવાન, પોતાની સ્ત્રી સાથે, રહેતો હતો. તેમનું જીવન સરળ માર્ગે ચાલ્યું જતું હતું, પણ એવામાં દુર્ભાગ્યે થોડે છેટે એક બીજું ઘર હતું ત્યાંના માલિકની પુત્રી પૃથુબાબુને ચાહવા લાગી.

"દિનપ્રતિદિન રાત્રિએ તે સ્ત્રી પર્વતની અનેક કંદરાઓમાં થઈને આવતી અને પૃથુના ઘરનું બારણું ધીમેથી ઠોકતી. પાછલા ઓરડા-માં પૃથુની પત્ની સૂતી અને આગલા ઓરડામાં પૃથુ કોતરકામ કરતો અને લખતો, એટલે જ્યારે પૃથુની સ્ત્રી નિદ્રાવશ થતી ત્યારે પૃથુ અને પેલી સ્ત્રી ધીમે ધીમે વાતો કરતાં.

"પણ એક રાતે પૃથુની આ સ્ત્રીએ સર્વ વૃત્તાંત જાણી લીધો. તે વખતે તો તે કાંઈ બોલી નહિ. તે વખતે પણ હમણાંની માફકજ ઊંડી ખીણ ઉપર નાનો લાકડાનો પુલ હતો, જેના ઉપર થઈને પેલી સ્ત્રી રોજ રાતે પૃથુને મળવા આવતી હતી. એક દિવસે જ્યારે પૃથુ બહાર ફરવા ગયો હતો ત્યારે, તેની સ્ત્રીએ તે લાકડાના

પુલના ટેકા બધા કાપી નાખ્યા, પણ પુલ એમનો એમ રહેવા દીધો. રાતના જ્યારે પૃથુ વાટ જોતો બેઠો હતો ત્યારે ભયંકર રાત્રિમાં એક ભયાનક ચીસ સંભળાઈ. પુલના લાકડાનો કડાકો સંભળાયો અને પુનઃ તે સર્વ શમી જઈને પ્રચંડ ઝરાનો ઘોષ પર્વતમાં ગાજી ઊઠયો.

"પરન્તુ તે સ્ત્રીના મૃત્યુનો બદલો પૂરેપૂરો લેવાયો. થોડાક દિવસ પછી કોઈક વટેમાર્ગુએ બે શબને અંકકને ગળચીમાંથી પકડીને પડેલાં જોયાં. તે બે શબ પૃથુબાબુ અને તેની સ્ત્રીનાં હતાં.

ત્યાર પછી અહીંના લોકો કહે છે કે, પેલી સ્ત્રી ભૂત થઈ છે અને જો ઝૂંપડીમાં કાંઈક પણ પ્રકાશ જુએ છે તો બારણું ઠોકે છે અને કોઈ પણ મનુષ્ય તેને અંદર દાખલ થતી અટકાવી શકતું નથી. ઘણાં મનુષ્યોએ ત્યાં રહેવાનો પ્રયત્ન કરેલો, પણ તે સત્રાળાનો બૂરો ફેજ થયો હતો. પૃથુબાબુની ઝૂંપડીમાં કોઈ જ રહી શકતું નથી; બધાં જ અકાળે મૃત્યુ પામે છે.

"મેં આખરે કેટલાકને બહુ સમજાવ્યા, ત્યારે મારે જોઈતી ચીજો મારી ઝૂંપડીથી આશરે અર્ધો માઈલ દૂર મૂકી જાય છે; તેથી વધુ પાસે આવવાની તો તેઓ ચોખ્ખી ના જ પાડે છે. અહીંના રહેવાસીઓ છેક અશિક્ષિત નથી, છતાં આવા વહેમ માને એ કેવું શોચનીય છે!"

તેજ પત્રનો પાછલો ભાગઃ—પણ આ ભાગ બે એક દિવસ પછી લખાયો હશે એમ લાગતું હતું.—

"મોટાં શહેરમાં આવી વાતો આપણે સાંભળી હોય તો એકાદ કલાકમાં આપણે ભૂલી જઈએ, પણ આ પર્વતોમાં તો જાણે ભૂતોનો કિલ્લો જ કેમ હોય તેમ આ અક્ષરે અક્ષર મારા હૃદયમાં કોતરાઈ રહી છે. અત્યારે તો મને એમ લાગે છે કે, આ સ્ત્રી મને પણ જણાશે. રાત્રે લખવાને બદલે ઘણી વાર હું બારણાં ભણી

ધ્યાનથી જોતો બેસું છું અને હમણાં બારણું ઠોકારશે એવી ભ્રમણા મારા હૃદયમાં થયા કરે છે. એમાં ગઈ કાલે મને એવો અનુભવ થયો કે, મને મારી અક્કલને માટે પણ વહેમ પડવા માંડ્યો છે. હું કાલે ફરવા ગયો હતો અને સંધ્યાનું તેજ ધીમું ધીમું અંધકારમાં મળી જતું હતું તેવે સમયે હું પાછો ઘર આગળ આવી પહોંચ્યો. વિચારમાળામાંથી ચમકીને મેં સહસા ઊંચું જોયું, તો ખીણની બીજી બાજૂએ એક સ્ત્રીની આકૃતિ જોઈ. તેણે શ્વેત વસ્ત્ર પહેર્યું હતું. મેં તેને કાંઈક પ્રશ્ન પૂછ્યા, પણ તેનો ઉત્તર મને મળ્યો નહિ. એથી, કોણ જાણે કેમ પણ, મારું આખું અંગ ઠંડું થઈ ગયું, મારી જીભ ભારે થઈ ગઈ અને હું તે જ જગ્યાએ જાણે ચોંટી ગયો હોઉં તેમ સ્તબ્ધ થઈ ગયો. હું તે સ્ત્રીની સામું એકીટશે જોઈ રહ્યો. ધીમે ધીમે તે આકૃતિ અંધકારમાં ભળી ગઈ અને હું ઘેર આવ્યો. મેં આ વાત તરુલતાને કહી નથી. આકૃતિ જોઈને જે વિચારો મને આવ્યા, અને તેની જે અસર મારા હૃદય ઉપર થઈ, તેથી મને એમ જ લાગે છે કે આ વાત તરુલતાને ન જ કહેવી."

અગિયાર દિવસ પછી લખેલા પત્રમાંથી ઉતારો:—

"તે સ્ત્રી આવી છે. જ્યારથી મેં તેને ખીણ આગળ જોઈ ત્યારથી જ મારા મનમાં એમ હતું કે, તે આવશે અને તેમ જ બન્યું. ગઈ રાત્રિએ તે આવી હતી અને અમે ઉભયની આંખ સામું જોયું હતું. તું કદાચ એમ કહેશે કે હું ગાંડો થઈ ગયો છું—મારા શરીરની અશક્તિ હજી ગઈ નથી, હું બહુ લખતો હઈશ. મેં પેલી વાત સાંભળી તે જ વાત મારા મનમાં રમી રહી હશે. મેં પણ તેવા જ પ્રશ્નો મારા હૃદયને પૂછ્યા હતા. તેમ છતાં તે આવી—તે આપણા જેવી જ મનુષ્ય હશે? કોઈ હવાની મૂર્તિ હશે? મારી ભ્રમણામાંથી ઉત્પન્ન થઈ હશે? ગમે તેમ હો, પણ મને તો તે ખરી જ લાગતી હતી.

"ગઈ રાત્રે જ્યારે હું એકલો કામ કરતો હતો ત્યારે તે આવી; દર રાત્રિએ મેં તેના આવવાની રાહ જોઈ હતી. લાકડાના પુલ ઉપર તેના હાથના ઠોકવાનો અવાજ અને ટપ્, ટપ્, ટપ્, ત્રણ વખત બારણાનો અવાજ મેં સાંભળ્યો. હું ધ્રૂજવા લાગ્યો. બે હાથે ખુરશી ઝાલીને મેં એક ચિત્ત સાંભળ્યું. પુનઃ તે જ પ્રમાણે ત્રણ વાર ટપ્, ટપ્, ટપ્ અવાજ સંભળાયો. હું ઊઠયો. બીજા ઓરડાનાં બારણાં દઈને આગળો દીધો, અને પુનઃ કાન માંડ્યા. ટપ્, ટપ્, ટપ્. મેં ઊઠીને આગલાં બારણાંનો આગળો ઉઘાડયો. પવનના સૂસવાટાએ અંદર દાખલ થઈને મારાં કાગળિયાં અસ્ત-વ્યસ્ત કરી નાખ્યાં. અંદર આવીને તે એક ખુરશી ઉપર બેઠી. દીવાના પ્રકાશમાં મેં જોયું કે તેના પગ બહારના વરસાદના પાણીથી ભીંજાયેલા છે.

"હું તેની સામે ઊભો રહ્યો. તેણે મારી સામું જોઈને સ્મિત કર્યું, ક્રૂર, વિચિત્ર સ્મિત કર્યું, હું તે ઘડીએ મારો આત્મા પણ તેના પગ સન્મુખ ધરી દેત. તે કાંઈ પણ બોલી નહિ અને મને પણ બોલવાની વૃત્તિ થઈ નહિ.

"આમ કેટલો વખત વીતી ગયો તે મારા જાણવામાં નથી, પણ ઓચીંતા તે સ્ત્રીએ કાન માંડ્યા. પાસેની ઓરડીમાં સહેજ અવાજ થયો એટલે તરત જ ત્વરાથી તે સ્ત્રી ઊભી થઈ અને વસ્ત્ર સંકેલીને મન્દ ગતિથી બારણા બહાર ચાલી ગઈ. હું પછી ત્યાં જ ઊંઘી ગયો હઈશ.

"જ્યારે હું જાગ્યો ત્યારે ચ્હા તૈયાર થઈ ગઈ હતી, તેનો પ્યાલો લઈને તરુલતા મારી સામે કાંઈક વિચિત્ર વિકારમય ચહેરાથી જોતી હતી. તેનો આ જાતનો ચહેરો મેં પ્રથમ જ જોયો.

"તેણે મને નિયમ પ્રમાણે ચુમ્બન અર્પ્યું, પણ તેના ઓષ્ઠ

ઠંડા થઈ ગયા હતા. મને એમ લાગ્યું કે, ગઈ રાત્રિનો બનાવ ફક્ત સ્વપ્ન જ હશે, પણ બપોરે જ્યારે હું સૂવાના ઓરડામાં ગયો ત્યારે તરુલતા અચાનક પેલી સ્ત્રીના રૂમાલને હાથમાં લઈને જોતી હતી.

"મેં એમ માનવાનો ઘણો યત્ન કર્યો કે, તે રૂમાલ તરુલતાનો જ હશે અને બીજું સઘળું સ્વપ્ન જ હશે. જો એમ નહિ હોય તો શું તે સ્ત્રી ખરી હશે? પણ હું સોગનપૂર્વક કહી શકું છું કે, તે સ્ત્રી ખરી ન હતી. કંઈ ખરી સ્ત્રી રાત્રિએ આવે વખતે મારી ઝૂંપડીમાં આવે ખરી? અને તે જ્યારે આવે ત્યારે મારું શરીર ઠંડું શા માટે થઈ જાય? મને સ્પર્શતી હવા પણ ઠંડી કેમ થઈ જાય? પણ જો તે પુનઃ અહીં આવશે તો હું તેને જ પૂછી જોઈશ; મારો હાથ લંબાવીને હું તેને સ્પર્શ કરી જોઈશ, એટલે ખબર પડશે કે તે આ દુનિયાની સ્ત્રી છે કે નહિ."

પત્ર : ૫

"સ્નેહી—

"આ પત્રો તમને કોઈક વખતે પણ મળશે કે નહિ તે કહી શકતો નથી. હું તો આ પત્રો ટપાલમાં નાખવાનો નથી. જો હું કોઈક વખત તમને જાતે મળું તો આ પત્રો બતાવીશ, પણ તેમ ક્યારે કરીશ કે જ્યારે તેમ કરતાં હું પણ તમારી સાથે જ આ બનાવ ઉપર હસી શકું. હમણાં તો હું મારા ઉન્માદી મગજને શાંત પાડવા માટે જ લખું છું.

"હવે તે રોજ આવે છે અને રોજની પોતાની જગ્યાએ જ બેસે છે. તે પોતાની પિશાચિણ જેવી આંખો મારા ઉપર નાખે છે ત્યારે મારું આખું શરીર અનેક વિકારોથી સળગી ઊઠે છે. પણ વચમાં જ્યારે તે સ્મિત કરે છે ત્યારે જાણે હું મારું શરીર તેને અર્પી દઉં એમ થાય છે. હું મારું પુસ્તક લખવાનો

યત્ન કરતો નથી. રોજ રાતે પુલ ઉપરના તેના પગનો અવાજ, ઘાસ ઉપરનાં તેનાં પગલાંનો અવાજ અને બારણા ઉપરનો ટપ, ટપ, ટપ. નો ધ્વનિ સાંભળવાની રાહ જોતો બેસું છું. અમે ઉભય એક બીજા સાથે એક શબ્દ પણ બોલતાં નથી. દરરોજ સવારે હું એમ પ્રતિજ્ઞા લઉં છું કે, આજ રાતે તેને પૂછીશ, પણ જ્યારે તે આવે છે ત્યારે મારી સર્વ શકિત ચાલી જાય છે.

"ગઈ રાત્રિએ હું તેની સરોવરના જેવી સુન્દરતા નીરખતો હતો, તેવામાં તે અચાનક ચમકી. મેં જોયું તો બારીના કાચમાંથી કોઈક આકૃતિ અમને જોતી હતી. પેલી સ્ત્રી એકદમ ઊભી થઈને ચાલી ગઈ. હું થડકતે હૃદયે તરુલતાના બિછાના આગળ ગયો, પણ ત્યાં જોયું તો તરુલતા નિદ્રામાં હોય તેમ તેની આંખો મિંચાયેલી હતી. પણ કોણ જાણે!"

પત્ર : ૬

"હું હવે રાત્રિથી બીતો નથી, પણ દિવસથી બીતો ફરું છું. જે સ્ત્રીને હું મરી પત્ની કહું છું તેને જોઉં છું ને મારા હૃદયમાં ધિક્કારની ઊર્મિ ઉત્પન્ન થાય છે. હું તેના ચુમ્બન રૂપી ફટકાથી ડરું છું. તેની આંખ સાથે મારી આંખ મળવાથી મારું આખું શરીર કંપી ઊઠે છે. હું તે સર્વ જાણી શક્યો છું. અને જાણી શક્યો છું, એ તે બધું જાણે છે છતાં મને તે આલિંગન કરે છે અને પતિ, વહાલા પતિ, કહીને સમ્બોધન કરે છે. અમે ઉભય એકેકને પ્રેમના શુષ્ક શબ્દોથી બોલાવીએ છીએ. આહા! પણ તે જ પળે તેની તિરછી આંખો મારી સામે તિરસ્કારથી હસે છે, અને તેથી જાણે મને સર્પડંશ થયો હોય તેમ મારું આખું અંગ સળગી ઊઠે છે, ને બદલો વાળવાનો ઉપાય શોધે છે અને વેર વાળવાથી જ તેનું હૃદય તૃપ્ત થશે એમ મને જણાય છે. હા! હું તેને ધિક્કારું છું! ધિક્કારું છું! ધિક્કારું છું!

## પત્ર ૭ માનો કેટલોક ભાગ

"આજે સવારે મેં તરુલતાને કહ્યું કે, મારે ઘણે દૂર ફરવા જવું છે. હું જ્યાં સુધી તેની દષ્ટિમર્યાદાથી બહાર ગયો નહિ ત્યાં સુધી તે ઉંબરામાં ઊભી રહી. આખરે એક નાના ડુંગરાની ઓથે હું આવી ગયો એટલે અમે એક બીજાને દેખાતાં બંધ થયાં. જેવો હું ત્યાં સુધી ગયો કે તરત જ હું બીજે રસ્તે પાછો વળ્યો અને આડકતરે રસ્તે થઈને આખરે એવી જગ્યાએ આવ્યો કે જ્યાંથી હું મારું ઘર બરાબર જોઈ શકું. તરુલતાના હાથમાં એક નાની કુહાડી હતી અને લાકડાંના પૂલ આગળ ઊભી ઊભી તે ઘા કર્યે જતી હતી. હું એટલે દૂર હતો તેમ છતાં હું તેના મોં ઉપરનું નિર્દય, ક્રૂર, અસ્વાભાવિક સ્મિત જોઈ શકતો હતો.

"પછી પાછો હું રસ્તા ભણી વળ્યો અને આમ તેમ ભટકીને મોડો ઘેર ગયો. ત્યાં આઘેથી તરુલતાએ મને જોયો એટલે પોતાનો રૂમાલ હલાવ્યો. મેં પણ મારો રૂમાલ પ્રેમની નિશાની તરીકે હલાવ્યો, પણ તેની સાથે મનમાં મેં અનેક શાપ આપ્યા. પણ તેમાં શું વળ્યું ! શાપ પવનના સપાટામાં મળીને નીચે વહેતા ધોધમાં મળી ગયા. હું છેક પાસે ગયો. મને તરુલતાએ ચુમ્બન અર્પ્યું. મેં તેને જાણવા ન દીધું કે, તેનું કરેલું કામ મેં જોયું છે. ભલે તેની બુરી મુરાદ બર આવો! તેથી મને ખબર તો પડશે જ કે, કેવી જાતની આકૃતિ મારી પાછળ પડી છે. જો તે સ્ત્રી હવાની જ પુત્રી હશે તો તો તેને આ ભાંગેલો પુલ શું કરવાનો હતો ? પણ જો તે ખરી જ સ્ત્રી હશે તો —?

"પણ ના ના, તેમ તો નહિ જ હોય. જો સાચી જ સ્ત્રી હોય તો તે મારા સામું એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના શા માટે બેસી રહે ? હું તેને શા માટે એક પણ પ્રશ્ન પૂછી શકું નહિ ? શા માટે તેને જોવાથી મારા શરીરની સર્વ શક્તિઓ નાબૂદ થઈ

જાય છે? પણ તે જો પ્રેતાત્મા જ હોય તો હું તેનાં પગલાંનો અવાજ શી રીતે સાંભળી શકું છું? વરસાદના બિન્દુઓ તેના વાળ ઉપર શાથી પડેલાં દેખાય છે?

"હું મારી રોજની ખુરશીએ બેસું છું. રાત્રિ ઘણી વ્યતીત થઈ ગઈ છે. હું એકલો શૂન્ય અંધકારમાં ભણકારા સાંભળતો, રાહ જોતો...કોની રાહ જોતો?—બેસી રહું છું. જો તે પ્રેતાત્મા હશે તો તેની ચીસ હું આ પ્રચંડ તુફાનમાંથી પણ સાંભળી શકીશ. હાય! હૃદય! આ ઉદ્વેગ કેમ સહન થાય?

"હાય! મેં ચીસ સાંભળી. તુફાનને વીંઝીને, પુલના લાકડાંઓના કકડાના અવાજને દાબી દઈને; પુલની સાથે છૂટા પડેલા પથ્થરોના અવાજને ચીરીને, ભયાનક રાત્રિના ભયંકર અંધકારને ભેદતી ચીસ નિર્જન અરણ્યમાં ગાજી ઊઠી!!! આહા! હજી હું સાંભળું છું. નીચેના પ્રચંડ ધોધમાંથી તે ચીસ ઉપર નીકળે છે. જે વખતે હું આ શબ્દો લખું છું તે વખતે પણ આ ચીસ મારા હૃદયના ચૂરેચૂરા કરી નાખતી, મારાં ઉશ્કેરાયેલાં મગજને વિહ્વળ કરી, અંદર દાખલ થઈ. મોંનો છેડો ખસેડી, હાથમાંનો રૂમાલ ટેબલ ઉપર મૂકે છે, અરે! હું તે ચીસ સાંભળું છું! કેવી હૃદયદ્રાવક! હજી હું સાંભળું છું! ઓ પ્રભુ!

"હું ઘૂંટણીએ પડીને છેક પર્વતની કઢણ સુધી ગયો અને નીચે જોયું, પણ શું જણાય? ખીણ અંધકારથી ભરેલ હતી! મેં ગાંડાની માફક બૂમો મારી, પણ નીચેના ધોધના અવાજથી જાણે કોઈ યમદૂત ભયાનક અટ્ટહાસ્ય કરતો હોય તેમ જણાયું. જે ઉન્માદાવસ્થા મને દર પળે ઘેરી લેતી જાય છે તેની સામા વૃથા ટક્કર ઝીલતો હું અહીં બેઠો છું. હું બકું છું કે આ બધી વાત ફક્ત મારા મગજની જ ભ્રમણા છે, પુલ સડેલો જ હશે, તુફાન ભયંકર હતું એટલે તૂટી પડયો હશે; ચીસ બીજું કાંઈ નહિ પણ પર્વતોનો

પડશે જ હશે !!! પણ આહ ! તે કેમ મનાય ? મારું હૈયું તે વાત કેમ કબૂલ કરે ! વળી પાછી ચીસ ! તે જ ચીસ ! જંગલનાં ઝાડોને ભેદીને, પાણીનાં ઊછળતાં ડૂસકાને ચીરીને હવામાં તે ચીસ ચોખ્ખી સંભળાય છે અને મારા ઉશ્કેરાયેલા મગજ ઉપર હથોડાની માફક પડે છે !! હૃદયમાં એમ જ થાય છે કે, પેલી સ્ત્રી હવે આ ઝૂંપડીમાં નહિ આવે. હાય ! વળી પાછી તે જ ચીસ !"

## છેલ્લા પત્રનો સાર

"હું આ બધા પત્રોની સાથે એક પાકિટ તારા સરનામા ઉપર મૂકતો જાઉં છું, જો હું પાછો નહિ જ મળી શકું તો કદાચ કોઈ આવતો–જતો મુસાફર દયા આણીને આ પત્રો તારા ઉપર બીડશે.

"મારાં લખાણો અને પુસ્તકો જેમનાં તેમ પડયાં છે. હું કાંઈ કામ કરી શકતો નથી. અમે કાળી રાત્રિમાં–જે સ્ત્રીને હું પત્ની કહું છું તે સ્ત્રી અને હું—તે પોતાના હાથમાં એક ગૂંથવાનું સાધન રાખી મૂકે છે, પણ તેનો એક પણ ટાંકો વધતો નથી, અને હું મારા હાથમાં એક પુસ્તક રાખી મૂકું છું, પણ એક પણ પાનું ફેરવતો નથી—રાતદિવસ એકેકની સામા દૃષ્ટિપાત કરીએ છીએ. કોઈક વખત અચાનક હું તરુલતાના મુખ સામુ જોઉં છું તો તે જ ક્રૂર નિર્દય સ્મિત ફરકતું જણાય છે.

"અમે વાતો કરીએ છીએ તે પણ જાણે અજાણ્યાં મનુષ્યો હોઈએ તેમ જ. રાત્રે જ્યારે હું તાપણાના ઝાંખા પ્રકાશ અને કૂદતા પડછાયા જોતો બેસું છું, ત્યારે કોઈક વખત મને એમ ભ્રમણા થાય છે કે બારણા ઉપર ટપ્, ટપ્, ટપ્ અવાજ સંભળાય છે, હું ચમકીને ઊઠીને બારણાં ઉઘાડીને બહાર જોઉં છું. પણ ત્યાં તો ફક્ત કાળી રાત્રિ જ ઊભી હોય છે. બારણાં બંધ કરીને હું પાછો ફરું છું એટલે પેલી પિશાચિણી–તરુલતા–મારી પત્ની મને પૂછે છે કે, કયો અવાજ સાંભળીને તમે બારણું ઉઘાડયું. તે વખતે

મને એમ થાય છે કે, હું તેને બાથમાં ભીડીને કચરી નાખું; તેનાં હાડકાંના ચૂરેચૂરા થતાં કેટલો વખત લાગે?

"અહીં જંગલના શૂન્ય મેદાનમાં હું પણ જંગલી જેવો થઈ ગયો છું. અસલના વખતના જેવી પ્રેમ અને ધિક્કારની ઊર્મિઓ મારા હૃદયમાં ઊછળી રહી છે. તે ઊર્મિઓ તમે—હાલના જમાનાનાં મનુષ્યો—જેની કલ્પના પણ નહિ કરી શકો તેવી ભયાનક અને નિર્દય છે. અને સૈકાઓનું શિક્ષણ, જાણે પવનના ઝપાટામાં જીર્ણ વસ્ત્ર અંગ ઉપરથી સરી પડે તેમ સરી પડયું છે. મનુષ્યોની અસલની પ્રચંડ લાગણીઓએ મારા અંતઃકરણમાં વાસ કર્યો છે. એક દિવસ હું પેલી મારી સ્ત્રીના શ્વેત કંઠની આસપાસ મારી આંગળીઓ દબાવીશ એટલે તેની આંખો બહાર નીકળી આવશે, તેના મૃદુ ઓષ્ઠ નિસ્તેજ થઈ જશે અને તેની સર્પના જેવી જિહ્વા ફિક્કી થઈ જશે. અને ધીમે ધીમે હું તેના લોહી વગરના મુખ સામું જોતો પાછળ હઠતો જઈશ, તે વખતે હું પણ સ્મિત કરીશ. પાછળ બારણાંની બહાર, નાના નાના છોડવાઓથી દૂર, હું તેને લઈ જઈશ; આખરે તેના નાના પગ પર્વતની કઢણને અડકશે. જીવન અને મૃત્યુની વચમાં ફક્ત તેના પગ જ રહેશે. હા! ત્યારે હું ભયાનક સ્મિત કરીશ, પછી હું નીચો વળીને તેના ઓષ્ઠને ચુંબન કરીશ અને પછી—પછી હું અને તે નીચે, નીચે, ખીણમાં લટકતાં વૃક્ષોને ભેદીને, ખીણમાં ઊડતાં પક્ષીઓને વીંઝીને પ્રચંડ ઝરાના ફીણને કાપીને ઊડાં, ઊડાં, પેલી સ્ત્રી જ્યાં સૂતી હશે ત્યાં જઈશું. ઓ, વળી પાછી પેલી ચીસ? હવે હૃદય કહ્યું નથી કરતું. પાછી પેલી—"

પત્ર પૂરો થયો. નીચે સહી કરી ન હતી. સૂર્યનાં કિરણો દેખાવા લાગ્યાં કે તરત જ અમે તે ઝૂંપડી છોડીને ચાલ્યા ગયા અને ભટકતાં ભટકતાં ગામમાં પહોંચી ગયા. પણ અમારા ભોમિયાનો પત્તો અમને મળ્યો નહિ. હજી તે ત્યાં પર્વતોમાં જ ભટકયા કરતો હશે કે ભૂલથી આડો અવળો પગ ગયાથી ઊંડી ખીણનો ભક્ષ થઈ ગયો હશે, તે કહી શકાતું નથી.

# ૧.૧. આત્મસન્ધિ

**જે બનાવ** હું આજે મારી શિથિલ લેખનીથી લખવાનો પ્રયત્ન કરું છું તે બનાવ બન્યાને આજે પાંચ વર્ષ વીતી ગયાં છે. તેમ છતાં તે ગેબી, ગૂઢ, અસાધારણ દેખાવ મારી આંખો સામે તરવરે છે. તેની ઝીણામાં ઝીણી વાત મારી સ્મૃતિમાં દઢ અક્ષરોથી આલેખાયેલી છે. હજી તે ગંગાનાં કાળાં પાણી! અંધારી ગંગાના પટને ચીરતી, દશે દિશા ગજવતી, હૃદયને કમ્પિત કરતી, કુદરતના અપૂર્વ સૌન્દર્યની મૂર્તિરૂપ જ્યોત્સ્નાની કારમી ચીસ શે ભૂલાય? હજીયે ગંગાનાં પાણી અખંડ અનન્ત વહે છે. હજીયે કાળી રાત્રિનો કાળો અંધકાર પૃથ્વીને વીંટી લે છે. ગંગાનાં વિશાળ પટ ઉપર ધબકતે હૈયે ચાલતી હોડીમાં હજીયે હું ફરું છું; પણ તે જ્યોત્સ્ના કયાં? તે કુમાર કયાં?

રાત્રિના ત્રણેક વાગ્યાનો સુમાર હતો. ગંગાનાં કાળાં, ઘેરાં પાણીના વિશાળ પટ ઉપર પાણીના હાલવાથી ધબકતી એક નાની હોડીમાં હું બેઠો હતો. આસપાસ દૃષ્ટિમર્યાદામાં કોઈક કોઈક વખત મોટાં વહાણોના શઢ અન્ધકારને ભેદતા, કલ્પનાના રાક્ષસોના પ્રચંડ હાથ હોય તેવા દેખાતા હતા. મારી હોડીનાં હલેસાંના શબ્દ સિવાય સર્વત્ર નિઃશબ્દતા હતી. કિનારા ઉપરના વ્યાસના દીવા અન્ધકારમાં માત્ર આગિયા કીડા જેવા ભાસતા હતા. હોડી ધીમે ધીમે માર્ગ કાપતી ચાલવા લાગી. હોડીએ કાપેલાં પાણી કળ કળ–ખળ ખળ

શબ્દ કરતાં પાછાં એકમેકમાં સંધાઈ જતાં. તેનો અવાજ કાનમાં વિચિત્ર નૃત્ય કરવા લાગ્યો. આગળ ચાલતાં જમીનદાર ચન્દ્રસેન ગુહાના કિલ્લાના પ્રચંડ દેખાતા ભુવનની શ્વેત દીવાલો પાણીમાં અંધકારને ભેદીને પણ આંખોને ખિવરાવવા લાગી. વિશાળ ગૃહની બીજી દિશાઓ બધી અંધકારમય જ હતી, પણ ત્રીજા માળના એક ઓરડામાં અદ્‌ભુત પ્રકાશ દેખાતો હતો. ચારે દિશાના અંધકારમાં વીજળીની લાઇટિ જાણે તેજપુંજ હોય તેમ શોભતી હતી. નીચે દરવાજા આગળ રામોશીઓના અવાજ શૂન્યતામાં વિઘ્ન પાડતા, પાણીમાં ભળી જતા હતા. અમારી હોડી દીવાલથી બસેંક વાર છેટે આવી. ખલાસી હલેસાં મારતે મારતે નિદ્રાવશ સ્થિતિમાં આવી ગયો હતો એટલે હોડીની ગતિ મંદ થઈ ગઈ હતી. હું કુદરતના અનેરા સૌન્દર્યને પીતો આકાશ સામું જોઈ રહ્યો હતો. એટલામાં દીવાલોને ચીરીને, ગંગાનાં પાણીને વીંઝીને, નિઃશબ્દ શૂન્યતામાં એક ભયંકર ચીસ સંભળાઈ; એક નાનો ધબાકો સંભળાયો. ચીસથી કમ્પતાં હોય તેમ શાંત ગંગાનાં પાણી ધબકારાથી કંપી ઊઠયાં. આ ચીસ, આ આર્તનાદ, હજીયે જેવો ને તેવો જ મારી દૃષ્ટિ સમીપ તરે છે. આ ચીસ સાંભળીને હું સ્તબ્ધ થઈ ગયો, ખલાસી જાગી ઊઠ્યો અને ચીસની દિશા શોધવા લાગ્યો. રામોશીનો "કયા હુવા" ના પ્રચંડ ધ્વનિનો પડઘો પડયો. મહેલની જુદી જુદી દિશાઓમાં વીજળીના દીવા થવા લાગ્યા. કિનારા ઉપર જમીનદારના અનુચરોની ઠઠ્ઠ જામવા લાગી. જુદા જુદા હોકારાથી અમે તર્ક બાંધી શક્યા કે જમીનદારનો એકનો એક છ માસનો પુત્ર પાણીમાં પડ્યો હતો. અમે તેની તરફ જવાનો પ્રયત્ન કરવા લાગ્યા, પણ પાણીનો વેગ સામો હોવાથી અમે ત્યાં જલદી જઈ શક્યા નહિ. કિનારા ઉપર ફાનસો ભૂતના ભડકાની માફક અહીં તહીં ભમવા લાગ્યાં. દોરડાંઓ નંખાયાં. કેટલાંક મનુષ્યો અંદર પડ્યાં, પણ પાણીમાં ગયેલું રત્ન પાછું નીકળી શકયું નહિ. અમારી હોડી છેક પાસે જઈ પૂગી હતી.

કિનારા ઉપરની વસ્તુઓ ત્યાંના વીજળીબત્તીના પ્રકાશમાં સાફ દેખાતી હતી. અનેક જાતના કૃત્રિમ પ્રકાશથી ગંગાનાં પાણી પ્રકાશમય થઈ ગયાં. અનુચરો નિરાશ થતા હતા, એટલામાં એક યુવાન પુરુષની આકૃતિ મહેલની વાટિકાની દિશા તરફથી ત્વરાથી આવતી દેખાઈ. હું તેને બરાબર જોઈ શકું તે પહેલાં તો તે પુરુષે ભૂસ્કો માર્યો. ગંગાનાં પાણીમાં પ્રચંડ અવાજ થયો, અનુચરો આશ્ચર્યથી, ભયથી દિઙ્મૂઢ થઈ ગયા. એક ક્ષણ ગઈ, બીજી ક્ષણ ગઈ, પાણી હાલ્યાં, પુરુષની આકૃતિ જણાઈ, હાથમાં મૃતવત્ બાળક જણાયું, કિનારે ઊભેલાં દાસ—દાસીઓમાં હર્ષોદ્ગાર સંભળાયો. પુરુષના હાથમાંથી બાળક લઈ લેવાયું. બીજા માળની બારીએથી બાળકને અંદર લઈ આવવાની આજ્ઞા કરતો જમીનદારનો કર્કશ અને ક્રૂર અવાજ સંભળાયો.પેલો પુરુષ ત્યાં જ ઊભો રહ્યો. ફાનસો અને દીવાઓનો સમૂહ દરવાજા ભણી વળ્યો. પળમાં દરવાજો મોટા ધ્વનિ સાથે બંધ થયો. સર્વત્ર પાછી નિઃશબ્દતા પ્રસરી ગઈ. હું ઊભેલા પુરુષની દેદીપ્યમાન આકૃતિ, છેવટે મળેલો વિજય વગેરે બાબતો વિશે વિચારમાં પડ્યો, પણ મારી આંખો તો તે દિશા ભણી જ વળેલી હતી. પુરુષની આકૃતિ મને પરિચિત જણાઈ, તેથી હોડી પાસે જશે એટલે હું તેને બોલાવીશ એ આશાથી મેં હોડી હજી કિનારા તરફ હંકારવાનું કહ્યું. કિનારા ઉપર હવે માત્ર એક જ દીવો હતો. કિનારા ઉપર ઝૂલી રહેલા ચંદ્રસેન ગુહાના બગીચાના લોઢાના કઠેરા ઉપરનો તે દીવો હતો. પણ તેનો પ્રકાશ ઘણો જ હતો. મારી હોડી પાસે પહોંચે તેટલામાં બગીચાના કઠેરા આગળ એકાએક એક સ્ત્રીની આકૃતિ જણાઈ. દીવાના પ્રકાશમાં તેના કુમળા શ્વેત ખુલ્લા પગ, કાળા આરસની આરસી શા કઠેરા ઉપર પ્રતિબિમ્બ પાડતા હતા. તેના કાળા ભમ્મર વાળમાં છુપાતું લપાતું પૂર્ણિમાના ચંદ્ર સરીખું મુખ, ઘેરાં પાણીમાં ફૂટતાં કમળશું દેખાતું હતું.તેના શરીરે ફક્ત એક જ ઝીણું વસ્ત્ર હતું. તેના ઝીણા

"હા! હા—હા! હા! હા!" એક સુન્દર સોફા ઉપર સૂતાં સૂતાં કુમારે મારી તરફ હસીને કહ્યું: "મારા વિચિત્ર રીતે શણગારાયેલા ઓરડાથી તમને નવાઈ લાગી હશે. મારાં ચિત્રો, પૂતળાંઓ, અને ફરનીચરથી તમે આશ્ચર્યચકિત થઈ ગયા હશો! પણ મારું વર્તન અન્ય મનુષ્યોના કરતાં કાંઈક ન્યારું જ છે." મને તેનો અવાજ કાંઈક અસ્વસ્થ લાગ્યો. પણ રાત્રિના બનાવથી મારું મસ્તક ભમી ગયું હતું એટલે મારા સાંભળવામાં ભૂલ હશે એમ તે વખતે મને લાગ્યું. "મારી સ્થિતિ મેં કોઈને જણાવી નથી; તમારા સિવાય અન્યને હું જણાવીશ એમ મને લાગતું પણ નથી! મારું જીવન પ્રથમથી જ સ્વપ્નમય હતું અને તે અન્ત સુધી તેવું જ રહેશે, ભલે અન્યને તે ઉન્માદાવસ્થાનું પરિણામ લાગે, પણ મને તો તે સર્વથા પ્રિય જ છે. મા–બાપના ક્રૂર અન્યાયી કૃત્યથી મારી જ્યોત્સ્ના અન્યની થઈ. પાપાત્મા ચન્દ્રસેનના પડછાયાથી પણ જે કલંકિત થાય તે–મારી પવિત્રતાની દેવી–તેની પત્ની થઈ. દુનિયામાં ન્યાય છે? ભલે અહીં ન્યાય નહીં હોય, પણ પ્રભુના ધામમાં તો હશે જ. ત્યાં તો હું અને જ્યોત્સ્ના પુનઃ એક થઈશું જ. મારું અહીંનું સ્વપ્ન ત્યાં સત્ય નીવડશે. દુનિયા અમારા માર્ગને વખોડશે, નિંદશે, પણ મને તેની શી પરવા! પ્રેમ અને પવિત્રતા એ જ અમારી જિંદગીનું સૂત્ર છે. તેને માટે અમે અમારું જીવન આનન્દથી ત્યાગ કરશું." આટલું બોલીને કુમાર અચાનક અટકી ગયો. ઓરડાની એક દિશામાં આવેલી મખમલના પડદાથી ઢાંકેલી છબી પાસે ગયો. પડદો ખસેડ્યો. પડદાની અંદરથી જાણે જ્યોત્સ્નાની પ્રત્યક્ષ મૂર્તિ મારી સન્મુખ ઊભી હોય તેમ મને લાગ્યું. મહાસમુદ્રની માફક ઉછાળા મારતું હૈયું આ છબી જોઈને કાંઈક શાન્ત થયું હોય તેમ જણાયું. આંખમાંથી સ્નેહ ઝરતો હોય તેમ લાગ્યું. થોડી વાર જાણે એકીટસે જ્યોત્સ્નાના અપૂર્વ સૌન્દર્યનું પાન કરતો હોય તેમ કુમાર તે છબી ભણી જોઈ રહ્યો. ગજવામાંથી સુવર્ણ છેડાએ બાંધેલી એક નાની

કૂંચી કાઢીને ટેબલના ખાનામાંથી નાની શીશી કાઢી એક સુવર્ણ પ્યાલામાં ઢાલવી દીધી. હું હજી તો આશ્ચર્યમાંથી મુક્ત થઈને કાંઈક પ્રશ્ન પૂછું તે પહેલાં તો પ્યાલો મુખ ભણી ગયો. પી રહ્યા પછી પ્યાલો કાંઈક જોરમાં પાછો ફેંકાયો. પ્યાલો પડ્યો ન પડ્યો ત્યાં તો પુરુષના મુખ ઉપર કાંઈ અવનવો વિકાર જણાયો. તેના નેત્ર ચમક્યાં. તેના રક્તહીન મુખ ઉપર લાલાશ આવી. તેણે છબી ભણી તીવ્ર દૃષ્ટિથી જોઈ રહીને, એક પાશ્ચાત્ય કવિની એક કવિતા ઉછળતા અવાજે ગાઈ:

"Stay for me there! I will not fail
To meet thee in that hollow vale,"

**તું થોભજે ત્યાં મુજ કાજ વ્હાલી!**
**ચૂકીશ હું ના મળવા તને ત્યાં,**
**પોલાણવાળી ખીણ એહમાંહી;**
**તું રાહ જોજે પ્રિયપાત્ર! મારી.**

કડીના શબ્દો મારા ભ્રમિત મસ્તકને વધુ ગૂંચવાડામાં નાંખવા લાગ્યા. હું કાંઈ ન કરી શક્યો; માત્ર ફાટેલી આંખે છબીની અનહદ સુંદરતા અને કુમારની ઉન્મત્ત આકૃતિ નીરખી રહ્યો. કડી ગવાઈ રહી. કુમારનું શરીર આમતેમ ઝૂલવા લાગ્યું. બળ કરીને શરીર સ્વસ્થ રાખીને કુમારે છબીને બાથ ભીડી. છબીના જીવન રહિત ઓષ્ઠ, પુરુષના ઓષ્ઠ સાથે દબાયા. તરત જ એક આંચકાથી છબી અને કુમાર મોટા અવાજ સાથે નીચે તૂટી પડ્યા. તે જ ક્ષણે ઓરડાનાં બારણાં ઊઘડ્યાં; એક ગભરાયેલો ચાકર અંદર દોડી આવ્યો. તેણે ચન્દ્રસેન ગુહાનાં પત્ની જ્યોત્સ્નાકુમારી દેવી કશાકનાં ઝેરથી હમણાં જ મૃત્યુ પામ્યાનાં ખબર છબી નીચે પડેલાં મૃત શરીરને કહી સંભળાવ્યાં. ગંગાને કિનારે અંધકારમાં સંભળાયેલ વાક્યનો અને પાશ્ચાત્ય કવિની કડીનો ભયંકર છતાં સત્ય અર્થ મને હવે

સમજાયો. મારું મસ્તક ભમી ગયું. છઆી નીચે પડેલા કુમારના શબને બાઝવા હું દોડ્યો.

હું બેભાન અવસ્થામાં કલાકેક ત્યાં જ પડી રહ્યો હતો. જ્યારે મને શુદ્ધિ આવી ત્યારે તો હું મારા ઘરમાં હતો. ભલે તેમના જીવનના માર્ગને શુષ્ક તત્ત્વજ્ઞાનીઓ અપવિત્ર ગણે, પણ મારું હૃદય તો તેને પવિત્ર જ માને છે. દુનિયાના માર્ગથી તેમના માર્ગ જુદા હતા; તેમનો સ્વર્ગીય સ્નેહ મનુષ્યોના ક્ષુલ્લક પ્રેમના કરતાં ન્યારો જ હતો.

તે બનાવ બન્યાને પાંચ વર્ષ વહી ગયાં છે. છતાં હજીયે તે જ દેખાવ–તે જ અલૌકિક આત્મસન્નિધ – મારી દૃષ્ટિએ જોઉં છું. તે જ જ્યોત્સ્નાની તેજોમય દિવ્ય આકૃતિ, તે જ કુમારનું અદ્ભુત ચરિત્ર મારી આંખ આગળ તર્યા કરે છે.

*

# ૧૨. આશા–નિરાશા

આ સૈકાની શરૂઆત હતી. વસંત ઋતુ ખીલી રહી હતી. પૂર્વ કિનારે આવેલું વિસન્દ્રા નામનું નાનું ગામડું અપૂર્વ ઉત્સાહથી હલમલી રહ્યું હતું. દુકાનદારો પોતાની દુકાનો બંધ કરીને અને મજૂરો કામ છોડીને ડક્કા ઉપરના ખલાસીઓ સાથે એકમેક થઈ ગયા હતા.

સાધારણ રીતે વિસન્દ્રા શાંત રહે છે; તેનામાં ગામોની ચંચળ વૃત્તિ નથી, ઊછળતો આનંદ નથી. છૂટા છવાયાં ઝૂંપડાં અને નાનાં ઘરમાં નિવાસ કરી રહેલાં વિસન્દ્રાનાં માનવીઓનાં હૃદય, બહારની દુનિયાની પ્રવૃત્તિઓથી ચમકતાં નથી. પરંતુ આ વખતે કારણ અસાધારણ હતું. વિસન્દ્રામાં જ બંધાયેલું એક વહાણ–આજસુધી ત્યાં બંધાયેલાં વહાણોમાં સૌથી મોટું વહાણ–આજે પહેલી મુસાફરીએ નીકળવાનું હતું.

વિસન્દ્રામાં બંધાયેલાં પહેલાંનાં વહાણો, તેમના બાંધનારાઓ, તેમની મુસાફરીઓ, તેમનો જુદી જુદી રીતે આવેલો અંત, વગેરે ઉપર વાતો ચાલી રહી હતી. થોડી વારમાં લંગર નાખેલાં વહાણ ઉપર એક નાનો સઢ ચડ્યો. લોકોનાં ટોળામાં ઉશ્કેરણી ફેલાઈ ગઈ. વધુ સઢ ચડ્યા. લંગર ઊંચકાયું. ધોળા સઢ પવનની લહરથી નાચતાં, કિનારે ઊભેલાં મનુષ્યોનાં અને વહાણવટીઓનાં હૃદય અનેક ઊર્મિ-ઓથી નાચવા લાગ્યાં. કપ્તાનથી માંડીને નાનામાં નાના ખલાસી સુધીનો એકેએક વહાણવટી વિસન્દ્રાનો રહેવાશી હતો. તેમનાં

સગાંવહાલાંઓ, અન્ય સ્નેહીઓ અને નાનાં છોકરાંઓ હાથથી અને રૂમાલથી વિદાયગીરી આપવા લાગ્યાં. માતાઓએ કુમળાં બાળકોને અદ્ધર રાખીને દૂર જતા પિતાનાં દર્શન કરાવ્યાં. નવ વધૂઓની લજ્જા પામતી આંખો પરદેશ જતા પતિને નીરખી આંસુથી ભરાઈ ગઈ. વૃદ્ધ માતા વિદાય થતા યુવાન પુત્રોને માટે પ્રભુપ્રાર્થના કરવા લાગી. કાળના ઝપાટાથી રીઢા થયેલા વૃદ્ધ પુરુષો ઘાંટા પાડી તરુણ વહાણવટીઓને શિખામણ આપવા લાગ્યા.

વહાણ ઊપડ્યું. ગામડાનાં અશિક્ષિત, કુંણાં હૈયાંઓએ 'આવજો' 'સંભારજો' નો ધ્વનિ સૌ સૌનાં સ્નેહીઓને કર્યો. સઢમાં પવન ભરાયો. પાણી કાપતું વહાણ દૂર જવા માંડ્યું. વહાણવટીઓ વહાણમાં કામે લાગી ગયા, છતાં કિનારે ઊભેલાં સ્નેહીઓ તો દૂર જતાં વહાણ ભણી હજુ જોઈ જ રહ્યાં હતાં.

ધીમે ધીમે વહાણના ધોળા સઢ અને સઢને ચીરીને બહાર નીકળતા ડોલ દૃષ્ટિથી અદૃશ્ય થઈ ગયા. દબાતે હૈયે, ધીમે સાદે વાત કરતાં મનુષ્યો ઘરભણી વળ્યાં.

કેટલાક માસ વીતી ગયા. તે દરમ્યાન અનેક વહાણો આવ્યાં, નાગર્યાં અને માલ લઈને પાછાં વિશાળ સમુદ્રના પટમાં છુપાઈ ગયાં. આખરે પેલા વહાણને પાછા આવવાનો વખત આવી પહોંચ્યો. કેટલાકે કહ્યું કે, વહાણ રાત્રિએ આવશે તો? સ્ત્રીઓ અને બાળકો ઘરમાં સૂતાં હોય, ઠંડી કડકડતી હોય, સમુદ્રના ઘેરાં પાણીમાં આછો પ્રકાશ નાખતા દીવા ફક્ત વહાણનો પડછાયો જ દેખાવા દેતા હોય, તેવે વખતે વહાણ આવે તો શા કામનું? સવાર હોય, સૂર્યદેવ સર્વત્ર પ્રકાશ પાથરતા હોય, વિસન્દ્રાનાં સર્વ રહેવાસીઓ સમુદ્ર–કિનારે હાજર હોય અને તે વખતે વહાણ દૃષ્ટિમર્યાદાએ પડે, ધીમે ધીમે તેના સઢ આકાશનાં વાદળાંને ઢાંકે, પરદેશ ખેડવાથી કાળા પડેલા વહાણવટીઓ પોતાનાં વહાલાં જનોને

નીરખવા વહાણની બાજુએ ઊભા રહે અને વિસન્દ્રા અને ત્યાંનાં રહેવાસીઓને જુએ તો કેવું સારું !

પણ વહાણ આવ્યું જ નહીં, દિનપ્રતિદિન મનુષ્યો ડક્કા આગળ એકઠાં થતાં અને સાંજ પડયે નિરાશ થઈ પાછાં જતાં.

આખરે વહાણ સંબંધી અવનવી વાતો ધીમે ધીમે ચાલવા માંડી. વહાણ ગયાંને ઘણો વખત થઈ ગયો, તેથી જેમનાં કોઈ સગાંવહાલાં વહાણમાં નહોતાં તેમણે કહેવા માંડયું કે, વખતે વહાણ ડૂબી ગયું હશે.

× × × ×

આશા નષ્ટ થઈ. વહાણ ન આવ્યું તે ન જ આવ્યું. આનન્દ-શૂન્ય કિનારે મનુષ્યો ઘણી વાર આવ્યાં અને ઘણી વાર ભગ્નાશ થઈ પાછાં ગયાં. પરન્તુ સમય વીતતે ઘા રૂઝાયા; કાળે કરીને દુઃખની વિસ્મૃતિ થઈ. બાળકો હતા તે યુવાન થયા. યુવાન હતા તે સંસારમાં પડયા, વૃદ્ધ થયા. તેમણે બીજાં ઘણાં વહાણ બાંધ્યાં. આ વહાણની તો ફક્ત કહેણી જ રહી ગઈ. જાણે સાપ ગયા અને લીસોટા જ રહી ગયા.

× × + ×

ચોમાસું ચાલતું હતું. મેઘની હેલી જામી ગઈ હતી. કાળી રાત્રિમાં છંછેડાયેલા વાઘની પેઠે પવન હુંકાર શબ્દ કરતો વિસન્દ્રાનાં નાનાં ઘરોની ભીંતો સાથે અફળાતો હતો. એક જીર્ણ થઈ ગયેલા ઘરની ઓશરીમાં એક વૃદ્ધ ડોશી બેઠી બેઠી શૂન્ય હૃદયે સગડી પાસે તાપતી હતી. સગડીમાં ધીમો દેવતા સળગતો હતો. બીજી બાજુએ એક નાનો દીવો, જાણે કુદરતના આ ભયંકર વેષથી છળાતો હોય તેમ, ઝીણો ઝીણો બળતો ભીંતોની જીર્ણતામાં વધારો કરતો હતો.

બહાર પવનનો સુસવાટો વધ્યો, મેઘગર્જના થઈ, વીજળી

કડકડાટ ચમકી, સમુદ્ર તીવ્ર વેગથી ઊછળ્યો અને એ જીર્ણ ઘર ત્રાસથી ધ્રૂજી ઊઠ્યું.

"પ્રભુ, સમુદ્રપરે વિચરતાં મનુષ્યોને બચાવી લેજે!" વૃદ્ધ ડોશી સગડીની સામું જોતી કંતાયેલા, ધ્રુજતા હાથ જોડી અનન્ય ભક્તિથી પ્રભુની પ્રાર્થના કરતી બોલી.

પુનઃ વીજળી થઈ, પવન ફુંકાયો, સમુદ્રનાં મોજાં ભયાનક અવાજ કરવા લાગ્યાં.

એટલામાં અચાનક ડોશીના ઘરનું બારણું ઊઘડ્યું, પવનનું જોર અન્દર આવ્યું. દીવો હોલવાઈ ગયો, ઓરડીમાં અંધકાર ફેલાઈ ગયો. ડોશીએ બારણું ઊઘડવાનો અવાજ સાંભળ્યો, પણ કોણ આવ્યું તે એ જોઈ શકી નહિ. તાપવાનું મૂકી દઈ તેણે એક દીવા-સળીથી દીવો સળગાવ્યો. બારણા ભણી નજર નાખી તો બારણામાં એક પુરુષ ઊભો હતો. તેને મોંએ ગમે તેમ ઊગેલી દાઢી હતી. માથે વાળની સ્થિતિ પણ તેવી જ હતી. તેનાં વસ્ત્રો તદ્દન ચીંથરેહાલ થઈ ગયાં હતાં. તેના નિસ્તેજ મોં ઉપર ભૂખમરાનાં ચિહ્નો જણાતાં હતાં. તેની આંખો ઊંડી ઊતરી ગઈ હતી.

વૃદ્ધ ડોશીએ તેની સામે જોયું. પુરુષ ડોશીની સામે જોઈ રહ્યો. એકએક પળ વીતી ગઈ; પુરુષ એક ડગલું આગળ આવ્યો અને બોલ્યો: "મા!"

માતા-પુત્ર એકમેકને બાઝી પડયાં. વૃદ્ધ ડોશી ઘડીકમાં હસતી, ઘડીકમાં રડતી, ઘડીકમાં લવતી, ઘડીકમાં પ્રભુની પ્રાર્થના કરતી પુત્રને છાતી સરસો ચાંપવા લાગી.

ડોશીએ હાથ પકડીને લથડતા પુત્રને એક ખુરશીએ બેસાડ્યો, અને વાસણમાં ઢાંકેલું ખાવાનું લઈ આવીને તેની આગળ ધર્યું. વચમાં પુત્રે બોલવાનું કર્યું, પણ ડોશીએ "દીકરા મારા! પહેલાં તું

ખાઈ લે" એમ કહ્યું એટલે ડોશીના કહેવાથી પુત્ર મૂંગો રહ્યો. દીકરાનો અર્ધશબવત્ થઈ ગયેલો ચહેરો જોઈ ડોશીની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં.

ખાવાનું પૂરું થઈ રહ્યું, પુત્રે ધ્રૂજતે હાથે મોં લૂછ્યું.

"દીકરા, બેટા!" ડોશીએ કહ્યું, "મેં તો જાણ્યું કે તું પેલા વહાણમાં કેટલાં વર્ષ થયાં ડૂબી ગયો હઈશ."

પુત્રે ડોકું હલાવ્યું.

"ત્યારે એ વહાણ, એનો કપ્તાન અને એમાંના બીજા વહાણુવટીઓ ક્યાં છે?"

"વહાણ, કપ્તાન—વહાણુવટીઓ—" પુત્રે લથડતે અને ભારે અવાજે કહ્યું, "ખાવાથી મને ઘેન—તેઓ—"

પુત્ર બોલતો બંધ થઈ ગયો અને તેની આંખો વિંચાઈ ગઈ.

"તેઓ ક્યાં છે? તેમનું શું થયું?" ડોશીએ ફરી પૂછ્યું.

"તેઓ ક્યાં—મને અત્યારે ઊંઘવા દે. બહુ લાંબી—વાત છે. સવારે—"

ફરીથી પુત્રની આંખો વિંચાઈ ગઈ.

"ત્યારે બેટા, તું સૂઈ જા. તારી પથારી મેં એમ ને એમ રાખી મૂકી છે. ચાલ હું તને બતાવું."

ડોશીએ પુત્રનો હાથ પકડ્યો. પુત્ર જેમ તેમ ઊઠયો, બારણું ઉઘાડ્યું અને બન્ને પથારી પાસે ગયાં. પુત્રે ડોશીને હૃદય સરખી ચાંપીને એક ચુમ્બન કર્યું; પછી પથારીમાં સૂતો.

વૃદ્ધ ડોશીએ ધીમેથી બારણું બંધ કર્યું અને સગડી પાસે આવીને પ્રાર્થના કરી. એ પ્રાર્થના કરી રહી ને એને અન્ય સ્ત્રીઓનો વિચાર આવ્યો એટલે એમને ખબર આપવાને ઉજ્જડ ગલીમાં તે ઉતાવળે પગે ગઈ.

એકદમ આખા ગામડામાં ખબર ફેલાઈ ગઈ. આશાનાં કિરણ દરેકના હૃદયમાં પ્રદીપ્ત થયાં. બારણાં ભડભડાટ ઊઘડવા માંડ્યાં. બાળકો રુદન કરતી માતાઓની સામું આશ્ચર્યથી જોઈ રહ્યાં. પતિ, પિતા અને સ્નેહીઓની ભુલાઈ ગયેલી આકૃતિઓ, સ્મિત કરતાં વહાલાંઓની સામું જોતી, આંખ આગળ ખડી થઈ.

ડોશીના ઘર આગળ બે–ત્રણ માણસો આવી પહોંચ્યાં હતાં; બીજાં આવતાં જતાં હતાં. થોડી વારમાં તો ત્યાં ઠઠ્ઠ જામી ગઈ.

પરન્તુ ઘરના બારણામાં ઊભી ઊભી ડોશી તેમને અન્દર જવાની મનાઈ કરવા લાગી.

જે સ્ત્રીઓ અનેક વર્ષો થયાં શાન્તિથી કાળ નિર્ગમન કરતી હતી તેમને હવે ધીરજ રહી શકી નહિ. ઓ પ્રભુ ! મારા પતિનું શું થયું હશે ? શું તે પાછા આવશે ? હવે તે કેવા લાગતા હશે ?

"પણ તે એટલો બધો થાકી ગયો છે કે, બોલી પણ શકતો નથી. તમે સવાર સુધી રાહ જુઓ, પછી બધું ય જણાશે," ડોશી બારણામાં ઊભી રહીને બધાંને કહેવા લાગી.

તેથી તેઓ બધાં ત્યાં જ ઊભાં રહ્યાં; કારણ કે, પાછા જવાનું એમનાં હૈયાં કબૂલ કરતાં નહોતાં. કોઈ કોઈ વાર વાત કરવા ટોળું પાછું ખસતું હતું, પણ ઘરથી બહુ વેગળું તો નહિ જ. બીજાં બધાં ક્યાં હશે ? આ એકલો શી રીતે આવ્યો હશે ? એવા અનેક પ્રશ્નો અરસપરસ પૂછ્યા. સૌ સૌએ ગમે તેવા જવાબો એકેકને આપ્યા.

લોકોમાં અધીરાઈ વધવા લાગી. શું આ પુરુષ જાગશે જ નહિ ? શું સૂર્યોદય થશે જ નહિ ? બાળકો કડકડતી ટાઢમાં ઠુંઠવાઈ જવા લાગ્યાં

ધીમે ધીમે સમસમતી રાત્રિ પસાર થઈ ને ઝાંખું અજવાળું

જણાવા માંડ્યું. મનુષ્યોની આશાથી – નિરાશાથી–ઉદ્યોગથી–ચિન્તાથી છલકાતી આકૃતિઓ ઝાંખી નજરે પડવા લાગી.

એકદમ ત્રણ ચાર જણે બારણું ઠોક્યું. ડોશીએ બારણું ઉઘાડ્યું. "હું જાઉં છું અને છોકરાને ઉઠાડી આવું છું," એમ કહીને ડોશી છોકરાને ઉઠાડવા ગઈ.

મનુષ્યોમાં ઊંડી શાન્તિ પ્રસરી રહી. વચમાં વચમાં કોઈ અધીરી સ્ત્રીનાં ડૂસકાં આ શાન્તિમાં વિઘ્ન નાખતાં હતાં.

ડોશી અંદર ગઈ. બહારથી મનુષ્યોએ છોકરાને ઉઠાડવાનો ડોશીનો અવાજ સાંભળ્યો.

બે–ત્રણ મિનિટ થઈ ગઈ. ડોશીનાં ધીમાં પગલાં બહાર આવતાં સંભળાયાં. ડોશીના મુખ ઉપર, સ્મિત અને દયાના વિકારને બદલે, શૂન્યતા પ્રસરી રહી હતી.

"મારાથી તે જાગતો નથી," તે દયામણે ચહેરે બોલી, "મેં તેને ઘણી બૂમ મારી, પણ કોણ જાણે સાથી તે બોલતોય નથી."

ડોશી બોલતી બંધ થઈ અને સજળ નેત્રે બધાંની સામું જોઈ રહી. બધાં ડોશીની સામું જોઈ રહ્યાં. ટોળામાંથી એક બીજી વૃદ્ધ ડોશીએ આગળ આવીને ડોશીને પાટ ઉપર બેસાડી. બેએક પુરુષો એકદમ છોકરાના ઓરડા ભણી દોડ્યા. બે ત્રણ પળ પછી પુરુષો બેબાકળા અને દીવાના જેવા થઈને પાછા ફર્યા.

વધુ કહેવાની શી જરૂર છે!

મનુષ્યોમાંથી તીવ્ર નિરાશાની ઊંડી ચીસ વિસન્દ્રાના શાન્ત અને સાદા ગામડાને ભેદી, પવનમાં મળી જઈ, અનન્તતામાં શમી ગઈ.

આટઆટલાં હૃદયોને શાન્તિ અર્પી શકનાર પુરુષ, સમુદ્રના ઊંડા પાણીમાંથી બચીને, વહાલી માનું છેલ્લું ચુમ્બન લઈને, પ્રભુના અનન્ય ધામમાં પહોંચી ગયો હતો!

## ૧૩. અંધકારમાં

હું જે હકીકત લખું છું તેનો ખુલાસો શો હશે? તેને ખરેખર ભૂત વળગ્યું હશે? કે તીવ્ર દુ:ખથી ઉન્માદાવસ્થાને લઈ તેનામાં કાંઈ નવી જ લાગણી ઉદ્દભવી હશે? ગમે તે કારણ હો, પણ નસીબ તેને પોતાને માર્ગે જ લઈ ગયું. અન્યની દૃષ્ટિએ તેઓ જુદાં જુદાં મનુષ્ય હતાં; તેની દૃષ્ટિએ તે સર્વ એક જ હતાં.

આ કથાનો પૂર્વ ભાગ એણે મને કહ્યો હતો. ઉત્તર ભાગ મેં જાતે જોયો હતો.

હું અને રમેશચંદ્ર છેક નિશાળમાં જતા હતા ત્યારથી મિત્ર હતા. સુરેશ ઉપરની ધિક્કારની વૃત્તિથી અમે ઉલટા વધુ ગાઢ પરિચયમાં આવ્યા. સુરેશ મારા ગામનો રહીશ હતો અને અમારી સાથે ભણતો હતો. મારા આખા જીવનમાં મેં, તેના જેવો અસભ્ય પુરુષ જોયો નથી. બાલ્યાવસ્થાથી જે જે બનાવો અમે તેનાથી છૂપા રાખવાનું કરતા હતા, તે તે બનાવો તે જાણી જતો. ક્યાંથી જાણતો કે શી રીતે જાણતો, તે તો પ્રભુ જાણે.

ઘણાં વર્ષો વીતી ગયાં. અમે મોટા થયા. મારો અને રમેશનો સંબંધ એવો ને એવો જ રહ્યો. પણ કોણ જાણે શાથી સુરેશ પ્રત્યેનો અમારો ધિક્કાર વધતો જ ગયો. એવામાં અચાનક મારે મુંબઈ છોડવું પડ્યું તે એક વર્ષના ગાળા પછી પાછાં આવી શકાયું. તે અરસામાં હું સુરેશને લગભગ ભૂલી ગયો હતો. હું આવીને તરત

રમેશને મળવા ગયો. જ્યારે હું મુંબઈ પાછો ફર્યો ત્યારે તેની શી હાલત મેં જોઈ! પહાડને પણ પાટુ મારે તેવા શરીરવાળા માણસને બદલે મેં સુકાઈ ગયેલા, ફિક્કા પડી ગયેલા રમેશને જોયો. તેની આસપાસ અડધો બાંધેલો સામાન પડ્યો હતો, પેટીઓને તાળાં દેવાનાં જ બાકી હતાં.

"કેમ રમેશ, રૂમ બદલે છે?" મેં પૂછ્યું.

"હા, આ રૂમમાં મારાથી રહી શકાય તેમ નથી. અહીં કાંઈક વિચિત્ર વાતાવરણ લાગે છે."

"પણ આ તારી તબિયતને શું થયું? કાંઈ દારૂબારૂની લત તો નથી પડી ને?" મેં પૂછ્યું.

રમેશ મારા સામું કંઈ વિચિત્ર અને કૃત્રિમ સ્મિત કરીને જોઈ રહ્યો. "હું શું કહું? આહ! જો મારાથી કહેવાને જીભ ઊપડતી હોત—પણ નહીં, હું તને પણ નહીં કહું. જેટલું કહ્યું છે એટલું જ બસ છે," તે ધીમેથી બોલ્યો.

હું તેના સામું જોઈ રહ્યો; તે મારા સામું જોઈ રહ્યો. બહાર આકાશમાં કાળાં વાદળાં, ઓરડામાં પડતો ઝાંખો પ્રકાશ અને તેના મુખની ફિક્કાશ એકમેકમાં એવી ભયાનકતા ઉમેરતાં હતાં કે, હું શાંત જ થઈ ગયો. પછી હું ત્યાં કલાકેક અમસ્તો બેશી રહ્યો હોઇશ, પણ મારાથી કંઈ બોલી શકાયું નહીં. હૃદયમાં કંઈ તીવ્ર વ્યથા થતી હોય તેમ રમેશ આભા જેવો બની ગયો હતો. તેણે મને રાતે ત્યાં જ સૂવાનો આગ્રહ કર્યો, પણ મારે કામ હતું એટલે હું ત્યાં રહી શક્યો નહીં.

બીજે દિવસે સવારે હું ત્યાં ગયો, ત્યારે મને ખબર પડી કે, તે વહેલો સવારમાં સામાન ઉચકાવીને ક્યાંય ચાલ્યો ગયો હતો. તેણે પોતાનું સરનામું પણ કોઈને આપ્યું ન હતું. હું નિરાશ થઈને

પાછો ઘેર ગયો. એનું તે એને શું થયું હશે! એના હૃદયને એવી તે શી ચિંતા આવી પડી હશે કે આ રીતે એને ચાલ્યા જવું પડ્યું!

*

વળી એકાદેક વર્ષ વીતી ગયું હશે, અને રમેશને મેં ફરી જોયો. આ વખતે તે પોતે જ મારે ત્યાં મળવા આવ્યો. એક વર્ષ પહેલાં તેનું શરીર હાડપિંજર જેવું થઈ ગયું હતું, પણ હવે તો તેની સામે દૃષ્ટિ પણ ન કરી શકાય તેવું જીર્ણ-શીર્ણ થઈ ગયું હતું. તેની આંખો ખાડામાં ઊતરી ગઈ હતી, મોં નિસ્તેજ થઈ ગયું હતું, અને આખું શરીર જાણે ખાવા ધાતું હોય તેવું દેખાતું હતું.

મેં તેને સ્નેહથી આવકાર આપીને બેસાડ્યો. મારા હૃદયમાં તે જ ઘડીએ એમ થતું હતું કે, આ વખતે એ પોતે જ મને બધી વાત કહી દેશે; તે કહેવા જ આવ્યો હોય તેમ લાગતું હતું.

મેં સ્ટવ સળગાવીને તેને ચા પાઈ એટલે તરત જ તેણે વાત શરૂ કરી: "હું હવે આ મારી જિંદગી ટકાવી શકવાનો નથી; હું આપઘાત કરીશ. નહીં—અત્યારે તારે બીવાનું કાંઈ કારણ નથી; હું અહીં મરવાનો નથી, પણ જ્યારે મને જણાશે કે, હવે બીજો માર્ગ નથી, ત્યારે જ હું તે માર્ગ ગ્રહણ કરીશ. પણ મારે તે માર્ગ લેવો પડે તે પહેલાં, તેમ કરવાનાં કારણો મારે કોઈને જણાવવાં છે. તું તે ખાનગી રાખી શકીશ?"

મેં હા કહી, એટલે તેણે બોલવું શરૂ કર્યું: "મારે તારી પાસે એવું વચન જોઈએ છે કે, જ્યાં સુધી હું જીવતો છું, ત્યાં સુધી આ વાત તારે બહાર પાડવી નહીં...પછી...તને ફાવે તેમ કરજે."

મેં તે પ્રમાણે વચન આપ્યું.

થોડી વાર સુધી રમેશ સ્ટવના પ્રકાશ સામું જોઈ રહ્યો. પછી તે ફરી બોલ્યો: "વાત કહેવી કેવી રીતે તે મને સમજાતું નથી. તું પેલા સુરેશને તો સારી પેઠે ઓળખતો હતો, નહીં?"

"તેને તે હું ભૂલું?" મેં ઉત્તર આપ્યો, "પણ મને હમણાં જ કોઈ કહેતું હતું કે તે તો આફ્રિકા ઊપડી ગયો છે. ગમે ત્યાં ગયો હશે, આપણે શું?"

"તે બીજી કોઈ પણ જગ્યાએ ગયો નથી; તે મરી ગયો છે," રમેશ વિકટ હાસ્ય કરતો બોલ્યો.

"મરી ગયો?" હું બોલી ઊઠયો.

"હા, કોઈને આ વાતની ખબર નથી, પણ તે મૃત્યુ પામ્યો છે," તે બોલ્યો.

"પણ તે શાથી મરી ગયો?" મેં પૂછ્યું.

"તે જ હું તને કહેવા માગું છું. તે બીજાની વાતમાં કેવો માથું મારતો હતો તે તો તને ખબર હશે જ. મારાં લગ્ન તરલાની સાથે થવાનાં હતાં તે તેણે વચમાં પડીને બંધ કરાવ્યાં."

"કેવી રીતે?"

"તરલાને જૂઠું જૂઠું ભેરવીને. તેની ભંભેરણીનું પરિણામ એ આવ્યું કે, અમારાં લગ્ન થયાં નહીં અને થોડી વારમાં તરલા મૃત્યુ પામી. મૃત્યુ વખતે પણ મને સુરેશે તેની પાસે જવા દીધો નહીં. આખરે હું સ્મશાને ગયો. ત્યાં સુરેશ પણ હતો. અને જેવો હું ત્યાંથી ઘેર આવ્યો કે તરત તે પણ પાછળ પાછળ મારે ત્યાં આવ્યો." રમેશનો અવાજ બોલતાં બોલતાં તરડાતો હતો.

"તે એ પ્રમાણે કરે તેવો જ હતો. પણ તારે એને લાત મારીને કાઢવો હતો ને!" હું બોલ્યો.

"ના, મેં તેને લાત મારી નહીં. તે આવીને મને શિખામણ આપવા બેઠો, અને જેમ જેમ હું ઉશ્કેરાતો ગયો તેમ તેમ તે મને વધારે શિખામણ દેતો ગયો. છેવટે તો તેણે એટલે સુધી કહ્યું કે, મારા કુટુંબમાં ઉન્માદાવસ્થાનો રોગ ચાલ્યો આવે છે, એટલે લગ્ન ન થયાં તે જ સારું થયું."

"પછી ?"

"પછી ? પછી મેં તેને કહ્યું કે, મારા કુટુંબમાં આગળ ઉન્માદાવસ્થા હતી કે નહીં તે તો પ્રભુ જાણે, હમણાં તો મારી નસમાં ઉન્માદાવસ્થા પૂરેપૂરી વ્યાપી રહી છે. આટલું કહેતાંની સાથે જ મેં તેને ગળચીમાંથી પકડ્યો. તે વખતે તેનું ખૂન કરવાનો મારો વિચાર હતો કે નહીં તે હું તને અત્યારે ખાતરીથી કહી શકતો નથી; વખતે મારો વિચાર તેને બિવડાવવાનો પણ હોય ! ગમે તેમ હો, પણ તે વખતે તો મેં તેને મારી જ નાખ્યો. કેમ કાંઈ બોલતો નથી ?" રમેશનો ચહેરો વિકરાળ બની ગયો હતો. તેણે ફાટેલી આંખે મને શાંત જોઈને પૂછ્યું. પણ હું કાંઈ ઉત્તર દઈ શક્યો નહીં. શો ઉત્તર દેવાય ? તમારો ગાઢ મિત્ર અચાનક તમને એમ કહે કે, તેણે ખૂન કર્યું છે, તો તે વખતે તમારા હૃદયની શી સ્થિતિ થાય ?

રમેશે આગળ ચલાવ્યું: "મેં સુરેશના ગળામાં ભેરવેલી હાથની ચૂડ કહાડી એટલે તે શબવત્ જમીન ઉપર ગબડી પડ્યો. ત્યારે મેં જાણ્યું કે, મેં સુરેશનું ખૂન કર્યું છે. ખૂની ખૂન કર્યા પછી પકડાઈ શાથી જતો હશે ?" રમેશે ભયાનક હાસ્ય કરીને પાછું પૂછ્યું.

"તે વખતે તે બહુ અસ્થિર અને અસ્વસ્થ બની જતો હશે!" મેં બેબાકળા જેવા થઈને ઉત્તર આપ્યો.

"હા, હા, હા ! ત્યારે મારે કહેવું જોઈએ કે, તે વખતે હું બિલકુલ અસ્વસ્થ ન હતો. મેં તેના શબ ભણી દૃષ્ટિ રાખીને, એક ખુરશી ઉપર બેસીને, તેના શબનું શું કરવું તે વિશે વિચાર કરી નાંખ્યો. તેણે બધાંને કહી રાખ્યું હતું કે, પોતે આફ્રિકા જવાનો હતો, અને તે પણ ખરે નામે નહીં, પણ જુદે જ નામે જવાનો હતો, એટલે મારે બીજું કાંઈ જ કરવાનું ન હતું. ફક્ત તેના શરીરને ઠેકાણે પાડી દીધું એટલે બસ. એ પ્રમાણે મેં તેના શબને ઠેકાણે પાડી દીધું."

"કેવી રીતે?"

"ના, હું તે કહેવાનો નથી. તું જાણી જોઈને તો નહીં, પણ વખતે ઊંઘમાં એ રહસ્ય કહી દે તો! ના ના, હું કહું જ નહીં!" આમ બોલતો ઘડીકમાં વિકરાળ થતો અને ઘડીકમાં ઉન્મત્તના જેવું અટ્ટહાસ્ય કરતો તે મારા સામું જોઈ રહ્યો.

હું તેની સ્થિતિ જોઈને બહુ દિલગીર થઈ ગયો. મારી તો ખાતરી હતી કે, તેણે ખૂનબૂન કાંઈ જ કર્યું નથી; પણ ફક્ત તેના મનની ભ્રમણા જ એવી થઈ ગઈ હશે, તેથી હું બોલ્યો: "જો, રમેશ! મારું કહ્યું માને તો આપણે અહીંથી ક્યાંઈક મુસાફરી કરવાને ઊપડી જઈએ. થોડા માસ બહાર ફરી આવીશું એટલે બધું ઠેકાણે પડી જશે."

આ શબ્દોથી તે કાંઈક શાંત થયો અને તેનું મુખ પ્રફુલ્લિત થયું.

"આહ! શું તું આવું કહે છે?" તે બોલી ઊઠ્યો, "તું મને જોઈને કમકમતો નથી? અરે! અરે! મેં તને પહેલાંથી જ આ વાત કહી હોત તો? પણ હવે તો વખત વીતી ગયો છે."

"અરે, શાનો વખત વીતી ગયો?" હું બોલ્યો, "ચાલ, આજ ને આજ આપણે ચાલ્યા જઈએ."

"જ્યારે તું સાંભળશે કે, મારા ઉપર શું વીતે છે, ત્યારે તું મારી સાથે આવવાને આટલો બધો ઉત્સુક નહીં જણાય," રમેશ નિરાશાભર્યા સાદે બોલ્યો.

"તેં બધું કહ્યું તો ખરું, હવે બાકી શું છે?" મેં કહ્યું. હું જેમ જેમ તેના શબ્દો ઉપર વિચાર કરવા લાગ્યો તેમ તેમ મને તેનું કહેવું અસત્ય જણાતું ગયું.

"ના," તે બહુ જ ધીમેથી બોલ્યો, "ના...મેં જે તને કહ્યું

તે સુરેશને શું થયું તે વિશે કહ્યું, પણ મને પોતાને શું વીત્યું છે તે કહ્યું નથી. સુરેશ મરતી વખતે શા શા શબ્દો બોલ્યો તે મેં તને કહ્યા છે? જેવો હું કૂદીને તેની ગળચી પકડવા ગયો તેવો જ તે બોલ્યો હતો કે, 'જો, ખબરદાર, હં! તારાથી મારા શરીરને છુપાવી શકાવાનું નથી.' આ શબ્દો ઉપર મેં તે વખતે કાંઈ ધ્યાન આપ્યું નહીં; કારણ કે, મેં તેના શરીરને બરાબર ઠેકાણે કરી દીધું હતું. પણ આશરે એક વર્ષ પછી હું તે જ ખુરશી પર બેઠો હતો અને ભૂતકાળનો વિચાર કરતો હતો, તે વખતે મને પેલા શબ્દો યાદ આવ્યા. મેં વિચાર કરી જોયો તો જણાયું કે, તેનું ખૂન કર્યાને બરાબર એક વરસ થઈ ગયું હતું. એટલો વિચાર કરીને જ્યાં હું પાછું ફરીને જોઉં છું ત્યાં મારી ખુરશીની પછવાડે જ" — રમેશે અચાનક બીહામણી ચીસ પાડી. તેનો ચહેરો રૂની પૂણી જેવો ફિક્કો થઈ ગયો, અને બોલતાં બોલતાં તેનો ઘાંટો ફાટી ગયો—"ના—હું નહીં કહી શકું—હવે વધુ નહીં બોલી શકું."

"હં હં, રમેશ ગભરાય છે શા માટે? અહીં શું છે?" હું તેને શાંત કરતો બોલ્યો.

બે-ત્રણ મિનિટ પછી તેનું ચિત્ત કાંઈક ઠેકાણે આવ્યું એટલે તે બોલ્યો: "મેં ક્યાંથી વાત અધૂરી મૂકી?"

"તારી ખુરશીની પછવાડે—"

"હા—હા—હા!" તેણે ભયાનક અટ્ટહાસ્ય કર્યું અને પછી કહ્યું, "પછી વળી શું હોય? મારી ખુરશીની પાછળ જ, જે મનુષ્યનું મેં એક વર્ષ પહેલાં ખૂન કર્યું હતું તે જ મનુષ્ય ઊભો હતો. નહીં, તેનો ખુલાસો કરવાને તું મહેનત લેતો જ નહીં; નહીં તો મારું મગજ ફરી જશે. મારી ખાતરી છે કે, બારી બારણાં બધાં બંધ હતાં, અને એક મિનિટ પહેલાં મેં તે તરફ જોયું હતું ત્યારે તો ત્યાં કોઈ ન હતું."

"પણ વખતે એ મનની ભ્રમણા તો—" મેં બોલવાનો પ્રયત્ન કર્યો.

"પ્રથમ મને પણ એમ જ લાગ્યું હતું, પણ હું તેને અડક્યો ત્યારે મારી ખાતરી થઈ કે એ ખરેખરું શબ જ હતું."

"એવી ભ્રમણા પણ કોઈક વાર થઈ જાય છે ખરી," હું બોલ્યો.

"તેનીયે કાંઈ હદ હોય ને! પછી મને વિચાર આવ્યો કે વખતે મને બિવરાવવાને માટે કોઈએ સંતાડેલી જગ્યાએથી મડદું કાઢીને અહીં ફેંક્યું હશે. આ ઉપરથી મેં તે જગ્યાએ જઈને જોયું, તો ત્યાં તો શબ બરાબર હતું; હવે એકને બદલે ત્યાં બે મડદાં છે."

"તારી વાત તો વિચિત્ર છે!" મેં કહ્યું.

"ત્યારે બીજું શું? પણ અંધકારમાં હું ન મરી જાઉં તો ઠીક. તેથી જ મને આપઘાત કરવાનો વિચાર થઈ આવે છે; કારણ કે, જો હું તેમ કરું તો મારી એટલી ખાતરી તો રહે કે હું અંધકારમાં નહીં મરું."

"હવે એ તો ઠીક, પણ હવે તો તારી વાત પૂરી થઈ ને?" મેં પૂછ્યું. મારી ખાતરી હતી કે હવે તો એની ભયાનક કથાનો અંત આવ્યો હશે.

"ના," તે બોલી ઊઠ્યો, "કથા પૂરી નથી થઈ; તે ફરીને પણ મને મળ્યો હતો. બીજી વખત તે મને રેલગાડીમાં મળ્યો હતો. હું કમ્પાર્ટમેન્ટમાં પડ્યો પડ્યો ઊંઘતો હતો, અને જાગીને જોઉં છું, તો મારી સામેની બેઠક ઉપર જ તે પડેલો હતો. તે વખતનો તેનો દેખાવ તેના અસલના દેખાવ જેવો જ હતો. મેં તેને ઊંચકીને એક અંધારી ટનલ આવી તેમાં ફેંકી દીધો હતો. પણ જો હવે હું ફરીથી તેને જોઈશ તો હું જ મરી જઈશ. મારાથી હવે આ

સ્થિતિ ખમાતી નથી. પેલી દુનિયામાં ગમે તે દુઃખ હશે, પણ આ જાતની ભયાનકતા તો નહીં જ હોય. આહ! તું મને ગાંડો ધારે છે? હું ગાંડો નથી. મારા હૃદયમાં અત્યારે શું થાય છે તેની તને શી ખબર પડે? તને જો મારા જેવું વીત્યું હોય, તો તારી પણ મારા જેવી જ સ્થિતિ થાય. તેણે મરતી વખતે જે કહ્યું તે સાચું પડ્યું છે. જ્યાં હું જાઉં છું, ત્યાં તેનું શબ મારા માર્ગમાં આવીને પડે છે, ઓ—ઓ! અહીં પણ એ આવશે તો? તું અટકાવજે હોં —નહીં તો—હું મરી જઈશ, હવે નહીં જીવી શકું—નહીં જીવી શકું—" આટલું બોલીને ઘડીકમાં હૃદયભેદક ચીસ પાડતો, અને ઘડીકમાં વિકરાળ હાસ્ય કરતો રમેશ લગભગ અડધો કલાક ફાટેલે ચહેરે બેસી રહ્યો. પાછળથી જ્યારે તે કાંઈક શાંત થયો ત્યારે મેં તેને સમજાવીને ઠંડો પાડ્યો, અને તેની કને મુસાફરીએ નીકળવાનો ઠરાવ કરાવ્યો.

એ ઠરાવ પ્રમાણે અમે બે મુસાફરીએ નીકળ્યા. જેમ જેમ વખત ગયો તેમ તેમ રમેશની તબિયતમાં ફેર પડતો ગયો. તેના મુખ ઉપર પ્રફુલ્લતા આવતી ગઈ, તેની ફીકાશ ચાલી જતી ગઈ, અને શરીરમાં લોહી પણ આવવા માંડ્યું. સુરેશના મૃત્યુનો વિષય તેણે કોઈ દિવસ ઉચ્ચાર્યો ન હતો, એટલે મને લાગવા માંડ્યું કે રમેશ એ વાત ભૂલી ગયો હશે. નબળા મગજને લઈને અને સુરેશ તરફની ધિક્કારની વૃત્તિને લઈને રમેશના મગજમાં આવી ભયાનક કથા દાખલ થઈ ગઈ હશે એમ મને જણાયું.

આખરે અમે કલકત્તે જઈ પહોંચ્યા. ત્યાં તે વખતે પ્રદર્શનની ધામધૂમ હતી એટલે દરેક હોટેલ ભરાઈ ગઈ હતી. બહુ મુશ્કેલીએ અમને એક હોટેલમાં બે વચ્ચે એક ઓરડો મળ્યો. તેમાં પલંગ પણ એક જ હતો, એટલે રમેશને મેં તેના ઉપર સૂવાનું કહ્યું અને મેં જમીન ઉપર સૂવાનું રાખ્યું. અમારે રાતે વાળુ કરવાનો વિચાર

ન હતો એટલે આખો દિવસ શહેરમાં ફરીને મોડી રાતે અમે હોટેલમાં પાછા ફર્યા, બારણે લટકાવેલી કૂંચીથી બારણું ઉઘાડયું અને અંદર જઈને સૂતા. થોડી વાર અમે અમસ્તી વાતો કરી એટલે રમેશે અચાનક ગંભીરતાથી બોલવાનું શરૂ કર્યું: "મધુકર, મેં મારા વિલમાં મારી બધી મિલકત તને સોંપી દીધી છે, તું જ મારો એક ખરો મિત્ર છે અને—"

"રમેશ, અત્યારે તો સૂઈ જા! એ બધી વાતો કરવાનું અત્યારે શું પ્રયોજન છે?" મેં અર્ધ નિદ્રાવશ સ્થિતિમાં જ કહ્યું.

"ના, મને ઊંઘ નથી આવતી; મારા હૃદયમાં કાંઈક થાય છે, મને તરસ ઘણી લાગી છે, અને આ ઓરડામાં તો પાણી પણ નથી," રમેશ ધ્રૂજતે સાદે બોલ્યો.

"ત્યારે આ મીણબત્તી સળગાવીને નીચે જઈને પાણી પી આવ," મેં કહ્યું.

"ના; તું સળગાવ. હું અંધકારમાં નીચે પગ નહીં મૂકું. વખતે નીચે કાંઈ હોય તો! તેના ઉપર મારો પગ પડી જાય તો?" રમેશે ભયથી કહ્યું.

મને તેના અવાજમાં પાછી અસલના જેવી ઉન્માદાવસ્થા લાગી, એટલે હું નિશ્વાસ મૂકીને ઊઠચો. દીવો સળગાવીને હું પાણી લઈ આવવા તૈયાર થયો, પણ રમેશે અંધારામાં એકલા રહેવાની ના પાડી, એટલે અમે બંને નીચે પાણી લેવા ગયા. રમેશ બેબાકળા જેવો થઈ ગયો હતો. આટલા દિવસની મારી મહેનત પાણીમાં ગઈ હોય તેમ જણાતું હતું. તેને શું થયું હશે? પાછો અસલના જેવો જ ભય તેના મુખ ઉપર વ્યાપી રહ્યો હતો. આમથી તેમ ભયથી જોતો, મોં ઉપરનો પરસેવો લૂછતો રમેશ મને બાઝતો બાઝતો ચાલવા લાગ્યો. અમે નીચે જઈને પાણી પીધું અને પાછા

ઉપર ગયા. પણ ઉપર જતાં દુર્ભાગ્યે પવનનો સપાટો લાગ્યો એટલે મીણબત્તી હોલવાઈ ગઈ. અમે ફરીથી સળગાવવાને બદલે આશરે આશરે જ અમારા રૂમનું બારણું શોધી કાઢ્યું અને અંદર પેઠા. રમેશે મને ફરી મીણબત્તી સળગાવવાનું કહ્યું, પણ મને દીવાસળી જડી નહીં. રમેશ પલંગ ઉપર જઈને બેઠો. અને હું મારી તળાઈ શોધવાને આમતેમ ફાંફાં મારવા લાગ્યો, એટલામાં અચાનક રાત્રિની શાંતિમાં ભયાનક વિઘ્ન નાખતી, મારાં હૃદયના ચૂરેચૂરા કરતી અને અતિશય ભયથી કંપતા મનુષ્યના હૃદયમાંથી નીકળે તેવી રમેશની ચીસ ગાજી ઊઠી:

"ઓ મધુકર! દીવો કર—મીણબત્તી સળગાવ—ગમે તેમ કર—હું અંધારામાં જ મરું છું!" રમેશનો ફાટી ગયેલો ઘાંટો નીકળ્યો.

"શું છે? રમેશ! શું છે? હું હમણાં દીવો કરું છું. શાંત થા—બી નહીં." દીવાસળી શોધવાનો મિથ્યા પ્રયત્ન કરતો હું પણ બેબાકળો બનીને બોલી ઊઠ્યો.

"હાય હાય! આખરે એ પાછો આવ્યો! તું દીવાસળી સળગાવ—ઓરડામાં પ્રકાશ લાવ—એ જ—એ જ! એ મારો પીછો નહીં છોડે—દીવો—મીણ—એ જ!

છેલ્લી ચીસ અને પછી ગાઢ શાંતિ: હું દીવાસળી ન જ શોધી શક્યો, અને રમેશ અંધકારમાં જ મરણ પામ્યો.

થોડી વારે મને દીવાસળી જડી. મેં દીવો લઈને જોયું તો રમેશની સોડમાં જ એક પુરુષનું શબ પડ્યું હતું. તપાસ કરતાં જણાયું તો અમે અંધારામાં બીજા જ રૂમમાં આવ્યા હતા, અને ત્યાં રહેતો પુરુષ હૃદય બંધ થઈ જવાથી પોતાના બિછાનામાં જ મરણ પામ્યો હતો.

પાછળથી ખાનગી રીતે તપાસ કરતાં જણાયું કે, પુના આગળ-

ની ટનલમાં એક પુરુષનું શબ મળી આવ્યું હતું. તે એક પૈસાદાર વેપારીનું હતું. તેણે વેપારમાં ખોટ જવાથી રમેશના ડબામાં જ આર-સેનિક પીને આપઘાત કર્યો હતો. રમેશના વિલ પ્રમાણે મને એનો બધો સામાન પણ મળ્યો. તેમાંથી એક મોટી લોઢાની પેટી ઉઘાડતાં અંદરથી બે શબ જડયાં. તેમાંનું એક સુરેશનું હતું અને બીજું એક ઘરડા ફેરિયાનું હતું!

આનો ખુલાસો શો હશે? પાપનો બદલો ભોગવવાનું રમેશના નસીબમાં હશે, એટલે જ આવી રીતે તેના માર્ગમાં બીજાં ત્રણ જણનાં શબ જણાયાં હશે? શું હશે? મૃત્યુ પામેલા મનુષ્યો બદલો લઈ શકતાં હશે? ભૂતપ્રેતનું અસ્તિત્વ હશે? આ બધા સવાલોનો જવાબ પણ અંધારામાં જ રહ્યો.

*

## ૧૪. ચિકિત્સા

**એક સુપ્રસિદ્ધ એમ. ડી.** ના કન્સલ્ટીંગ રૂમમાં એક પુરુષ આવીને બેઠો અને ડાકટરને સંબોધીને બોલ્યોઃ "ડાકટર, તમે મને બરાબર તપાસો અને પછી કહો કે હું ટયુબરક્યુલોસીસ (ક્ષયરોગ) થી પીડાઉં છું કે નહિ. મારે સત્ય જાણવું છે. ચિકિત્સાનું પરિણામ ખરાબમાં ખરાબ હશે તો પણ આંચકો ખાધા વિના હું સાંભળી શકીશ. તમારે ખુલ્લા દિલથી કહી દેવું એ તમારી ફરજ છે, અને મારી ખરી સ્થિતિ શી છે તે જાણવાનો મારો હક્ક છે, એમ હું માનું છું. તમે એ પ્રમાણે કરવાનું વચન આપો છો?"

ડાકટર સહેજ વિચારમાં પડ્યો, પોતાની ટર્નચેર ઉપર તે સહજ આડો થયો અને પછી બોલ્યોઃ "ઠીક, હું વચન આપું છું. તમે કપડાં કાઢશો?"

દર્દી કપડાં કાઢતો હતો તે વખતે ડાકટરે તેને પ્રશ્ન પૂછવા માંડ્યાઃ

"તમને નબળાઈ લાગે છે?......પહેલાં થતો હતો અને હવે નથી થતો? તમને ઉધરસ ઘણી આવે છે? સવારના ઠસકાં આવે છે? તમારાં માબાપ હજી જીવતાં છે? તે શાથી મરી ગયાં તે તમે જાણો છો?"

પુરુષે છાતી ખુલ્લી કરી અને કહ્યુંઃ "હું તૈયાર છું."

ડાકટરે છાતી ઉપર આંગળાથી અવાજ કરવા માંડ્યા. આ ચિકિત્સા દર્દી બહુ ધ્યાનપૂર્વક જોઈ રહ્યો હતો. તેના હાથ અશક્ત સ્થિતિમાં લટકી રહ્યા હતા. તેનું મોં ઊંચું રહી ગયું હતું. શાંત ઓરડામાં

છાતી ઉપરના ટકોરા કંઈક વિચિત્ર લાગણી ઉત્પન્ન કરાવતા હતા.

ચિકિત્સા લાંબી ચાલી, ઘણી કાળજીપૂર્વક કરાઈ, પણ આખરે પૂરી થઈ. ડાકટરે દર્દીનો ખભો હાથથી થાબડચો અને સહેજ સ્મિતથી કહ્યું: "કપડાં પહેરી લો. તમે જરા જરામાં ઉશ્કેરાઈ જાઓ તેવા છો અને લાગણી પ્રધાન છો. બાકી હું તમને ખાતરી આપું છું કે તમને કંઈજ નથી. જરા પણ રોગ નથી......કેમ? આ સાંભળીને તમને આનંદ થયો હોય એમ જણાતું નથી!"

દર્દી કપડાં પહેરતો હતો તે આ સાંભળીને અટકી ગયો. ખમીસના આગલા ભાગમાંથી તેનું મોં અરધું જણાયું, તેના હાથ ઊંચા રહી ગયા. તેની આંખમાં તિક્ષ્ણ વિકાર હતો અને તે એક પ્રકારનું કટાક્ષમય હાસ્ય હસીને બોલ્યો: "હા હા! હા રે, હું ખુશી જ છું —ઘણો ખુશી છું."

દર્દીએ બાકીનાં કપડાં મૌન ધારણ કરીને પહેરી લીધાં. ડાકટર પોતાના ટેબલ ઉપર પ્રિસ્ક્રીપ્શન લખતો હતો તેને તેણે સંજ્ઞાથી ના પાડી: "જરાય જરૂર નથી..."

અને તેણે ગજવામાંથી દશ રૂપિયાની નોટ કાઢીને ટેબલ ઉપર મૂકી. પછી એક ખુરશી ઉપર બેસી સહેજ કંપતા અવાજે તેણે બોલવા માંડ્યું:

"હવે જરા વાતચીત કરીએ. આશરે અઢાર મહિના પહેલાં, હું જેમ થોડી મિનિટ પહેલાં આવ્યો હતો તે જ પ્રમાણે અહીં આવ્યો હતો. અને મેં તમને તે વખતે પણ સાચું બોલવાનું કહ્યું હતું. તમે મને ઉતાવળમાં તપાસ્યો હતો—નહિ, એ ખરું છે... તમે કહ્યું હતું કે મને ટ્યુબરક્યુલોસીસ લાગુ પડચો હતો અને સ્થિતિ ગંભીર હતી...નહિ નહિ, વાંધો ઉઠાવશો જ નહિ; તમારો બચાવ કરશો જ નહિ. હું જે કહું છું તે સાચું જ કહું છું...અને તેમાં પણ છોકરાં તો ઉત્પન્ન ન જ કરવાં જોઈએ એમ પણ તમે કહ્યું હતું."

ડાક્ટર ધીમેથી બોલ્યોઃ "મને યાદ નથી, પણ મારે એટલાં બધાં દર્દીઓ આવે છે કે, કદાચ એમ બન્યું પણ હોય...પણ તમે આ ઉપરથી શું કહેવા માગો છો તે હું બરાબર સમજી શકતો નથી."

"હું એ જ કહેવા માગું છું કે, જ્યારે મેં કહ્યું કે હું કુંવારો છું તે વખતે હું કુંવારો નહોતો એટલું જ નહિ, પણ મારે ઘેર છોકરાં પણ હતાં. હું બહાર નીકળ્યો અને તમારા ઓરડાનાં બારણાં પાછાં બંધ થયાં. ત્યાર પછી તમે તો મારે વિશે વિચાર પણ નહિ કર્યો હોય. દર વરસે હજારો દુઃખી મનુષ્યો ક્ષયમાં મૃત્યુ પામે છે તેમાંનો હું તો માત્ર એક અંશ જ હતો. પણ મારે તો તમારા શબ્દોથી ભયંકર પરિણામ આવ્યું."

દર્દીએ પોતાના હાથ આંખ ઉપર ફેરવ્યા અને પાછું ચલાવ્યું:

"હું જ્યારે ઘેર ગયો ત્યારે મારી પત્ની અને છોકરાંઓ મારી રાહ જોતાં બેઠાં હતાં. તે વખતે શિયાળો હતો, પણ મારું ઘર તો એશઆરામથી ભર્યું ભર્યું હતું. ખૂણામાં એક મોટી સગડી સળગતી હતી. હુંફ, માધુર્ય અને સુખ—ત્રણે ત્યાં હતાં. તે દિવસ સુધી ઘેર પાછા જવાના વખતને હું ચાહતો હતો, મારાં છોકરાંઓથી વીંટળાઈને બેસવામાં મને સ્વર્ગીય આનંદ આવતો. હું મારી પત્નીના આલિંગનો માટે તલપતો, મારાં બાળકોનાં ચુંબનો માટે તરસ્યો રહેતો; અને જે સમયે હું મારા ધંધાની હેરાનગતી અને બીજી જંજાળો તેમના સંગમાં ભૂલી જવા સ્વતંત્ર બનતો તે સમયને માટે હું આખો દિવસ અધીરો બની રહેતો. પણ તે દિવસે જ્યારે મારી પત્ની મને ચુંબન કરવા આવી ત્યારે હું સહસા પાછો હઠી ગયો, અને છોકરાંઓ જ્યારે મારી કને દોડતાં આવ્યાં ત્યારે મેં તેમને પાછાં કાઢ્યાં. કારણ કે, તમે જે ઝેરી બી મારા હૃદયમાં નાખ્યાં હતાં તે ઊગવા માંડયાં હતાં.

"અમે જમવા બેઠાં. હું મારા હૈયાની ચિંતા સંતાડવાનો યત્ન કરતો હતો, છતાં જે વહાલાંઓનો મારે હવે અલ્પ સમયમાં ત્યાગ કરવો પડશે એ વહાલાંઓનો, મારી સહાય વિનાના મારા ઘરનો, બાપ વિના ઊછરનારાં મારાં બાળકોનો વિચાર કરતાં કરતાં મારું હૃદય ભરાઈ ગયું. હું અત્યંત દિલગીર થઈ ગયો.

"પોતાનું મૃત્યુ પાસે આવ્યું છે એમ જાણતાં છતાં પોતાના વહાલાંઓને છાતી સરસાં ચાંપી શકે એવાં પણ કેટલાંક મનુષ્યો હોય છે. પણ—પણ હું! જેમની પાસે જાઉં તેમને મોતના તણખાથી દઝાડું એવો હું મૃત્યુને મારા હાથમાં લઈને ફરતો હતો. હું જીવતો હતો છતાં જીવંત મનુષ્યોની સંખ્યામાંથી બાતલ હતો; બીજાં મનુષ્યોના સુખમાં ભાગ લેવાનો મારો અધિકાર નહોતો—એ અધિકાર મેં ખોયો હતો...

"સૂવાનો સમય થયો. છોકરાં વળી મારી પાસે આવ્યાં, વળી મેં પાછાં હડસેલ્યાં. મારું મોં–મારું ભયાનક મોં–તેમની પાસે ન જ જવું જોઈએ એ હું જાણતો હતો. તે પછી હું સૂતો. ધીમે ધીમે આખા ઘરમાં તેમ જ શેરીમાં શાંતિ પ્રસરી રહી. મેં દીવો હોલવ્યો. પત્નીના શ્વાસોચ્છ્વાસ સાંભળતો હું તેની પાસે જાગતો પડ્યો હતો.

"ઊંઘ વિનાના કલાકોના કલાકો જતા ગયા. ફેફસાંની નબળી જગ્યાઓ શોધવા મેં મારી છાતી ઉપર હાથ મૂક્યા. તમે કહેલું તે માનવા જેટલું મને દર્દ ન હતું—એટલી અશાંતિ પણ ન હતી. આવો હૃદયનો બળવો સ્વાભાવિક છે. મારી ઇચ્છા એવી જ હતી એટલે મેં એમ માની લીધું કે તમે ભૂલ કરી હશે. મેં મનમાં જ વિચાર કરી નાખ્યો કે તે ખોટું જ છે, તે અશક્ય છે. હું બીજા ડાકટરની સલાહ લઈશ...

"સહસા મને બીજા ખંડમાં ઉધરસ સંભળાઈ. હું ચમક્યો જે ઓરડામાં છોકરાંઓ સૂતાં હતાં તે ઓરડામાંથી ઉધરસ આવી હતી–તે ફરીથી આવી–કેવી ખોખરી, તીણી અને પાછળથી ભરાયેલી ! ભયગ્રસ્ત મેં મારી પત્ની તરફ હાથ લંબાવ્યો. પણ હું તેને જગાડતાં બીધો. હું જરા થોભ્યો. ઉધરસ પાછી શરૂ થઈ. હું ઊઠ્યો અને જ્યાં છોકરાં સૂતાં હતાં ત્યાં ગયો. ઝીણા દીવાના પ્રકાશમાં મેં તેમને તળાઈમાં સૂતેલાં જોયાં. સૌથી મોટા છોકરાનો ચહેરો મને ફેરવાયેલો લાગ્યો. હું તેના હાથને અડક્યો, મને તે ગરમ લાગ્યો. હું તેના તરફ નીચો વળ્યો. તેણે પાછી થોડીક ઉધરસ ખાધી અને અસ્વસ્થ રીતે તકિયા ઉપર માથું ફેરવ્યું. હું ઘણી વાર તેની પાસે બેસી રહ્યો. તેણે ઉધરસ ખાધા જ કરી. હું પાછો સૂવા ગયો, પણ પૂરો સૂતો નહિ હોઈશ એટલામાં ભયાનક વિચારોએ મને ઘેરી લીધો ! 'મારી માફક તેને પણ આ જીવલેણ દર્દ લાગુ પડ્યું છે!' મને એ વિશે કશો જ શક નહોતો; મેં તે સાચું જ માની લીધું."

આટલું કહીને દર્દી જરા ટેબલ તરફ વળ્યો અને ઘૂંટણે હાથ ભેરવીને ફરી પાછો બોલવા લાગ્યો:

"ડાકટર, તે ક્ષણે, તમે શું કર્યું હતું તેનો જરા પણ ખ્યાલ તમને હતો ખરો? બીજે દિવસ અસહ્ય થઈ પડ્યો. આપણું બાળક માંદું છે એમ મારી પત્નીને કહેવાની મારી હિંમત ચાલી નહીં. ડાકટરને બોલાવવા મારું મન કબૂલ થયું નહિ. તે આવીને શું કહેશે એ વિચારથી હું ગભરાતો હતો — હું જાણતો હતો કે તે શું કહેશે. તેથી જ હું નાહિંમત થઈ ગયો હતો. મને મારી જાતને માટે શરમ આવી, અને મારા કાયરપણાએ મને મૂંગો જ રાખ્યો.

"પણ મારું મન મૂંગું રહ્યું નહીં–શાંત રહ્યું નહીં. હવે એમાં માત્ર ચેપ લાગવાનો જ સવાલ રહ્યો ન હતો. મારી સમક્ષ

ભયાનક આકૃતિ ખડી થઈ હતી–વંશપરંપરા એ રોગ ઊતરવાની. જે પ્રમાણે મારા વાળ, મારી આંખો વગેરે તાદૃશ મારાં છોકરાંમાં ઊતર્યાં હતાં તે જ પ્રમાણે મારો રોગ પણ એમનામાં દાખલ થયો હતો! એક વાર ધારીએ કે જન્મથી એ રોગ એમનામાં ન હતો, તો પણ એટલું તો ચોક્કસ જ કે તે પછીના મારી સાથેના નિકટ સહવાસથી એ રોગ એમનામાં દાખલ થયો હોવો જ જોઈએ.

"તમે માત્ર એને કલ્પના જ કહો છો? માફ કરજો ડાક્ટર સાહેબ! તમે એમ કહી શકો છો કે તમે અને તમારા તમામ ડાક્ટરોએ ભાષણો દ્વારા, વર્તમાનપત્રો દ્વારા, કોન્ફરંસો દ્વારા આ વાત અમારા અજ્ઞાન મગજમાં ઠસાવી મૂકી નથી.?...

"જે જે મેં સાંભળેલું–જે જે મેં વાંચેલું તે સર્વ મારા મગજમાં તે વખતે ઉભરાઈ આવ્યું."

"એક પછી એક મારી સ્ત્રી અને નાનાં છોકરાંઓ, છેવટનો અંત આવે ત્યાં સુધી, રિબાતાં પીલાતાં હાડપિંજર જેવાં થતાં જશે અને મારે–મારે તે જોયાં કરવાનું. તેમના ચહેરા દ્વારા, તેમનાં સુકાઈ જતાં શરીર દ્વારા, મારે આ ભયંકર રોગની ગતિ નિહાળ્યા કરવાની, જે થવાનું જ નથી."

દર્દીએ ડાક્ટર તરફ આંગળી તાકીને ધીમે ગંભીર સાદે કહ્યું:

"તે પછી–મને તમે ધ્યાનથી સાંભળશો–આ વિચારથી રિબાતાં મેં એમ માનવા માંડયું કે, અમુક પ્રસંગે અમુક કેસમાં માણસની ફરજ છે કે જે દુ:ખ આવવાનું નિર્મિત જ થયેલું છે તે દુ:ખ તેણે હરકોઈ પ્રકારે અટકાવવું. પોતે જે કર્યું છે તે ઉથાપવાનો, શારીરિક વેદના જિંદગી પર્યંત જેના નસીબમાં હોય તેવાં મનુષ્યોનો અંત લાવવાનો, આવા ક્રૂર–અમાનુષી અંતમાંથી તેઓને બચાવી

લેનાર વિધાતા થવાનો તો મનુષ્યને હક્ક છે, એવી મારી માન્યતા થતી ગઈ.

"આહ, ડાક્ટર! તમે કમકમો છો? તમે એ જ્ઞાનથી ગભરાઓ છો?...હાજી, મેં મારે પોતાને હાથે મારાં છોકરાં અને મારી પત્નીને મારી નાખ્યાં. સાંભળો છો? મેં મારી નાખ્યાં. મેં તેમને ઝેર આપ્યું, અને તે પણ એવા કૌશલ્યથી અને એવી ત્વરાથી કે કોઈને મારા ઉપર શક ગયો નહીં.

"પ્રથમ, મેં પણ એમની પાછળ મારી જિંદગીનો અંત લાવવાનો નિશ્ચય કર્યો હતો, પણ મેં તે વિચારને દૂર કર્યો. હું શિક્ષા કરવા યોગ્ય હતો. અલબત્ત, તેમને મેં મારી નાખ્યાં એને લીધે નહીં, કારણ કે, એ કાર્યને હું યોગ્ય જ માનતો હતો, પણ મેં તેમને આ ભયાનક રોગનો ચેપ લગાડ્યો એને લીધે. જે અસહ્ય વેદનામાંથી મેં તેમને મુક્ત કર્યાં હતાં, જે કારમા દુઃખમાંથી મેં તેમને સ્વતંત્રતા આપી હતી તે વેદના, તે દુઃખ મારે એકલાએ સહેવું, એના સિવાય બીજું મોટું પ્રાયશ્ચિત્ત કયું હોઈ શકે?

"અને એનું પરિણામ શું આવ્યું તે પણ જરા સાંભળી લ્યો: પેલાં મૃત્યુ પામ્યા પછી થોડાં અઠવાડિયાં વીત્યાં એટલે મારા શરીરમાં કૌવત આવવા માંડ્યું. પડખામાં દર્દ હતું તે દૂર થયું, કફમાં લોહી પડતું તે અટકી ગયું અને મારી પાચનશક્તિ સુધરવા લાગી. હું વજનમાં પણ વધતો ગયો. હા, હું જાડો થતો ગયો.

"પહેલાં તો મને લાગ્યું કે કોઈ ભેદી રીતે તે રોગ થોડા કાળ માટે બંધ પડ્યો છે—પણ ભવિષ્યમાં વધુ ઉગ્ર સ્વરૂપે નીકળી આવવા માટે જ. પણ થોડા જ માસ પછી મારે ખરી વસ્તુસ્થિતિ ધ્યાનમાં લેવી પડી: હું સુધરતો જતો હતો-હું સારો થઈ ગયો હતો પણ 'સારો થઈ ગયો,' એ વાક્ય બરાબર છે? હું કોઈ પણ વખત આ રોગથી પીડાતો હતો ખરો?

"આ વિચાર પહેલાં પહેલાં અસ્પષ્ટ હતો, પણ પછીથી સ્પષ્ટ બંધાતો ગયો. એથી સ્થિતિ કેવી થઈ એનો તમને ખ્યાલ આવી શકે છે? જો હું એ રોગથી પીડાતો હોત તો મેં જે કર્યું હતું તે જરૂરનું હતું. પણ, જો હું એ રોગથી કોઈ પણ વખત પીડાતો જ નહીં હોત–તો એટલું જ કે મેં કોઈ પણ બહાના વિના–કોઈ પણ કારણ વિના–સ્નેહાળ પત્નીનું તેમ જ મારાં પોતાનાં નિર્દોષ બાળકોનાં ખૂન કર્યાં હતાં!

"મેં એક વર્ષની મુદત ખાતરી કરવાને માટે નક્કી કરી. મને એવી આશા હતી કે એ રોગ પાછો ઊભળશે. આ દરમિયાન તે રોગ ઊભળે એવા યત્નો પણ કરી જોયા, પણ તદ્દન વ્યર્થ. તે પછી મારી ખાતરી થઈ કે, તમારી ચિકિત્સા ખોટી હતી! આ જ્ઞાનથી મને ગાઢ શોક વ્યાપી રહ્યો. મેં જાણી જોઈને, અને તે પણ મારે પોતાને હાથે જ, મારી જિંદગીનો નાશ કર્યો, મારાં સ્નેહીઓનાં ખૂન કર્યાં અને ઊંડા દુઃખના અને પશ્ચાત્તાપના સમુદ્રમાં મેં મારી જાતને ડુબાવી દીધી. આ બધું શાને કારણે? કેવળ તમારી ભૂલને લીધે! અને આજે તમારી પાસે જ તે ભૂલ કબૂલ કરાવવા હું અહીં આવ્યો છું."

દર્દી ઊભો થયો અને બંને હાથે અદબ વાળી ઊભો રહ્યો.

"તમે એથી વધારે મૂર્ખાઈ ભરેલી રીતે તમારી ભૂલ કબૂલ કરત ખરા? તમે જે વખતે મને કહ્યું કે 'તમને કંઈ જ નથી–જરા પણ નથી,' તે વખતે તમે મારી આંખ જોઈ હતી? ના, તમે જોઈ નથી લાગતી. કારણ કે, જો તમે જોઈ હોત તો તમે અત્યારે ભયથી કાંપતા હોત, હું તમને હવે શું કહેવા માગું છું તે તમે મારી આખમાંથી વાંચી શક્યા હોત."

ડાકટરનું મુખ નિસ્તેજ થઈ ગયું. તે ધ્રૂજતે સાદે બોલ્યો:

"હું કોઈ પણ દિવસ ભૂલ કરતો જ નથી એમ નથી...આજ-

કૂાલ આ ટ્યુબરક્યુલોસીસે એવાં મૂળ ઘાલ્યાં છે કે જેમાં તેમાં એ રોગનાં ચિહ્ન જણાય છે જ. તે અજાણતાં પણ આપણા મનમાં ઘૂસી જાય છે...કોઈક અવાજ માત્ર આકસ્મિક જ થયો હોય કે અલ્પ સમય માટેનો જ હોય તેને પણ વધુ પડતું વજન આપી દેવાય છે. હું કદાચ ખોટો પણ હોઉં...પોતાની ચિકિત્સામાં મોટામાં મોટા ડાકટરોએ પણ ભૂલ કરેલી જ છે...હું તમને ફરીથી તપાસીશ..."

દર્દીએ ભયંકર અટ્ટહાસ્ય કર્યું:

"એમ? તમે મને ફરીથી તપાસશો! હં!...તમે મને કેવા પ્રકારનો મૂર્ખ ધારો છો? તમે ખાંડાની ધાર સામે ધસ્યા જાઓ અને પછી સહેજ કુશળતાથી હઠીને બચી જવા માગો છો? મને કંઈ જ નથી. તમે પોતે જ મને કહ્યું છે. જરા પણ નહીં–કંઈ પણ નહીં–બિલકુલ નહીં! આ વખતે હું તમારો શબ્દ બીજા એક પણ સવાલ વિના કે શંકા વિના માની લઈશ – મારે તેમ કરવાનાં કારણો છે.

"પણ તમે મને ખૂની બનાવ્યો છે; અને તમે મારા સાથી છો; અજાણતાં થયેલા સાથી! હા, હું તે કબૂલ રાખું છું. તમે મગજ રૂપે હતા, હું હાથ રૂપે હતો. અને ન્યાય તો સર્વ સમયે સરખો જ હોય છે એટલે હું–ઘણો જ લાગણી પ્રધાન માણસ–હું ન્યાય આપું છું. બંનેને ગુનેહગાર ઠેરવું છું. બંનેને દેહાંત દંડની શિક્ષા ફરમાવું છું. તમે પહેલા, પછી હું."

અને બે ગોળીબાર થયા. ચાકરો દોડી આવ્યા. તેમણે બે શબ ચત્તાં પડેલાં જોયાં.

પડતાં પડતાં પણ લોહીનાં છગદાં ઊડયાં હતાં. તેના ડાઘથી અપૂર્ણ પ્રિસ્ક્રીપ્શન રંગાયેલું હતું. આ અપૂર્ણ પ્રિસ્ક્રીપ્શનમાં લખાયેલું હતું:

બ્રોમાઈડ ૧૫ ગ્રામ

ડીસ્ટીલ્ડ વૉટર...

## ૧૫. શ્વાનગૃહ

**ઘડિયાળમાં** દસના ટકોરા થયા એટલે મો. દ હાર્તવેલે બિયરનો છેલ્લો ગ્લાસ ખાલી કર્યો, વર્તમાનપત્રની ઘડી વાળી દીધી, આળસ મરડ્યું અને પછી ધીમેથી તે ઊભો થયો. ટાંગેલો દીવો ટેબલના ટેબલ-ક્લોથ ઉપર પડેલ કારતૂસોનાં ખાલી ખોખાંને અજવાળતો હતો. સગડીની પાસે છાયામાં એક સ્ત્રી એક મોટી આરામ ખુરશીમાં પડી હતી.

બહાર પવન બારીઓ સાથે ફુંફાડા મારતો અફળાતો હતો. વરસાદ કાચની સાથે અથડાઈને પ્રચંડ અવાજ કરી રહ્યો હતો. અને થોડે થોડે વખતે જે શ્વાનગૃહમાં સવારથી શિકારી કૂતરાઓ છૂટવાને ફાંફા મારી રહ્યા હતા, તે શ્વાનગૃહમાંથી ભયંકર ગર્જના સંભળાયા કરતી હતી.

તે ગૃહમાં ચાળીસ ભયાનક, કારમા દાંતવાળા કૂતરા પુરાયેલા હતા. શિકારવેળા આ કાળસમા કૂતરાઓ વિકરાળ ભૂંડ ઉપર તૂટી પડતા. રાતની વેળા તેમનું ભયંકર ભસવું આખા ગામમાં સંભળાતું અને તેની સામે પડઘારૂપે ગામનાં બધા કૂતરાં પોતાનો કર્કશ સૂર પૂરતાં.

હાર્તવેલે બારીનો પડદો ઊંચક્યો અને બગીચાના અંધાકારમાં નજર નાખી. વૃક્ષની ભીની ડાળીઓ પોલાદના પાના જેવી ચળકતી હતી, ગ્રીષ્મનાં પાંદડાં તોફાનને ઝપાટે ચઢીને ઘાસની પેઠે આમથી

તેમ ઊડતાં હતાં અને ભીંત સાથે ઝીંકાતાં હતાં. હાર્ટવેલ બબડયોઃ "કેવી ખરાબ હવા!"

ઓરડામાં તે થોડાં પગલાં પોતાની પાટલૂનના ગજવામાં હાથ રાખીને ફર્યો, સગડી આગળ જઈ ને તેણે એક અર્ધબળેલ લાકડાની ગાંઠને પગ વતી સંકોરીને ભાંગી નાખી. લાલ તણખા રાખ ઉપર પડયા અને અગ્નિ ભભૂકી ઊઠયો. તેની જ્વાલા સીધી ઊંચી ગઈ.

મેડમ હાર્ટવેલ ખસી નહિ. તેના વાળને સુવર્ણમય બનાવતી, તેના નિસ્તેજ ગાલ ઉપર ગુલાબી પ્રકાશ નાખતી અગ્નિની જ્વાળા તેના મુખને અજવાળવા લાગી અને પોતાના નૃત્યથી તેના કપાળ ઉપર, તેની આંખના પોપચાં ઉપર અને તેના હોઠ ઉપર કંઈ કંઈ ઓળા પાડવા લાગી.

થોડી વાર સુધી શાંત રહેલ કૂતરાઓનો અવાજ ફરી ગાજી ઊઠયો. તેમનું ભસવું, પવનના ફુંફાડા અને ઝાડની ડાળીઓમાંની વરસાદની તડાઝીક — આ સર્વથી ખંડ કંઈક ઉષ્ણ લાગ્યો અને સ્ત્રીની હાજરીથી તેમાં કંઈક જુદી જ ઊર્મિઓ નાચવા લાગી.

આનાથી હાર્ટવેલ ઉપર આંતરિક અસર થઈ. કૂતરાઓની ઉત્કટ ઇચ્છાથી અને ખંડની ઉષ્માથી પોષણ પામતી લાગણી તેની નસમાં ઉભરાવા લાગી. તે પોતાની પત્નીને ખભે અડકયો.

"દસ વાગી ગયા, સૂવા જાઓ છો?"

પત્નીએ હા પાડી અને કંઈક દિલગિરીથી ઊઠતી હોય તેમ તે પોતાની ખુરસી ઉપરથી ઊઠી. હાર્ટવેલ કંઈક ખચકયો, પોતાના પગ તેણે સગડીની સાથે ટેકાવ્યા અને પછી પત્નીની સામે જોયા વિના ધીમેથી કહ્યુંઃ "હું તમારી સાથે આવું તો તમને ગમશે?"

"ના ...થેંક્યું."

સહેજ ભમર ચઢાવી તે નમ્યોઃ "જેવી ઇચ્છા."

સગડી ઉપરની અભરાઈને ખભાથી અઢેલીને, પગ પહોળા રાખીને ઊભા રહીને તેણે તેને જતાં જોઈ. મોહકતા ભરી ચાલથી, શરીરનાં અવયવોના સૌંદર્યભર્યા ચલનથી તે ગઈ. તેના પોષાકથી ગલીચા ઉપર સુરમ્ય તરંગો પડતા ગયા. ક્રોધના આવેશથી તે પુરુષના સ્નાયુઓ સખ્ત થઈ ગયા.

જે 'શાટો'માં તે પુરુષ અને સ્ત્રી એકલાં જ રહેતાં હતાં તે 'શાટો'માં પોતે પોતાની પત્ની સાથે એકાંતમાં આનંદથી રહેશે — પોતાની ઇચ્છાઓને ઉત્સુકતાથી આધીન થાય અને પોતાની ઊર્મિને સ્મિતથી વધાવી લે એવી પત્ની સાથે દિવસો નિર્ગમન કરવાનું મળશે — એમ ભૂતકાળમાં તે માનતો. જ્યારે પોતે આખા દિવસના શિકાર પછી પાછો ફરે, ઠંડીથી પોતાના હાથ ભૂરા થઈ ગયા હોય, પોતાનું મજબૂત શરીર શ્રમથી થાકી ગયું હોય, પોતે પોતાની સાથે ખેતરો અને જંગલોની સુવાસ લઈ આવ્યો હોય, અશ્વોની, શ્વાનોની અને મરેલાં પ્રાણીઓની ગંધ પોતાનામાંથી ફોરતી હોય, તે સમયે પોતાની પત્ની પોતાને મીઠા શબ્દોથી આવકાર આપશે અને પોતાના ઓષ્ઠ ચુંબન માટે ધરશે એવાં સપનાં તે સેવતો. પછી, પવન, વરસાદ અને બરફમાંની લાંબી મુસાફરી બાદ, તાજગી બક્ષતી હવા શરીરમાં ધમધમી રહી હોય તે સમયે, લાંબી રાત્રિઓમાં, પ્રેમની મદભરી મસ્તી અનુભવાશે અને તેમાં પોતાના જેટલો જ આનંદ પત્નીને મળશે એવો ભ્રમ તેને થતો.

પરંતુ સ્વપ્ન અને સત્ય વચ્ચે કેવો તફાવત !

જ્યારે દ્વાર બંધ થયાં અને પગલાંના અવાજ ગેલેરીમાં ભળી ગયા ત્યારે તે પોતાના ખંડમાં ગયો, એક પુસ્તક લીધું અને તે વાંચવાનો યત્ન કર્યો.

વરસાદ વધુ અવાજથી તૂટી પડ્યો. ચીમનીમાં પવન સુસવાટા કરવા લાગ્યો. બહાર બગીચામાં ડાળીઓ તોફાનથી વૃક્ષથી છૂટી

થઈને તૂટી પડવા લાગી. ભયાનક કૂતરાઓએ પોતાની ગર્જના સતત ચાલુ રાખી. આ ગર્જનાઓ ઝાડના અવાજને ભેદીને, તોફાનના પ્રચંડ સૂસવાટથી પણ વધુ પ્રચંડ જણાવા લાગી. શ્વાનગૃહનું બારણું તેમના જોરથી તૂટુંતૂટું થઈને અવાજ કરવા લાગ્યું.

તેણે બારી ઉઘાડી અને બૂમ પાડી: "સૂઈ જાઓ !"

કેટલીક ક્ષણ તેઓ શાંત રહ્યા. તેણે રાહ જોઈ. વરસાદને પોતાના મુખ સામે પછાડતા પવનથી તેને કંઈક શાંતિ મળી. ભસવાનું પાછું શરૂ થયું. બારીના શટરની સાથે તેણે મૂઠી અફાળીને બૂમ મારી: "શાંત રહો, હરામખોરો !"

તેના કાનમાં સહસા તોફાનના અવાજ વીંઝાયા. કોઈને મારવાની, પોતાના મારથી સામાની ચામડી ચમચમે એ અનુભવવાની દીવાની ઇચ્છા તેને થઈ આવી, ને તે ગર્જ્યો: "ઊભા રહો! હરામખોરો !" તેણે બારી જોરથી અફાળી, હાથમાં ચાબુક લીધી અને બહાર નીકળ્યો.

જ્યાં સુધી તે પોતાની પત્નીના ખંડ આગળ આવ્યો નહિ, ત્યાં સુધી વિશ્રાંતિ લેતા ગૃહનો તેને વિચાર સરખો પણ આવ્યો નહિ. પણ ત્યાં આગળ આવતાં જ, 'રખેને તે જાગશે !' એ વિચારથી તેણે પોતાની ગતિ મંદ કરી દીધી. પરંતુ તેના ખંડમાંથી પ્રકાશના એક કિરણે તેની આંખને અજવાળી અને અંદર ચાલતાં પગલાંના અવાજથી તેના કાન ચમક્યા. તેણે કાન માંડી સાંભળ્યું... અવાજ બંધ થઈ ગયો...પ્રકાશ હોલવાઈ ગયો...થોડી વાર તે થંભી ગયો. પછી શક આવતાં તેણે મૃદુતાથી કહ્યું: "મારી થેરેસે !"

જવાબ મળ્યો નહિ. તેણે કંઈ મોટેથી કહ્યું. અને કુતૂહલવૃત્તિથી જે શકનો વિચાર કરતાં પણ તે ગભરાતો હતો તે શકની ઊર્મિથી તે સ્તબ્ધ થઈ ગયો. અંદરથી અવાજ આવ્યો: "કોણ છે?"

"હું...બારણું ઉઘાડો..."

જુદાં જુદાં અત્તરોની ગરમ હવા અને 'ઇથિર'ની ઝીણી વાસ તેના મુખ ઉપર આવી.

અવાજે પૂછ્યું: "શું છે?"

પ્રત્યુત્તર આપ્યા વિના તે દાખલ થયો. પોતાની પાસે જ, સામે તેણે પોતાની પત્નીને ઊભેલ જોઈ. તેનો શ્વાસ પોતાના વદન-ને સ્પર્શ્યો. તેના પોષાકની લેસ પોતાની છાતીને અડકી, દીવાસળી શોધવા તેણે ગજવાં તપાસ્યાં, પરંતુ તે નહિ જડી એટલે તેણે હુકમ કર્યો: "દીવો સળગાવો."

પત્નીએ આજ્ઞા માન્ય રાખી. દીવાના પ્રકાશમાં પડદા ખેંચા-યેલા જણાયા. જમીન ઉપર શાલ પડેલી દેખાઈ. શ્વેત અને વિશાળ બિછાનું દૃષ્ટિએ પડયું અને એક ખૂણામાં, સગડીની પાસે, નીચી આરામ ખુરશીમાં એક પુરુષ પડ્યો હતો. તેનો કોલર નીકળી ગયો હતો; તેનું માથું એક તરફ ઢળી ગયું હતું; તેના હાથ ઢીલા બાજુએ લબડતા હતા અને તેની આંખો બંધ હતી.

તેણે પત્નીનાં કાંડાં જોરથી પકડ્યાં: "આહ—પાપિણી!... આ કારણને લઈને મારી પાસે આવતી ન હતી!"

પત્ની તેની પાસેથી પાછી ખેંચાઈ નહિ, જરા પણ હઠી નહિ. તેના નિસ્તેજ મુખ ઉપર કોઈ પણ પ્રકારનાં ભયનાં ચિહ્ન જણાયાં નહિ. તેણે માત્ર પોતાનું માથું ઊંચકીને ધીમેથી કહ્યું: "તમે મારા હાથને ઇજા કરો છો."

તેણે હાથ છોડી દીધા અને મુઠ્ઠી ઉગામી પેલા શબવત્ શરીર ઉપર નીચા વળીને કહ્યું: "મારી સ્ત્રીના ઓરડામાં આશક!...અને તે પણ કેવો આશક! એક મિત્ર...લગભગ પુત્ર જેવો...કુલટા!"

સ્ત્રી વચમાં બોલી ઊઠી: "આ મારો આશક નથી..."

પુરુષ ભયંકર અટ્ટહાસ્ય કરી ઊઠ્યો: "આહ! આહ! હું તે માની લઈશ એમ તમે માનો છો?"

પડેલા માણસના કૉલરને પકડીને તેણે તેને ઊંચો કર્યો. પણ જ્યારે તેને તેનો મૃતવત્ ચહેરો જણાયો, દાંત અને પેઢાં બતાવતું અર્ધ ઊઘડેલ મોં દેખાયું, તેના હાથને સ્પર્શતું, વિચિત્ર જાતની કંપારી ઉત્પન્ન કરાવતું શરીર જણાયું, ત્યારે તે સહસા ચમક્યો અને તેના હાથમાંથી શરીર સરી પડ્યું. શરીર તકિયા ઉપર જોરથી પડ્યું અને તેનું કપાળ બેએક વખત ખુરશીની સાથે જોરથી અફળાયું. પુરુષે પોતાનો ક્રોધ પત્ની પ્રત્યે વાળ્યો: "તમારે શું કહેવું છે?...ખુલાસો આપો."

"બહુ સાદો ખુલાસો છે," પત્ની બોલી, "હું સૂવાની તૈયારી કરતી હતી એટલામાં મેં બહાર ઓશરીમાં પગલાં સાંભળ્યાં...લથડિયાં ખાતાં પગલાં અને ધીમો ધ્રૂજતો 'બારણાં ઉઘાડો'...નો અવાજ! મને લાગ્યું કે તમે માંદા થયા છો. મેં બારણું ઉઘાડ્યું, એટલે તે આવ્યો—ઓરડામાં આવીને પડ્યો. તેને હૃદયની બિમારી છે અને આવું થઈ જતું હતું એ હું જાણતી હતી...મેં એને અહીં સુવાડ્યો, હું તમને બોલાવવા આવતી જ હતી એટલામાં તમે બારણું ઠોક્યું. બસ, એટલું જ."

તદ્દન શાંત થઈ જઈને, શરીર ઉપર વાંકા વાળ વાળીને તેણે એકએક શબ્દ ચોખ્ખો ઉચ્ચારીને કહ્યું: "અને તેને અંદર આવતો કોઈએ સાંભળ્યો પણ નહિ એથી તમને અજાયબી લાગતી નથી?"

"કૂતરાઓ ભસતા હતા ને..." પત્નીએ કહ્યું.

"અને અત્યારે—આવે વખતે તે અહીં શા માટે આવે?"

પત્ની ધીમેથી બોલી: "હા, અજબ જેવું તો છે...હું તો એટલું અનુમાન કરી શકું કે તેને એકદમ બિમારી જણાઈ હશે... પોતાના ઘરમાં એકલો રહેતાં બીધો હશે...અહીં મદદને માટે

આવ્યો હશે...પણ જરાક સારો થશે...ભાનમાં આવશે એટલે એ બધુંય સમજાવી શકશે..."

હાર્તવેલ ટટ્ટાર–સીધો ઊભો રહ્યો, તેણે પોતાની પત્નીની આંખ સામે મીટ માંડી અને કહ્યું: "તમારું અનુમાન મારે સ્વીકારી જ લેવું પડશે. અને આજે તે શા માટે આવ્યો તેનું ખરું કારણ જણાશે જ નહિ...આ તો મૃત્યુ પામ્યો છે."

પત્નીએ પોતાના કરગરતા હાથ ધર્યા અને ધ્રૂજતા–કંપતા દાંતે તે અસ્પષ્ટ બોલી: "એમ બનવું શક્ય નથી...જો...એ—"

"હા...એ મૃત્યુ જ પામ્યો છે."

ક્ષણભર તે વિચારમાળામાં ડૂબી ગયો હોય તેમ જણાયું, પણ પછી શાંતિથી બોલ્યો: "જેમ વધારે વિચાર કરું છું તેમ મને એ વધુ સ્વાભાવિક લાગતું જાય છે. તેના પિતા અને કાકા પણ આ પ્રમાણે અચાનક જ મરી ગયેલા...આ બિમારી તેમના કુટુંબમાં ઘણી પેઢીથી ઊતરી આવેલ છે... તીવ્ર ઊર્મિનો આવેશ...ઉગ્ર લાગણીનો ઝટકો... અમર્યાદિત આનંદ...ગમે તેમ કહો, પણ આપણે માણસો આખરે નબળાં જ છીએ."

સગડીની પાસે તેણે આરામ ખુરશી ખસેડી, અને તે તેમાં બેઠો. તાપણાની સામા હાથ ધરીને તાપતો તે બોલ્યો: "પણ આ પ્રસંગ ગમે તેવો સરળ અને સ્વાભાવિક છે, છતાં એક વાત તો ખુલ્લી જ છે: રાતને સમયે એક પુરુષ તમારા સૂવાના ખંડમાં મરણ પામ્યો...કેમ ખરું ને?,'

સ્ત્રીએ પોતાનું મુખ પોતાના હાથથી છુપાવી દીધું અને કશો ઉત્તર દીધો નહિ.

"અને તમારા ખુલાસાથી મને સંતોષ મળે પણ બીજાઓને હું એ ખુલાસાથી સંતોષી ન શકું. ચાકર માણસો એને વિષે જુદો

જ વિચાર બાંધશે અને તે વિષે વાતો પણ કરશે...પરિણામે મારી, તમારી અને મારા કુટુંબની બેઆબરૂ...તે શક્ય નથી...આપણે કંઈક જુદો જ માર્ગ શોધવો જોઈએ...અને મેં તે શોધી પણ કાઢ્યો છે...હું અને તમે, એ બે સિવાય બીજું કોઈ પણ જાણતું નથી અને જાણશે પણ નહિ કે, આ ખંડમાં શું બન્યું હતું...કોઈએ એને આવતાં જોયો નહોતો...આ દીવો લઈ લ્યો અને મારી સાથે આવો."

તેણે શરીરને ઊંચક્યું અને હુકમ કર્યો: "મારી આગળ ચાલો!"

બારણાની બહાર જતાં હતાં તેટલામાં સ્ત્રી જરાક ખંચાઈ: "તમે શું કરવા માગો છો?"

"એમાં તમારે મૂંઝાવાની જરૂર નથી...આગળ ચાલો."

ધીમે ધીમે અને શાંતિથી બન્ને જણા દાદર તરફ વળ્યાં. સ્ત્રીએ દીવો ઊંચો પકડી રાખ્યો હતો અને સામી ભીંત ઉપર તેનો વિચિત્ર ઓળો પડતો હતો. પુરુષ ધીમે ધીમે દાદરનું એકેક પગથિયું ઊતરતો ગયો. જ્યારે તેઓ વાડીના બારણા આગળ આવ્યાં ત્યારે તેણે કહ્યું: "અવાજ ન થાય તેમ બારણાં ઉઘાડો."

પવનના ઝપાટાથી દીવો છળ્યો. વરસાદથી ભીંજાઈને દીવાનો ગોળો તૂટી ગયો અને તેના કાચ ઉમરામાં વેરાઈ ગયા. સ્ત્રીએ હોલવાઈ ગયેલ દીવાને જમીન ઉપર મૂકી દીધો. વાડીના માર્ગની રેતી તેમના પગ નીચે કચરાતી હતી અને વરસાદ તેમના શરીર ઉપર ત્રાટકતો હતો. તેણે પૂછ્યું: "તમે માર્ગ જોઈ શકો છો?... હા!...ત્યારે મારી પાસે આવો અને આ શરીરના પગ પકડો... એ બહુ ભારે છે."

બન્ને મૌન સેવીને આગળ ગયાં. એક નીચા, નાના બારણા આગળ હાર્તવેલે ધીમેથી કહ્યું: "મારા જમણા ગજવામાં એક કૂંચી છે તે કાઢો...હા એ જ...મને આપો...હવે પગ છોડી દો...

અંધકાર પણ કેવો ગાઢ છે!...બારણામાં કૂંચીનું કાણું શોધો, જડયું! ત્યારે અંદર કૂંચી ફેરવો."

અવાજથી ઉશ્કેરાઈને કૂતરાઓએ ભયંકર ત્રાડ પાડવા માંડી. મેડમ હાર્તવેલ ગભરાઈને પાછી હડી.

"તમે બીવો છો! નોનસેન્સ. એક બીજો આંટો ફેરવો... હં, બરાબર. હવે બાજુએ ખસી જાઓ."

પોતાના પગના ધક્કાથી તેણે બારણું ઉઘાડી નાખ્યું. પોતાને છૂટા કરે છે એમ જાણીને કૂતરાઓ એના પગ આગળ ધસી આવ્યા. તેમને લાત મારીને ખસેડીને, સહસા પોતાનું સઘળું જોર વાપરી તેણે શરીરને ઊંચે ધર્યું, ત્યાં ક્ષણેક ટકાવી રાખ્યું અને પછી તે શ્વાનગૃહમાં ફેંકી દઈને બારણું જોરથી બંધ કરી દીધું.

ભયંકર ત્રાડો પાડી કૂતરાઓ પોતાના શિકાર ઉપર કૂદી પડ્યા. ત્રાસદાયક, કમકમાટી ઉપજાવનાર મોતનો ઘરેડો હોય તેવી ચીસ —"કોઈ બચાવો!" ના પોકારથી પેલી ભયંકર ત્રાડોને ભેદતી, ભયાનક, અમાનુષ સારાય વાતાવરણમાં ગર્જી ઊઠી. તેના ઉત્તરમાં વધુ ભયંકર ગર્જનાઓ સંભળાઈ.

મેડમ હાર્તવેલને અવર્ણનીય ભયાનકતાએ ઘેરી લીધી. તેને કંઈક સમજાઈ ગયું. તેણે ફાટેલે ડોળે પોતાના પતિ ઉપર હુમલો કર્યો અને પોતાના નખ તેના શરીરમાં ભોંકી દેતાં તેણે કારમી ચીસ મારી: "નરપિશાચ! ...તે મૃત્યુ નહોતો પામ્યો!..."

હાર્તવેલે પોતાના હાથનો ધક્કો મારીને તેને દૂર ખસેડી નાખી અને તેની સામે ટટાર ઊભો રહી, તેની આંખ મેળવી ઉગ્ર કટાક્ષ-થી ઘૂરક્યો: "એ મરણ પામ્યો હતો એમ તમે ધારતાં હતાં!"

## ૧૬. ભિખારી

**અંધારું ઘોર હતું**, રાતના સાડા દશેકનો સુમાર હતો. એક ખાખોચિયા આગળ, માર્ગની બાજુમાં, એક ભિખારીએ રાત્રીએ વિશ્રાંતિ લેવાને માટે ખૂણાની શોધ કરવા માંડી. તેણે ફાટ્યો તૂટ્યો કોથળો જમીન ઉપર પાથર્યો અને ગાભાના બોચકાને તકિયા તરીકે એક બાજુ ગોઠવ્યું. પાસે ભાંગેલી લાકડી મૂકી અને થાક તેમ જ ભૂખથી અધમૂઓ લઈ ગયેલ ભિખારી જમીન ઉપર આડો પડ્યો પડ્યો કાળાભીંત આકાશમાં અહીં તહીં તારલાઓ ઝબૂકતા હતા તે જોવા લાગ્યો.

માર્ગ ઉજ્જડ હતો. આસપાસ જંગલ હતું. પક્ષીઓ વૃક્ષોમાં નિદ્રાવશ થઈ ગયાં હતાં. દૂર નાનું ગામ એક કાળાં ધાબાં જેવું જણાતું હતું. ગાઢ શાંતિ અને નિર્જનતામાં સૂતા સૂતા વૃદ્ધ ભિખારી-ને ગળે ડૂમો બાઝયો.

પોતાનાં માતાપિતાની તેને ખબર ન હતી. કોઈકે તેના ઉપર દયા કરી તેને ઊછેર્યો હતો. બાલપણમાં જ જગતના વિશાલ પટ ઉપર કામ કરીને પેટ ભરવા માટે તે નીકળી પડ્યો હતો. કિસ્મતે તેના પ્રત્યે બહુ ક્રૂરતા દાખવી હતી. જીવનના દુઃખ માત્રની જ તેને પિછાન હતી. જીર્ણ ઘરોના ઓઠાએ શિયાળાની કકડતી ઠંડીની રાત્રીઓ પસાર કરવાનું કિસ્મતે તેને બક્ષ્યું હતું. ભીખ માંગવામાં લાગતું લાંછન, મોતને ભેટવાની તીવ્ર ઇચ્છા, સૂતી વખતે પાછા જાગ્રત થવાય જ નહીં એવી ઉત્કટ ઇચ્છા, આ ભિખારીના

હૃદયમાં સદાયનો વાસો કરી રહ્યાં હતાં. જે જે મનુષ્યોના સમાગમમાં તે આવ્યો હતો તે તે મનુષ્યો ક્રૂર અને નિર્દય નીવડયાં હતાં અને તેના માર્ગમાં સૌથી મોટી મુશ્કેલી એ હતી કે તેનાથી સૌ કોઈ બીતાં હતાં. બાળકો તેને જોઈને છળીને નાસવા માંડતાં; કૂતરાઓ તેનાં ચીંથરાં જોઈ ભસતાં ભસતાં તેને કરડવા આવતાં.

અને છતાંય તેના હૃદયમાં કોઈના પ્રત્યે દ્વેષભાવ ન હતો. તેનું હૈયું સાદું અને માયાળું હતું, પણ દુઃખોની પરંપરાથી તે કચડાઈ ગયું હતું.

નિદ્રાથી તેની આંખો ઘેરાતી હતી, એવામાં દૂરથી બળદના ઘૂઘરાનો અવાજ તેને કાને પડયો. તેણે અવાજ તરફ નજર ફેરવી એટલે જમીનથી સહેજ ઉપર દીવો લટકતો જણાયો. નીરસ જીવનમાં ઝોલાં ખાતો ભિખારી દીવાને શૂન્ય હૃદયે જોઈ રહ્યો. ધીમે ધીમે તેની નજરે બે બળદ અને ઘાસથી ભરેલું મોટું ગાડું ચઢયાં. ગાડામાં ઘાસ એટલું હતું કે જાણે આખો રસ્તો તેનાથી ઢંકાઈ જતો હતો. બળદોના અછોડા હાથમાં ઝાલી એક માણસ ખુલ્લા દિલથી ગીત લલકારતો લલકારતો ચાલતો હતો.

ગીત તરત અટકી ગયું. રસ્તો ચઢાણનો હતો. બળદોની ખરીના માર્ગના પથ્થરો સાથેના અફળાવાના અવાજ શાંત વાતાવરણમાં ગાજી ઊઠયા. માણસે બળદોને પરોણાથી મારતાં મારતાં ઘાંટો પાડયોઃ ' હડ્‌ડડ્‌ હડયાં.'

ચઢાણ ઘણું હતું, ગાડામાં ઘાસ છલોછલ ભરેલું હતું. બે બળદ એ ખેંચી ન શકયા; બેએક વખત તો તેમાંનો એક બળદ પડું પડું થઈ ગયો. બન્નેએ પોતાનું પૂરેપૂરું જોર વાપર્યું. હમણાં ગરદન ઉપરની ખોળ ઊતરી જશે એવા જોરથી તેમણે ગરદન ખેંચવા માંડી. પણ જાણે છૂટા થઈ જશે એમ એ લથડી પડયા, પણ ગાડું ન જ ચડયું અને ચડૂ ડૂ ડૂ કરતું અટકી ગયું.

જુવાને પોતાનો ખભો એક પૈડાંને દીધો અને હાથ વતે તેને આગળ ચલાવવાનું કર્યું, અને વધુ મોટો ઘાંટો પાડી લથડતા બળદોને આગળ ચલાવવા પ્રયાસ કર્યો.

બળદોએ પુનઃ યત્ન કર્યો, પણ ગાડું ચાલ્યું નહિ.

બન્ને બળદો પોતાના પગ પહોળા કરી ભારે બોજાથી ભરેલા ગાડાને સરી જતું અટકાવવા પ્રચંડ પ્રયાસ કરી રહ્યા. તેમનાં નસકોરાં ધમણ પેઠે ફુંફાડા મારી રહ્યાં. જુવાને પોતે ગાડાને ખભો ટેકાવ્યો તેવામાં એણે રસ્તાની બાજુએ બેઠેલા ભિખારીને જોયો અને સાદ માર્યો: "અલ્યા એઈઈ! અરે ભાઈઈ! જરા આવે છે, આ હરામખોરો આગળ ચાલતા નથી તે જરા મદદ કરવા?"

ભિખારી ઊભો થઈને ત્યાં ગયો અને ક્ષીણ બળથી જેટલું થાય તેટલું કરીને તે પણ ઘાંટા પાડીને બળદને ઉત્તેજિત કરવા લાગ્યો.

પણ સર્વ નકામું હતું.

ભિખારી થાકી ગયો અને બળદની તેને દયા આવી એટલે તે બોલ્યો: "જરા બચારાઓને થાક ખાવા દે, બહુ બોજ છે."

"અરે નારે ના, કમબખ્ત હાડકાના હરામ છે. જો અત્યારે હું એમને ઊભા રહેવા દઉં તો પછી કોઈ દી પણ એ આ ચઢાણ ચઢે જ નહિ. એક પથ્થર લાવ અને હું આંચકો મારું એટલે એક પૈડા નીચે ગોઠવી દે. જરા આડું ગાડું કરશું એટલે ચાલશે."

ભિખારી એક મોટો પથ્થર લઈ આવ્યો.

"જો, હું પૈડા આગળ રહું છું," જુવાન બોલ્યો, "તું અછોડા પરોણો લઈને આગળ જા અને બન્નેને ખૂબ ધમાર, તે વિના એ ચાલવાના નથી."

ભિખારીએ તે પ્રમાણે કર્યું. પરોણાના ત્રાસથી બળદોએ છેવટનો ઉછાળો માર્યો, જુવાને પાછળથી આંચકો માર્યો, ગાડું

અચાનક ખસ્યું, જુવાનનો પગ પથ્થરોથી લપસી ગયો અને તે પૈડાં નીચે ગબડી પડ્યો. બળદોએ પણ આંચકાથી સમતોલપણું ખોયું અને તે પણ જમીન ઉપર ફસડાઈ પડ્યા. પ્રચંડ જોરથી જુવાને પોતાની તરફ સરકતા પૈડાને પોતાના શરીરથી બે એક ઇંચ દૂર અટકાવી રાખ્યું, પણ આ પ્રયાસમાં તેના ડોળા ફાટી ગયા, તેને શ્વાસ ભરાઈ આવ્યો, અને દાંત પીસીને તે બોલ્યો: "બળદોને ઉડાડ, નહિ તો ગાડું મારા ડિલ ઉપર આવે છે, હું ભીંસડાઈ જવાનો."

ભિખારીએ બળદોને ઝપેટવા માંડ્યા, પણ તેમનું જોર ટકી શકે એમ નહોતું. બેમાંથી એક બળદે ઊઠવાનું કર્યું, પણ એનાથીય ટકાયું નહિ અને ગળામાંથી વેદનાભર્યો સાદ મારી તે પણ પાછો ફસડાઈ પડ્યો. તેની લાતથી ફાનસ તૂટી ગયું. ગાઢ અંધકારમાં બે બળદોના ફુંફાડા સિવાય બીજું કંઈ સંભળાતું ન હતું.

ફરીથી ભિખારીએ બળદોને ઉડાડવા પ્રયાસ કર્યો પણ નિષ્ફળ! આથી તે પાછળ દોડ્યો અને જુવાનને ખેંચવાનો યત્ન કર્યો, પણ જુવાનથી, તે ખસવા માગે તો પણ, ખસી શકાય તેમ ન હતું; પૈડાંની નીચે તે બરાબર ભરાયો હતો. માત્ર પ્રચંડ બળથી તે સરતા અને પોતાની છાતી ઉપર જ આવતા પૈડાને બેએક ઈંચ દૂર રાખી શક્યો હતો. એ બળમાંથી સહેજ પણ કમી કરતાં ગાડાનાં પૈડાં નીચે કચરાઈ જવા સિવાય અન્ય માર્ગ ન હતો. જુવાન આ વસ્તુસ્થિતિ એટલી સારી સમજી શક્યો કે, ભિખારી તેને મદદ કરવા નીચો વળ્યો કે તરત જ તેણે કહ્યું: "જોજે, અહીં અડકતો નહિ. મારો હાથ સહેજ પણ ખસ્યો તો એકને બદલે બંને સાથે કચડાઈ મરવાના છીએ. એના કરતાં આ ચઢાણ ઉપર થઈને દોડ, જમણી ગમ જે પહેલું મોટું ઘર આવે તે મારું છે, ત્યાં બારણાં ઠોકજે અને જેટલાં માણસ આવી શકે એટલાં માણસને લઈને પાછો દોડતો આવજે! આ પ્રમાણે હું દશેક મિનિટ તો રાખી શકીશ. જો

જા, ભલા ભગવાનને ખાતર...........દોડ!"

ભિખારી ચઢાણ ઉપર ઝડપથી દોડચો. નાકની દાંડી સામે જ ગામ હતું ત્યાં એ પહોંચ્યો. ગામ તો આખું નિદ્રાથી ઘેરાઈ ગયેલું હતું. બધાં ઘરનાં બારીબારણાં બંધ હતાં. શેરીનાં કૂતરાં ભસતાં ભસતાં ભિખારીની આસપાસ દોડતાં હતાં, પણ તેમને એણે ગણકાર્યાં નહિ. તેના કાને કશું સંભળાતું નહોતું. તેની આંખો કશું જોતી નહોતી. તેના હૃદય આગળ માત્ર એક જ ચિત્ર તર્યા કરતું હતું: ગાડાનો અસહ્ય બોજો, નીચે પડેલો જુવાન અને તેના હાથે અટકાવેલું પૈડું! જુવાન અને મોતની વચ્ચે માત્ર બે ઈંચનું અંતર!

આખરે તે અટકચો. નિશાનીવાળું ઘર–આસપાસના ઘરોથી મોટું ઘર–આવી લાગ્યું. આગળ નાનો વાડો હતો. બારીમાંથી દીવાનો પ્રકાશ આવતો હતો. આ જ ઘર હોવું જોઈએ, એમ ધારીને ભિખારીએ બારણાં જોરથી ખખડાવ્યાં.

અંદથી અવાજ આવ્યો: "કોણ દીકરો દોલુ કે?"

અશક્ત શરીરે આટલો દોડતો આવ્યો એટલે ભિખારીનો દમ ભરાઈ ગયો હતો અને એનાથી ઉત્તર અપાય તેમ ન હતું. તેણે માત્ર બારણાં જ ખખડાવ્યા કર્યાં. ખાટલા ઉપરથી કોઈ ઊઠતું હોય તેવું તેને સંભળાયું. માણસનો પગરવ થયો. બારીમાંથી એક ઊંચા આદમીનું માથું જણાયું "કોણ દીકરો દોલુ?"

ભિખારીનો દમ કંઈક ઓછો થયો એટલે તેણે જવાબ વાળ્યો "ના......પણ હું એમ કહેવા......"

પણ તેને પેલા આદમીએ વાક્ય પૂરું કરવા દીધું નહિ: "હરામખોર, નીકળ અહીંથી. આટલી રાતે હેરાન કરવા આવ્યો છે તે!"

બારી ધડાક દઈને બંધ થઈ અને તે આદમીનો અવાજ પાછો

ઘૂરકયો: "કમબખ્ત કોઈ ભિખારી—આવા મવાલીઓ કયાંથી હાલી નીકળ્યા છે?"

અવાજ અને તે પછીની ક્રિયાની ક્રૂરતાથી દિંગમૂઢ થઈ ને ભિખારી આભો જ બની ગયો. તેને વિચાર આવ્યો: "એના મનમાં શું આવ્યું છે! હું શું માગું છું! મેં એમને શું નુકસાન પહોંચાડયું......હા મેં એમની ઊંઘ બગાડી એમ હું ધારું છું......માત્ર જો તેઓ ખરું જાણતા હોત તો!"

ભિખારીએ બીતાં બીતાં ફરીથી બારણાં ઠોકયાં.

અંદરથી ક્રોધભર્યો ક્રૂર અવાજ નીકળ્યો: "મૂંગા મરવું છે? ......પણ કંઈ નહીં, જરા ઊભો રહે. હું આવું છું, પછી જોઈ લે."

ભિખારીએ હિંમત કરી અને કહ્યું: "બારણાં ઉઘાડો...મારું ...પૂરું......"

બારણાં ભડાક દઈને ઉઘડયાં. ભિખારી ઝડપથી ખસ્યો ન હોત તો બારણું એના ડિલ સાથે જ અફળાત. અંદરથી આદમી મોટી ડાંગ લઈને બહાર આવ્યો: "ચીંથરેહાલ મવાલી! હું કહું છું તે તું સાંભળે છે? અરધી મિનિટમાં તું નહિ ચાલ્યો જાય તો આ ડાંગથી તારું માથું ફૂટી ગયું સમજજે!"

અંદરથી ખાટલા ઉપરથી એક બૈરીનો દયાહીન, કર્કશ અવાજ સંભળાયો: "અરે ફોડી નાંખો ને! તે વગર એમના જેવા ભામટા સખણા નહિ થાય! મરશે તો એક પાપ ઓછું થશે!"

ડાંગથી ગભરાઈ ને ભિખારી અંધારામાં હઠી ગયો. બીકનો માર્યો તે ધ્રૂજી ઊઠયો અને પળવાર માર્ગમાં પેલો જુવાન કદાચ મરતો હશે તેને પણ ભૂલી ગયો. જીવનમાં પહેલી વાર તેના હૈયામાં ક્રોધની જ્વાલા ભભૂકી ઊઠી. અગાઉ કોઈ પણ વાર તેને આટલો કોઈએ તિરસ્કાર્યો ન હતો, કોઈએ આટલો બેઇજ્જત કર્યો નહોતો.

"ધારો કે હું ભૂખે મરતો હોઉં, મેં રાતભર આરામ લેવાની ઇચ્છાથી આ જગ્યાએ પગ મૂકયો હોય, તો પણ શું થઈ ગયું? ઢોરોની પાસે ઘાસમાં સૂઈ રહેવાનો પણ મને હક્ક નહિ? કૂતરાઓને નાખવા જેવા રોટલામાં એક બટકા જેટલો પણ મારો ભાગ નહિ? ખરે, આ ચીંથરામાં ફરતું પ્રાણી માણસમાં પણ નહિ, કારણ કે, મને મારી નાખવામાં પેલા કંઈ મોટી વાત માનતાં નથી!" આવા વિચાર-તરંગોમાં ભિખારીના હૃદયમાં ભયંકર ક્રોધ ભભૂકી ઊઠયો.

છતાં એને વિચાર થયો કે, આ લાકડીથી ફરી બારણું ઠોકી જોઉં, પણ તરત જ તેનું મન ડગ્યું. જો બારણું ઠોકીશ તો હવે જરૂર મને ડાંગથી મારી નાંખશે. જો બૂમાબૂમ કરીશ તો ગામના લોકો મને પૂરો સાંભળ્યા પહેલાં છૂંદી નાંખશે. કોઈ બીજે ઘેર જઈને મદદ માગું તો પણ મારા તો આ જ હાલ થવાના! હાય, ભગવાન!"

થોડીક ક્ષણ "શું કરું, શું કરું" થયું, પણ પછી પાછો જ્યાં પેલો જુવાન મોત સાથે ખેલ ખેલી રહ્યો હતો ત્યાં જવા દોડયો અને થોડી પળના પોતાના સાથીને એકલે હાથે બને તો બચાવવાનો નિશ્ચય કર્યો. વિહ્વળ ચિત્તે તે દોડયો—આટલી બધી વાર થઈ તેથી પરિણામ શું આવ્યું હશે એ બીકથી બાવરો બનીને એ દોડયો. દોડતાં દોડતાં તેને હૈયામાં થતું હતું: "હાય હાય, બહુ વાર લાગી. હું ત્યાં શું જોઈશ?"

આ બીકથી તે જુવાનની ગતિથી દોડયો અને થોડી જ વારમાં ગાડા આગળ જઈ પહોંચ્યો. ત્યાં જતાં જ તેણે બૂમ મારી: "ભાઈલા! એઈ જુવાન!"

જવાબ ન મળ્યો. ફરી તેણે ઘાંટો પાડ્યો: "એ ભાઈઈ!"

અંધકાર ભયંકર હતો. બળદો પણ તેને જણાયા નહિ. પણ તેમના હાંફવાના અવાજ ઉપરથી આખરે તેણે શોધી કાઢયા. બળદો

પણ ગળે ટૂંપો આવી ગયાથી મોતનાં તરફડિયાં મારતા હતા. ગાડું પોતાની જગ્યાએથી વાંકું વળીને થોડું ખસ્યું જણાતું હતું.

"ભાઈ! બાપલા! જવાન!" ધીમે સાદે ભિખારી બોલ્યો.

તે નીચો વળ્યો. વાદળામાંથી ચંદ્રનો પ્રકાશ પડ્યો. જુવાન ચતો પાટ પડ્યો હતો. તેની છાતીમાં પૈડું ખૂંચી ગયું હતું. તેના ડોળા ફાટી ગયા હતા. તેના મોંમાંથી લોહી ધીમે ધીમે બહાર નીકળ્યા કરતું હતું. બિચારા જુવાનને હવે પોતે કંઈ મદદ કરી શકે તેમ ન હતું, એટલે જુવાનનાં નિર્દય માબાપ ઉપરનો તેનો ગુસ્સો એકદમ વધી ગયો. વેરની–ભયંકર બદલાની–ઇચ્છાએ તેને ઘેરી લીધો. તે પાછો દોડ્યો અને પેલે ઘેર પહોંચ્યો. આ વખતે બારણું ઠોકતી વખતે તેના હૃદયમાં ડાંગની બીક ન હતી; માત્ર દીવાના મનુષ્યના જેવો આનંદ ઊભરાતો હતો.

તરત ઘાંટો નીકળ્યો "કોણ દોલુ કે?"

ભિખારીએ જવાબ આપ્યો નહિ. બારી ઊઘડી અને જુવાનના બાપનું ડોકું બહાર નીકળ્યું. પાછો સવાલ પુછાયો, તેના જવાબમાં ભિખારીએ ઉત્તર વાળ્યોઃ "હું દોલુ નથી, પણ તમારો દીકરો રસ્તા ઉપર મરી જાય છે એમ કહેવા આવનાર પેલો હરામખોર ભામટો છું."

બાપની સાથે માનો ફાટી ગયેલો અવાજ ભળ્યોઃ "હેં હાય રે હાય, તું શું કહે છે? અંદર આવ જલદી, શું કહે છે? સાચું છે?"

પણ ભિખારી પોતાની તૂટેલી લાકડી ખભા ઉપર નાંખીને જતો જતો બોલ્યોઃ "ના રે ના, મારે હવે બીજું કામ છે...... તમારે પણ હવે દોડાદોડ કરવાની જરૂર નથી, ઘણું મોડું થઈ ગયું. હું જ્યારે પહેલો આવ્યો ત્યારે તમારે દોડાદોડ કરવી જોઈતી હતી. તે વખતે કામે લાગત. હવે બધું નકામું છે. ઘાસના ભરેલા ગાડાનું

પેટું તેની છાતીમાં ખૂંચી ગયું છે."

"હાય રે, મારા દીકરા રે! દોડો, કોઈને બોલાવો, ઓ મારા દોલુ રે," માનો સાદ રડતાં રડતાં તૂટી ગયો.

બાપે છલંગ મારીને બારણું ઉઘાડયું. તેણે ઘોઘરે સાદે બૂમ મારી: "ક્યાં છે મારો દોલુ? સાંભળ ભાઈ, જરા ઊભો તો રહે. અરે, ભગવાનને ખાતર જરા સમાચાર તો આપ...હાય રે હાય, ક્યાં શોધશું હવે?"

પણ ભિખારી તો ખાંધે ફાટેલી ગુણપાટ અને તૂટેલી લાકડી સાથે અંધકારમાં ભળી ગયો હતો.

જવાબમાં માત્ર એક કૂકડો આ બધી હોહાથી જાગી ઊઠેલો હતો તેણે ખાતરના ઢગલા ઉપર ચઢીને પુકાર કર્યો. એક જંગલી કૂતરો ચંદ્રને જોઈને રડી ઊઠયો. વાદળું પાછું આવ્યું. ચંદ્ર ઢંકાઈ ગયો. ગાઢ અંધકાર ચોતરફ પ્રસરી રહ્યો.

## ૧૭. છેલ્લી છબી

**રાતના** નવેક વાગ્યા હતા. આકાશ કાળું ભીંત જેવું હતું, છતાં વરસાદ પડતો ન હતો. અંધકારમાં સ્વચ્છંદે નાચતો પવન ફુંફાડા મારતો વાતાવરણમાં કંઈક અવર્ણનીય ભીતિ ઉત્પન્ન કરતો હતો. નાના ખંડમાં એકમાત્ર દીવો ત્યાં પડેલ વસ્તુઓને ઝાંખી અજવાળતો હતો.

ટેબલ પાસે આરામખુરશીને મળતી એક ખુરશી ઉપર મારો યુવાન મિત્ર બેઠો હતો અને બોલતો હતો. વચમાં વચમાં જાણે કેમ ભૂતકાળની અમુક ઘટિકાઓને તેના પડમાંથી ચીરીને સ્મરણપટ ઉપર લાવતો હોય તેમ બબડતો: " હા...હા, એમ જ...બરાબર."

ટેબલ ઉપર દીવા ઉપરાંત થોડાં પુસ્તકો, લખવાનાં સાધનો, સિગરેટની પેટી અને દીવાસળી અસ્તવ્યસ્ત દશામાં પડયાં હતાં. દીવાનો પ્રકાશ માત્ર તેના દુ:ખથી હતાશ થઈ ગયેલા મુખ ઉપર અને તેના પાતળા શ્વેત હાથ ઉપર પડતો હતો. બાકીનાં અવયવો અંધકારમાં મળી ગયાં હતાં.

બહાર પવન ફુંફાડા મારતો હતો. ઓરડામાં એક ખૂણામાં એક નાની બિલાડી થોડી થોડી વારે ધીમું ધીમું 'મિંઆઉં' કરતી હતી. આ સિવાય સર્વત્ર ગાઢ અને દુઃખદાયક શાંતિ પ્રસરી રહી હતી. યુવાન જાણે નિદ્રામાં પડ્યો પડ્યો બોલતો હોય તેમ ધેરા સાદે બોલ્યે જતો હતો:

"હા...ખરેખર...મોટું દુઃખ, મારા જીવનમાં મોટામાં મોટું દુઃખ જ, મારી દોલતની પાઈએ પાઈ ગઈ હોત, તબિયત ખરાબ થઈ હોત – ગમે તે થયું હોત તો હું સહેલાઈથી સહન કરત, પણ આ !...નહિ, નહિ. આ દુઃખ મારાથી સહન થતું નથી. જે સ્ત્રીને તમે પ્રાણથી પણ અધિક ચાહતા હો અને જેની સાથે દસ દસ વર્ષ એક ક્ષણના વિયોગ વિના તમારું જીવન ગાળ્યું હોય, તે સ્ત્રીને તમારે મૃત્યુ પામતી જોવી પડે અને પછી એકલા...તદ્દન એકલા... ...ભયંકર એકાંત ! નહિ, નહિ, મારાથી એ સહેવાતું નથી. એ ભયાનક પ્રસંગને આજે છ માસ થઈ ગયા. તેમાંની એક એક ઘડી એક એક યુગ જેવી લાગી. આહ ! અને પહેલાં આખો દિવસ પણ કેટલો ટૂંકો લાગતો ! એ જો જરા માંદી પણ રહી હોત ને, મૃત્યુની કંઈક આગાહિ પણ મને મળી હોત ને !...કહેવું નિર્દય લાગે છે, પણ જ્યારે તમે આગળથી જાણતા હો ત્યારે તમારું હૈયું તે સહન કરવા તૈયાર થઈ શકે છે, ખરું ને ?...ધીમે ધીમે તમારું અંતઃકરણ એ ક્રૂર ઘા સહન કરવાને પોતાનું દૃષ્ટિબિંદુ, બદલી શકે છે...તમે એ વિચારથી પરિચિત થતા જાઓ છો...પણ આ તો..."

"પણ–પણ હું એમ જાણતો હતો કે ઘણા દિવસથી માંદાં હતાં," હું બોલ્યો.

તેણે માથું ધુણાવી કહ્યું: "ના રે ના...જરાય નહિ. એકદમ ઓચિંતું જ બધું બની ગયું. અને શું થયું તેની દાક્તરોને ખબર પણ પડી નહિ...મંદવાડ આવ્યો અને બે દિવસમાં ખલાસ ! એ પછી અત્યાર સુધી હું કેવી રીતે અને શા માટે જીવન ધારણ કરી રહ્યો છું તેની મને ખબર નથી. આખો દિવસ હું આ ઘરમાં ભટકયા કરું છું. મનમાં એમ રહ્યા કરે છે કે કદાચ તેનું કંઈ સંભારણું મને મળશે, કદાચ કોઈ પડદા પાછળથી એ અચાનક નીકળી આવશે,

ખાલી ઓરડામાંથી એના શ્વાસની મીઠી ગંધ મને મળશે...પણ–પણ સઘળું વ્યર્થ !"

ટેબલ તરફ વાંકા વળીને તેણે હાથ લંબાવ્યો, અને ફરી બોલવાનું ચાલુ કર્યું:

" જુઓ, આ રૂમાલ મને કાલે જ મારા એક કોટના ગજવામાંથી મળી આવ્યો...એક દિવસ હું અને એ નાટક જોવા ગયાં હતાં ત્યાં મેં મશ્કરીમાં, છાનામાના તેના ગજવામાંથી કાઢી લઈને મારા ગજવામાં મૂકી દીધો હતો. રૂમાલમાં હજી એના પ્રિય અત્તરની સુગંધ છે. તેના દિવ્ય મુખની ઉષ્ણતા હજી તેનામાંથી ફોરે છે એમ માનવાનો હું યત્ન કરું છું, પણ શા કામનું ?...એમાંનું કશું રહ્યું નથી... રહ્યું છે માત્ર દુઃખ...જો કે કાંઈક બીજું પણ છે ખરું...પણ...એ તો...

" દુઃખનો જખમ લાગે તે વખતે, તેની પહેલી ક્ષણોમાં આપણને કંઈ કંઈ વિચિત્ર વિચારો આવે છે—આપણે કંઈ કંઈ કરી નાખીએ છીએ...તમે માનશો ? મેં તે મૃત્યુ પામી પછી તેની છબી લીધી છે. દુઃખથી આટલો કચરાઈ ગયો હતો છતાં મેં તે છબી લેતી વખતે, લેવી જોઈએ તેના કરતાં પણ ઘણી વધારે સંભાળ લીધી હતી. કાચ ઉપર એ છે અને એને, તે એ છેલ્લે દિવસે હતી એ સ્વરૂપમાં જોઈ શકાશે એ વિચારથી મને ઘણો સંતોષ થાય છે."

" એ છબી ક્યાં છે ?" મેં પૂછ્યું.

મારા તરફ વળીને તેણે ધીમા અવાજે કહ્યું:

" એ મારી પાસે નથી...છે તો ખરી, પણ...મારી પાસે એ પ્લેટ તો છે, પણ હજી મેં એ ધોઈ નથી. હજી એ કેમેરામાં જ પડી રહી છે. એને સ્પર્શવાની પણ મારામાં હિંમત નથી...છતાં એને નીરખવાની મારા હૈયામાં કેવી તીવ્ર ઇચ્છા થયા કરે છે!"

મારા હાથ ઉપર એણે પોતાનો હાથ મૂક્યો અને કહ્યું:

"સાંભળો...૭ ૭ મહિને આજે જ – અત્યારે જ હું એના મૃત્યુ વિશે–એને વિશે કોઈ પણ મનુષ્ય સાથે વાત કરી શક્યો, અને– અને એને લઈને મને કંઈક ઠીક લાગ્યું. એથી મારા શરીરમાં શક્તિ આવી હોય એમ મને જણાયું. મારી સાથે તમે મારા 'ડાર્ક રૂમ'માં આવશો ? એ પ્લેટને ધોવામાં મદદ કરશો ?"

જાણે એક બાળકને અમુક વસ્તુ જોઈતી હોય અને તેની કદાચ વડીલ ના પાડશે એવા ભયથી એ તેની સામું જોતું હોય તેવી આતુરતાથી મારી સામે જોઈ રહ્યો.

"એમાં શું ? હું જરૂર આવીશ," મેં કહ્યું.

તે જલદીથી ઊઠ્યો અને બોલ્યો: "હા...તમે સાથે હશો તો વસ્તુસ્થિતિ જુદી જ થશે. તમે હશો તો હું શાંત રહી શકીશ...અને એથી મને ઠીક પણ લાગશે...હું વધુ સુખ માણી શકીશ. તમે ચાલો."

અમે 'ડાર્ક રૂમ'માં ગયા. તે નાનો ઓરડો હતો અને ત્યાં અભરાઈઓ ઉપર અનેક શીશીઓ ગોઠવી દીધી હતી. ભીંતની પાસે ટેબલ હતું. તેના ઉપર રકાબીઓ, કાચની પ્યાલીઓ અને ચોપડીઓ હતાં.

એક નાની મીણબત્તીના પ્રકાશમાં તેણે શીશીઓનાં નામ વાંચીને એકાદ બે શીશીઓ કાઢી અને એકાદ બે રકાબી લૂછીને સાફ કરી. પછી નાનો લાલ દીવો તેણે સળગાવ્યો અને મીણબત્તી હોલવી નાંખી અને મને કહ્યું: "બારણું વાસી દો."

લોહીના રંગ જેવા પ્રકાશથી અજવાળાતા અંધકારમાં કંઈક અદ્‌ભુતતા લાગતી હતી. અણધારેલાં પ્રકાશનાં કિરણો શીશીઓની બાજુને અજવાળતાં, તેના નિસ્તેજ કરચલીવાળા ગાલ ઉપર રમતાં હતાં.

"બારણું બરાબર બંધ છે ને ?" તે બોલ્યો, "તો હું શરૂ કરું છું."

તેણે એક કાળી 'સ્લાઈડ' ઉઘાડી અને તેમાંથી પ્લેટ કાઢી. પોતાના અંગૂઠા અને આંગળીઓથી પેલી પ્લેટની કોરને સંભાળથી પકડીને, જે અદૃશ્ય ચિત્ર અલ્પ સમયમાં નજરે પડવાનું છે તેને ધ્યાનથી જોતો હોય તેમ તેણે જોયા કર્યું.

"તે આમાં છે," તે બબડ્યો, "કેવું અદ્‌ભુત!"

ઘણી કાળજીથી તેણે પેલી રકાબીમાં પ્લેટને સરકવા દીધી અને પછી રકાબીને હલાવવા માંડી.

હું અત્યારે કહી શકતો નથી, પણ કોણ જાણે શાથી પેલી રકાબીના લાકડાં સાથેના નિયમિત ઠેકાના અવાજ મને બહુ જ દિલગીરી ભર્યા લાગ્યા; રકાબીના પાણીનું ચલન જાણે કોઈ ગેબી ડૂસકું હોય તેમ જણાયું; અને દુધિયા રંગનો કાચ પોતાનો રંગ ધીમે ધીમે બદલતો જતો હતો તેના તરફ ઢળેલી મારી આંખ હું ખસેડી જ શક્યો નહિ.

મેં મારા મિત્ર સામું જોયું. તે જ્યારે અસ્પષ્ટ શબ્દો અને વાક્યો બોલતો હતો ત્યારે તેના ઓષ્ઠ ધ્રૂજતા હતા. તેણે પ્લેટને બહાર કાઢી અને પોતાની આંખ સામે ધરી રાખી અને હું તે જોવા તેના ખભા ઉપર વળ્યો ત્યારે તે બોલ્યો:

"દેખાતું જાય છે... ધીમેથી ચિત્ર સ્પષ્ટ થતું જાય છે... મારું 'સોલ્યુશન' જરા નબળું છે... પણ તેમાં કંઈ નહિ. જુઓ... જરા થોભો, આવશે."

તેણે પ્લેટને પાણીમાં પાછી સરકાવી દીધી. પ્લેટ પાણીમાં જાણે સરકી જતી હોય તેમ અવાજ કરીને બેસી ગઈ.

ઝાંખો કાળો રંગ આખા કાચ ઉપર પ્રસરી રહ્યો. તેણે જોવા માથું નીચું નમાવ્યું. તે બોલી ઊઠ્યો:

"પેલો કાળો લંબચોરસ પદાર્થ બિછાનું છે... તેની ઉપર પેલો

ચોરસ પદાર્થ છે તે તકિયો અને વચમાં પેલું નાનું ગોળ—એ ફૂલ મેં એના હાથમાં આપ્યું હતું તે છે. મારી ગરીબડી વહાલી...પ્રિયતમા !"

લાગણીથી તેનો અવાજ ઘોઘરો થઈ ગયો હતો, ઊર્મિથી તેની છાતી ઊંચી નીચી થતી હતી અને તેની આંખમાંથી અશ્રુ ટપકચે જતાં હતાં. તે બોલ્યો:

"ધીમે ધીમે બીજું બધું જણાતું જાય છે. આસપાસ ધૂપસળી અને ફૂલો મૂકયાં હતાં તે પણ જણાય છે...તેના વાળ... આહ ! કેટલા સુંદર ! અરે, પ્રભુ ! આ બધું પાછું જોતાં મને કેવા જખમ લાગે છે ! છતાં એનાથી મને સુખ પણ મળે છે — ઘણું સુખ મળે છે...હું તેને ફરી જોઈ રહ્યો છું...મારી માશૂક !"

લાગણીથી એ પાછો ઘેરાઈ જતો હતો તે જોઈને તેને કંઈક શાંત પાડવાને હું બોલ્યો:

"પ્લેટ તૈયાર થઈ ગઈ છે એમ તમને નથી લાગતું ?"

તેણે પ્લેટ લઈને દીવા પાસે ધારીને જોઈ અને પાછી 'સોલ્યુશન'માં મૂકી દીધી. થોડી વારમાં તેણે પાછી કાઢી અને પુનઃ તપાસી અને પાછી મૂકી દીધી અને ધીમેથી બોલ્યો:

"નહિ...નહિ..."

તેના અવાજમાંનો અમુક ફેરફાર અને તેના હાવભાવની વિચિત્રતાથી હું ચમકયો, પણ મને વિચાર કરવાનો પૂરતો સમય મળ્યો નહિ, કારણ કે તેણે તરત જ બોલવાનું શરૂ કર્યું:

"હજી એમાંની થોડી ઝીણી વિગતો બહાર આવવાની બાકી છે".

"...વખત જરા બહુ લાગ્યો, પણ મેં તમને કહ્યું ને કે મારું 'સોલ્યુશન' નબળું છે...એટલે એ વિગતો ધીમે ધીમે બહાર આવે છે."

તેણે ગણવા માંડયું: "એક...બે...ત્રણ...ચાર...પાંચ. બસ, હવે બરાબર થઈ ગઈ હશે. હવે જો વધારે યત્ન કરીશ તો કદાચ બગડશે."

તેણે પ્લેટ કાઢી લીધી, ઉપર નીચે હલાવી, ચોખ્ખા પાણીમાં બોળી અને પછી મારા તરફ ધરી બોલ્યો :

"જુઓ !"

પણ તે લેવાને હું હાથ લંબાવું તે પહેલાં તો તે ચમક્યો અને દીવા આગળ પ્લેટ ધરીને વાંકો વળ્યો; અને દીવાના પ્રકાશમાં તેનું મુખ એવું ડરામણું થઈ ગયું કે હું બોલી ઊઠ્યો:

"શું છે ? શું થયું ?"

તેની આંખો અતિશય બીકથી ફાટી ફાટી જોઈ રહી હતી. તેના હોઠ પહોળા થઈ ગયા અને દાંત કચકચતા હતા. તેના હૃદયના ધબકારા હું સાંભળી શકતો હતો.

મેં તેના ખભા ઉપર હાથ મૂક્યા અને સહસા આ જાતના વિકાર ઉત્પન્ન કરાવનાર પ્રસંગ શો બની ગયો હશે તે કલ્પવાને હું અસમર્થ નીવડ્યો એટલે મેં ફરી પૂછ્યું:

"પણ છે શું ? થયું શું ? મને કહો તો ખરા !"

તેણે પોતાનું મુખ મારા તરફ ફેરવ્યું. એ મુખ વિકારોથી એટલું બધું તરડાઈ ગયું હતું કે તે માનુષી રહ્યું ન હતું. અને તેની લાલ લોહીવર્ણી આંખ મારી આંખને જોઈ રહી તેવામાં જ તેણે પોતાના હાથે મારાં કાંડાં પકડ્યાં—એના નખ મારી ચામડીમાં ઘૂસી ગયા એટલા જોરથી તેણે પકડ્યાં.

ત્રણ વેળા તેણે બોલવાનો યત્ન કરતાં મોં ઉઘાડ્યું અને પછી પેલી પ્લેટ પોતાના માથા ઉપર ફેરવતાં, લાલ પ્રકાશથી અજવાળાયેલ ઘેરા અંધકારમાં તેણે ભયંકર તીવ્ર વેદનાથી નીતરતી ચીસ પાડી:

"શું થયું પૂછો છો...પ્રભુ !...મેં તેનું ખૂન કર્યું છે !...તે મૃત્યુ પામી જ નહોતી...તેની આંખ હાલેલી છે !..."

# ૧૮. સિનેમાનું જગત

**આપણી** દુનિયાની જ બધી વસ્તુઓ અને છતાં બધી જ જાણે સાવ નિરાળી અને વિલક્ષણ બની જતી હોય–એનું નામ સિનેમાનું જગત ! સીનેમાનું જગત આપણા જગત જેવું નથી તેમ જ રંગભૂમિના જગત જેવું પણ નથી; એ તો તદ્દન જુદું જ જગત છે એમ સિનેમા જોવા જનાર સર્વ મનુષ્યો સમજી શક્યાં જ હશે. એ જગતનાં પાત્રોને શાંતિનો તો અભાવ જ છે; કોઈ પણ પાત્રના મુખ ઉપર તમે શાંતિ નહીં જોઈ શકો. ઘરમાં શાંતિથી બેસીને વાતો કરવી, બાળકોને ઉછેરવામાં રસ લેવો વગેરે કાર્યો એ જગતનાં પાત્રો કરી જ શકતાં નથી—કે પછી કરવાની તેમને ઇચ્છા જ થતી નથી. તેઓને તો સ્વચ્છંદે ફરવું, રેસ્ટોરાંમાં જવું, એકેકની સામે ડોળા ઘુરકાવવા, તોફાન થતાં હોય ત્યાં હાજર રહેવું, એવું જ ગમે છે. જીવનનો મોટો ભાગ તેઓ ઘરમાં ગાળવા કરતાં રેસ્ટોરાંમાં જ ગાળવાનું પસંદ કરે છે !

પૈસાદાર તેમ જ ગરીબ, શહેરી તેમ જ ગામડિયા અને જંગલના શિકારીઓ વગેરે વર્ગો તો, જેમ આપણામાં હોય છે તેમ જ તેમનામાં પણ હોય છે. પૈસાદાર વર્ગનાં રેસ્ટોરાંનો વિસ્તાર એકક બબ્બે માઇલ જેટલો તો હોય છે જ. માણસો એક છેડેથી દાખલ થતાં હોય છે તો તેઓ નાનાં, ઝીણાં જંતુઓ જેવાં જ લાગે છે. એ રેસ્ટોરાંમાં બનતાં સુધી ખાવાનું કોઈ લેતું જ નથી; માત્ર

શેંપેનના પીપે પીપ જ ઠલવાયાં જાય છે અને ઢોળાયાં જાય છે. છૂટા પૈસા પણુ કોઈ આપતું નથી જણાતું. શેંપેન પી લીધો કે ગજવામાંથી નોટોના ચોડા કાઢી વેઇટરની સામા ફેંકાય છે. આ જોઈને આપણુને ઘડીભર એમ થઈ જાય કે સિનેમાના જગતમાંના રેસ્ટોરાંવાળાની કમાણીનો પાર નહીં હોય !

પણુ બધાં જ રેસ્ટોરાંવાળાને આવી સુખની જિંદગી હોય છે એવું પણુ નથી. એ જગતમાં હાસ્યરસની ઊર્મિવાળાં પાત્રો પણુ ઘણાં હોય છે, અને એઓ જ્યારે રેસ્ટોરાંમાં જાય છે ત્યારે એમનો આનંદ જુદી જ દિશામાં વહેતો જણાય છે. સોડા – લેમનનાં સાઈફનો વિચિત્ર રીતે ઉઘાડવાં, એથી રેસ્ટોરાંના ઓરડાઓ ચીકાર કરી મૂકવા, બીજાં મનુષ્યોને પણુ તેનાથી તરબોળ કરી મૂકવા વગેરે રીતો એમના આનંદનું મુખ્ય અંગ હોય છે. અને રેસ્ટોરાંવાળાઓની જિંદગી પણુ ઘણી વાર જોખમમાં હોય છે. મોટાં મોટાં જંગલોમાંથી સોનું શોધનારાઓ, જંગલી ઢોરો પકડનારાઓ વગેરે સ્નાયુબદ્ધ આકૃતિવાળાઓ અને મજબૂત પહેલવાનો જ્યારે રેસ્ટોરાંઓની મુલાકાતે ઊતરી પડે છે ત્યારે રેસ્ટોરાંનું જીવન જુદો જ રંગ પકડે છે. સામસામા ભયાનક આંખ કાઢી, મોંમાં ૭ ૭ ઇંચ લાંબી સિગારો ખોસી બંદૂકોની ગોળીઓ ધડાધડ છોડવી એ તો તેમને મન સામાન્ય વાત જેવું છે. તે સમયે કાચના પ્યાલાં–રકાબી, ડીકેન્ટરો, મોટી બરણીઓ વગેરે ફડાફડ ફૂટે છે, અનેક માણુસો ઘાયલ થાય છે, અનેક માણુસો મરણુ પામે છે; અને છતાં ત્યાં નથી પોલીસ દાદાનો જુલમ જણાતો કે નથી તેમની રમતમાં વિક્ષેપ પાડનાર કોઈ મનુષ્યો ત્યાં આવતાં.

## ત્યાંનાં ઘરો

આપણા જગતમાં ઘરો મેળવવાની મુશ્કેલી કેટલી બધી છે એ ખાસ કરીને મુંબાઈમાં રહેનાર માણુસોથી અજાણ્યું નથી. પણુ

સિનેમાના જગતમાં આ મુશ્કેલી નહીં જેવી જ છે. જે ઘર જુઓ તે ઘર મોટું, ભવ્ય, આરસની સીડીઓવાળું, મોટામોટા ખંડ અને દીવાનખાનાવાળું અને ફરનિચરથી લદબદ જ જોવામાં આવે છે. અને આવાં સુંદર ઘરોનાં ભાડાં પણ ઘણુંખરું સાધારણ જ હોય છે, કારણ કે લગભગ બધાં માણસો આવાં જ ઘરમાં રહે છે. અને તે ઉપરાંત આવાં કેટલાંક ઘરો તો ખાલી જ પડેલાં હોય છે, જ્યાં બિચારા ખૂનીઓ અને લૂંટારાઓ પોતે મારી નાખેલ મનુષ્યોનાં શબ લાવીને નિરાંતે સંતાડી શકે છે. આ જગતમાં લૂંટારા, ખૂનીઓ, ધાડપાડુઓ વગેરે વર્ગને માટે ખાસ કરીને બધી જ સગવડ તૈયાર હોય છે, અને દરેક ઘરમાં માણસોને સંતાઈ રહેવાની જગ્યાઓ પણ હોય છે. કોઈ પણ પ્રેમી યુગલ પ્રેમાલાપ કરી રહ્યું હોય તે વખતે, આવી છૂપી જગ્યામાં ભરાઈને, કોઈ પુરુષ આ વાત તો સાંભળવાનો જ !

પણ આ ઉપરથી કોઈએ એમ સમજવાનું નથી કે આ જગતનાં મનુષ્યોને માત્ર આવી મહેલાતો ગમે છે. એમને ગાઢ, ઘેરાં જંગલોમાં જ્યાં પવન, અગ્નિ, તોફાન, સમુદ્ર વગેરે કુદરતના ભવ્ય અને કાળસમા સ્વરૂપોના રાસડા લેવાતા હોય છે ત્યાં નાની લાકડાંની ઝૂંપડીઓ પણ બહુ જ ગમે છે. ઘણાં માણસો કંઈ પણ કારણ વિના મોટી મોટી મહેલાતો છોડી આવી ઝૂંપડીઓમાં રહેવા ચાલ્યાં જાય છે. અને તેમાંયે ખાસ કરીને બુઢ્ઢા ડોસાઓ તો આવી ઝૂંપડીઓ ઉપર મરી ફીટે છે અને જો પોતાને મરવું હોય તો આવી જ ઝૂંપડીઓમાં—જ્યાં નજદીકનું સ્ટેશન આશરે પાંચસો માઇલ છેટે હોય ત્યાં જ—મરવાનું પસંદ કરે છે. પોતાનો એક મૂર્ખ છોકરો આંસુ સારતો ઊભો હોય, એક કૂતરો વિચિત્ર હાવભાવ કરતો બેઠો હોય, બહાર કુદરત ભીષણ સ્વરૂપે તાંડવ નૃત્ય કરી રહી હોય, તે વખતે, પોતાની અઢળક દોલત કોઈ પણ ન જાણી શકે તેવી જગ્યાએ સંતાડીને, તેની નિશાની પણ તેવી જ

અગમ્ય રીતે એક કાગળના ટુકડા ઉપર લખીને, તે ટુકડો પેલા ...ને આપીને પછી મરવામાં જાણે એક પ્રકારનો લહાવો હોય તેમ આ બૂઢાઓ સમજે છે અને મરી જાય છે!

## વેપાર અને ઉદ્યોગ

**સિનેમા**-જગતમાં વેપારની આબાદાની સ્પષ્ટ જણાઈ આવે છે. જે પુરુષ ચારિત્રમાં વિશુદ્ધ હોય અને સહેજસાજ દઢ હોય તે વેપારમાં તરી આવવાનો જ. પ્રથમ તેને ગરીબાઈ તેમ જ થોડી ઘણી વિટંબનાઓ આવી મળે છે ખરી, પણ પરિણામે તેને ઘેર સોનાનાં નળિયાં જ થવાનાં. આ પ્રમાણે કેવી રીતે થાય છે એનો ખુલાસો આપણને બરાબર મળ્યો નથી.

આ સિવાય એ જગતમાં ચોરી, લૂંટ, ધાડ, કોઈના વારસને ઉઠાવી જવાનું વગેરે ધંધાઓ પણ વેપાર અને ઉદ્યોગના ક્ષેત્રમાં મોટું સ્થાન રોકી રહે છે, અને આ બધા ધંધાઓ પણ આબરૂદાર જ ગણાય છે. એમાં ખેતીવાડીનું સ્થાન જણાતું જ નથી. કોઈ એક નાનો ખેડૂત કદાચ હસ્તી ધરાવતો હોય છે તો તેના છોકરાં ખેડૂત થવાની ઇચ્છા રાખતાં જ નથી. તેમને તો મોટાં શહેરોની ગેબી હાકલ પોતાની તરફ જ ખેંચે છે અને એ હાકલને તાબે થઈને તેઓ પોતાના વૃદ્ધ પિતાને ખેતરમાં જ મૂકીને ચાલ્યા જાય છે. પછી જ્યારે તે વૃદ્ધ પિતા મરણપથારીએ પડ્યો હોય છે ત્યારે આ સંતાનો ભપકાદાર રોલ્સ રોઈસ મોટરકારોમાં બેસીને છેક છેલ્લી ઘડીએ ત્યાં આવી પહોંચે છે અને મરણ પામતા પિતાનું માથું સ્નેહથી ચાંપે છે. આ ઉપરાંત ખેતીવાડીના બીજા પ્રશ્નો ત્યાં અસ્તિત્વ જ ધરાવતા નથી.

## મુસાફરીનાં વાહનો

**સિનેમા**-જગતમાં મુસાફરી માટેનાં મુખ્ય ત્રણ વાહનો હોય છે. ઘોડો, મોટરકાર અને રેલ્વે ટ્રેન. એક મુસાફર પોતાની એક જ

મુસાફરી દરમિયાન આ ત્રણે વાહનો વાપરે એ દૃશ્ય ત્યાં સાધારણ અને સાવ સ્વાભાવિક ગણાય છે. તેમાંયે એક વાહનમાંથી બીજા વાહનમાં જતાં, આપણે કરીએ છીએ તેમ એકમાંથી ઊતરીને બીજામાં જવાને બદલે, પોતે એકમાંથી બીજામાં કૂદવાનું અને ફેંકાવાનું વધારે પસંદ કરે છે.

આપણી દુનિયામાં ઘોડાનું સ્થાન દિવસે દિવસે ગૌણ થતું જાય છે, પણ સિનેમાના જગતમાં હજી તેનું સ્થાન બહુ મોટું છે. અને તેમ થવાનાં કારણો પણ સબળ છે. ત્યાંનો ઘોડો બહુ ઉમદા પ્રાણી છે. સાધારણ રસ્તાઓ તો જાણે તેને પસંદ જ નથી પડતા; ઝાડનાં થડ, મોટા મોટા પથરા વગેરે જ્યાં પડ્યા હોય ત્યાંથી કલાકના પચાસેક માઈલની ઝડપે જવું એ તો તેને મન એક રમતની વાત છે. વળી માર્ગમાં પ્રચંડ વેગથી વહેતા ઝરા, ઊંડી ખીણો વગેરે આવે એટલે તો તેનો આનંદ સમાય જ નહીં. ત્યાં ઘોડાને ક્વચિત જ વિશ્રાંતિ મળે છે અને તે વખતે તે ગૌરવભર્યા મુખથી હજારો ફીટ ઊંચા પર્વતની ટોચ ઉપર શાંત ઊભો હોય છે. પવનના ભયંકર સુસવાટા તેની પૂંછડીના વાળને અજબ નૃત્ય કરાવે છે અને તેની પીઠ ઉપર બેઠેલ સ્વાર કોઈ ભીષણ વેરની વસૂલાત કરવાના અથવા તો લાખો માઈલ દૂર આવેલ પોતાના ઘરના વિચાર કરતો હોય છે.

ત્યાંની મોટરકારો કંઈ કંઈ આકારની હોય છે અને તેની ગતિ કલાકના સો-દોઢસો માઈલ જેટલી હોય છે; છતાં જો તેને અટકાવવી હોય તો અરધી ક્ષણમાં તે ઊભી રહી શકે છે. ઈંટની જાડામાં જાડી ભીંતોને તોડીને પણ તે આરપાર જઈ શકે છે, અને છતાં તેને પોતાને એથી કંઈ પણ નુકસાન થતું નથી, એટલું જ નહીં પણ એમાં બેસનારને પણ જાણે એનાથી ગમ્મત મળતી હોય એમ લાગે છે. વળી એક્સપ્રેસ ટ્રેનોની સાથે શરતમાં ઊતરવું હોય કે કોઈ અગત્યના કામને માટે બસો-પાંચસો માઈલ દૂર આવેલ અમુક

સ્થળે તેને પહોંચવું હોય તો તેની ગતિ છોડી દીધી કે બસ! માર્ગમાં બીજાં વાહનોની અડચણ નહીં તો નહીં; પણ નાનું છોકરું કે, મરઘી કે કૂતરું પણ તેને મળે નહીં. સિનેમાના જગતના માર્ગોની આ ખાસ નવીનતા!

ત્યાંની ટ્રેનો બધી એક્સપ્રેસ મેલ ટ્રેનો જ હોય છે. એટલે જો ધીમી ટ્રેન જોઈતી હોય તો તો તમારે સ્પેશ્યલ દોડાવવી પડે. પણ ધીમી ટ્રેનો ત્યાં સહીસલામત પણ નથી, કારણ કે ધીમી ટ્રેનો કોઈક વખત તમે ત્યાં જુઓ તો તમારે ખાતરી રાખવી કે તરત જ કોઈ એક્સપ્રેસ એની સામે અથડાવાની જ! તેના ઉતારુઓ પણ અજબ પ્રકૃતિના હોય છે. એક ટ્રેન ચૂક્યા એટલે તેઓ આપણી માફક મોં વકાસીને બીજી ટ્રેનને માટે રાહ જોવા પ્લેટફોર્મ ઉપર બેસી નથી રહેતા. પણ તરત જ ટ્રેનની સાથે દોડવા માંડે છે અને આખરે છેલ્લો ડબો પકડી તેમાં ચઢી જાય છે. અથવા તો કોઈ પુલ ઉપરથી કે કાં તો એરોપ્લેનમાંથી તેઓ ભૂસકા મારી ટ્રેન ઉપર પડે છે. ટ્રેનમાં પણ ગમ્મત જ હોય છે: કંટાળા જેવું તો લાગતું જ નથી. ઉતારુઓમાંના ઘણા જ્યાં સ્ત્રીઓ સૂતી હોય ત્યાં પહોંચી જાય છે કે કાં તો કોઈ લક્ષાધિપતિને પકડીને ટ્રેનમાંથી નીચે જ ગબડાવી દે છે, કે કાં તો ટ્રેનના હાંકનારને અને બીજા ઉતારુઓને પોતાની બબ્બે રિવોલ્વરોથી આંટવાની પ્રેક્ટીસ કરે છે!

## કેટલીક રૂઢિઓ અને કેટલીક ટેવો

**તે જગતમાં** માણસો મોં પાસેથી ઘણું કામ લે છે. પોતે તો થોડું થોડું જ અને તે પણ કોઈ કોઈ વખત જ બોલે છે, પણ તેમના મોં ઉપરના વિકારો ઘડીએ ઘડીએ બદલાયે જ જાય છે અને તેના ઉપરથી જ તમે તે માણસોની છાનામાં છાની વાતો જાણી શકો છો. ત્યાં જાહેરમાં પ્રજાના નેતા થવું હોય તો તમારે મોટા વક્તા થવાની જરૂર નથી; કારણ કે, ત્યાંના લોકો વધુમાં

વધુ ત્રીસ સેકંડનું ભાષણ સાંભળી શકે છે. તમારે કોઈ બળવો જગાડવો હોય (બળવો એટલે એક રસ્તા ઉપરથી સેંકડો માણસોએ નાચતાં કૂદતાં ચાલ્યા જઈને બીજા રસ્તા ઉપર જવું) કે તમારે પ્રજામાં સ્વદેશાભિમાનનો જુસ્સો પ્રગટાવવો હોય તો એક માચડા ઉપર ચઢીને તમારે બે હાથને ખૂબ જોરથી હલાવવા, પગ અફાળવા અને મોં ઉપર અનેક જાતના ભાવ બતાવવા એટલે ખલાસ! તમે નેતા થઈ ચૂકયા! કયાં એ સહેલી અને સટ રીત અને કયાં આપણી દુનિયાની માથાં સટોસટની પટાબાજી!

ત્યાંની પ્રેમ કરવાની રીત પણ જુદી જ છે. સ્થાન—કોઈ આરસની અગાશી કે દરિયાકિનારો કે એવી જ કોઈ ભવ્ય જગ્યા, અને સમય ચંદ્રિકાના પ્રકાશમાં ધરતી નહાતી હોય તે વેળાનો. પ્રેમી યુવક આવીને કંઈ બોલતો નથી, પણ હાથ સીધા રાખી પહોંચાથી આંગળીઓને જોરથી ઊંચી—નીચી કરે છે અને મોં ઉપર કરુણ, ભય, શૃંગાર વગેરે અનેક રસોનો મુરબ્બો બતાવે છે. આ વખતે યુવતીની દૃષ્ટિ ઘણુંખરું કુદરતના અનેરા સૌંદર્યને જ નીરખતી હોય છે. આવી વેળા પવનના ઝપાટા પણ સખત હોય છે અને યુવતીના વાળ તે ઝપાટાને હીંચોળે ચઢી ફરફર ઊડતા હોય છે.

ત્યાં ધંધો, ઉદ્યોગ કે વેપાર પ્રેમના માર્ગમાં વિઘ્ન નાખી શકતા નથી. એક માણસ પ્રેમમાં પડયો એટલે પછી તેને ઑફિસનો ઘસડબોળો કરવાનું કે રળવાને માટે ચિંતા રાખવાનું હોતું જ નથી; તેને તો માત્ર અતિશય દિલગીરીમાં, જાણે પોતાના સસરાનો સસરો તરતનો જ મરી ગયો હોય તેવા ભાવવાળાં મુખથી, ફર્યા જ કરવાનું હોય છે.

મધ્યમ વર્ગના માબાપો પોતાનાં છોકરાંઓને ઘણી વાર ખોઈ નાખે છે. પણ આથી એમને દુઃખી થવાનું હોતું નથી, કારણ કે, તેઓ જ્યારે ઘરડાં થાય છે ત્યારે પેલું ખોવાયેલું બાળક બહુ જ

પ્રસિદ્ધ વ્યક્તિ થઈ અને સાથે અઢળક દોલત લાવીને પોતાનાં ઘરડાં માબાપને ભેટે છે અને પછી–પછી અનેક વર્ષો સંપૂર્ણ સુખમાં વીતાડે છે.

## હવા અને બીજું કેટલુંક

**સિનેમાના** જગતનાં જનાવરોની આવી અસાધારણ ચપળતા, ડગલે અને પગલે પ્રેમમાં પડવાને જન્મેલ મનુષ્યો વગેરેનું કારણ ત્યાંની હવા જ હશે એમ લાગે છે. ત્યાંની હવા એટલી બધી તંદુરસ્તી બક્ષનારી હોય છે કે નાનાં માણસો જોતજોતામાં બુઢ્ઢાં થઈ જાય છે. ગામડાંઓ અને શહેરો એક રાતમાં બંધાય છે અને બીજી રાત સુધીમાં તો કદાચ ખલાસ પણ થઈ જાય છે. ત્યાંની વાડીઓમાં વનસ્પતિ પણ દરેક દેશની અને દરેક આબોહવાની ઊગે છે. હિંદુસ્તાન, જાપાન, યુરોપ, આફ્રિકા વગેરે દરેક દેશનાં ઝાડ ત્યાં થાય છે એટલું જ નહીં, પણ એને માટે કોઈ મહેનત કરતું હોય એમ પણ જણાતું નથી; વાડીઓમાં માણસને તો માત્ર વાત જ કરવાની હોય કે પ્રેમ દાખવવાનો હોય; ચહા પીવાની હોય કે કંઈ કાવતરું રચવાનું હોય.

ત્યાંનો સૂર્યનો તડકો એવો પ્રકાશિત હોય છે કે એવો તડકો ઘણા થોડા દેશોમાં જ જોવામાં આવે છે. અને ત્યાંનો ચંદ્ર તો અવધિ જ કરે છે. આપણે ત્યાંની માફક આજે અડધો, કાલે પા, વળી વચમાં છેક અંધારું એવું રાખતો જ નથી. તમે રાતનું દૃશ્ય જ્યારે જુઓ ત્યારે પૂર્ણિમાના ચંદ્રની સ્થિતિમાં જ ચંદ્ર હશે અને જ્યાં જુઓ ત્યાં એના પ્રકાશથી નાનામાં નાનો ખૂણો પણ અજવાળાયેલો દીઠામાં આવશે. કારણ કે ત્યાંના ચંદ્રના વિચાર જ આપણા ચંદ્રના કરતાં જુદા છે. એનો એમ જ વિચાર છે કે "મારે પા દેખાવું કે અડધા દેખાવું એ પાલવે જ કેમ ? સેંકડો માણસોને પ્રેમ કરતાં પોતાના મુખ ઉપરના ભાવ બતાવવા હોય તે અંધારામાં કેવી રીતે બતાવી શકે?

તે સિવાય હજારો માણસો બંદૂકો લઈને કે ખંજરો સંતાડીને પોતાના હરીફોને મારવા ઊભા હશે તેઓ અંધારામાં પોતાનું કાર્ય કરી જ શી રીતે શકે ?"

ત્યાં સૂર્યનો પ્રકાશ લ્યો કે ચંદ્રનો પ્રકાશ લ્યો કે વરસાદ લ્યો, પણ તેની આ જ ખૂબી છે કે—લોકોને ખાસ ઉપયોગી થવાના ઇરાદાથી જ–અને નહીં કે માત્ર પોતાના ભેજામાં આવે તેટલા માટે જ આ દુનિયા ઉપર પોતે આવવું. વરસાદ આવે તેય અહીંની માફક નહીં કે આવે ત્યારે એક અઠવાડિયું ઝરમર ઝરમર પડ્યા જ કરે. ત્યાં તો કંઈ અવસર હોય અને કોઈ માર્ગે જતા મુસાફરને પલાળવો હોય તો જ તે આવે. પણ જ્યારે તે આવે ત્યારે તે એવા જોરમાં આવે કે મારા તમારા જેવાથી દસ મિનિટ પણ ઊભા રહીને જીવતા રહેવાય નહીં. છતાં ત્યાંના માણસો તો છત્રી કે ઓવરકોટ વિના જ તેમાં ઊભાં રહી શકે છે. ત્યાંના વરસાદની બીજી ખૂબી એ કે આવી રીતે માણસને અતિશય પલાળ્યો હોય છતાં એ માણસ કોઈ ઘરમાં દાખલ થયો કે પાંચ મિનિટમાં તેના કપડાં કોરાં કકડતાં ! અને બૂટ સુદ્ધાં પોલીશથી ચકચકીત ! સ્ત્રીઓ એમને બાઝીને ચુંબન કરે તો પણ લૂગડાં ભીનાં થવાની ધાસતી જ નહીં અને પરિણામે તેમને કોઈને શરદી કે ત્રિદોષ પણ નહીં જ થવાનાં.

બરફ પડે તે પણ વખત જોઈને જ. આપણને કુદરતનું સૌંદર્ય બતાવવું હોય કે કોઈને જીવતો દાટી દેવો હોય તો તે પડે છે. ખરેખર, ત્યાંની હવા આપણી હવા કરતાં હજારો ગણી સારી છે. ત્યાંના માણસો લાંબીલાંબી વાતોથી કંટાળેલા જ હોય છે. ગમે તેવી મહત્ત્વની બાબતોમાં પણ તેઓ તડ ને ફડ કહી નાખે છે. દાખલા તરીકે એક યુવાને એક અબળાને ચાલતી ટ્રેનના છાપરા ઉપરથી કે એરોપ્લેનમાંથી દોરડાથી લટકતી હોય તેમાંથી બચાવી હોય તો પછી જ્યારે એ બંને એકેકને મળે છે ત્યારે પણ લાંબા લાંબા ભાષણો કરવાનાં જ નહીં. બંને પાસે પાસે ઊભાં રહે છે. આવાં દશ્યો વખતે હમેશ હાજર રહેનાર પવન

તેમના વાળ ઉરાડતો હોય છે. તે સમયે યુવક માત્ર એટલું જ સ્પષ્ટ કહી દે છે:. "હું તને ચાહું છું! તું મારી પત્ની થશે?"

યુવતી પણ સામે ભાષણ કરવામાં વખત ગુમાવતી નથી, પણ માત્ર એટલું જ બોલે છે: "બની શકે તેવું નથી. જો હું ફલાણા વરને નહીં પરણું તો એ મારા બાપનું સત્યાનાશ વાળશે."

આપણે ત્યાં લાંબાં લાંબાં ભાષણો કરનારા આનું અનુકરણ કરે તો કેવું સારું?

આ પ્રમાણે ટૂંકમાં સિનેમાના જગતનું સ્વરૂપ રચાયેલ છે. ત્યાંની કુદરત, ત્યાંના માણસો, ત્યાંનાં જનાવરો, ત્યાંનાં ઝાડપાન વગેરે જાણે આપણી દુનિયા કરતાં નિરાળાં જ હોય છે. આપણે ત્યાં જેમ 'ધરમીને ઘેર ધાડ અને પાપીને ઘેર ઊનાં પાણી' ઘણી વાર બને છે એમ ત્યાં કદી થતું નથી. ત્યાં તો 'કર ને જો' અહીંનું અહીં જ છે. પાપીઓ પકડાવાના જ અને સદાચારી સુખ પામવાના જ. પરંતુ આપણે શું કરી શકીએ? કિસ્મત! આપણાથી આપણી દુનિયામાં સિનેમાની દુનિયાનાં ધારાધોરણ થોડાં જ લાવી શકાવાનાં છે? આપણે તો માત્ર દૂરથી જોઈને જ આપણાં હૈયાં તૃપ્ત કરવાં રહ્યાં!

# ૧૯ : પ્રો. રૂમઝુમલાલ અને હિપનોટિઝમ

: ૧ :

એક ગંદી ચાલીની એક નાની ઓરડીના બારણામાં પ્રાણશંકર ઊભો હતો અને પાછળથી વાવાઝોડાની માફક આવતા તેની સ્ત્રીના કટાક્ષના શબ્દો ઠંડે પેટે સાંભળતો હતો. તેણે અનેક ધંધા કર્યા હતા, પણ બધે ઠેકાણેથી તેને પાછા હઠવું પડ્યું હતું. ફેરિયાનો, સામાન ફેરવવાના કોન્ટ્રેક્ટ લેવાનો, સોડા–લેમનની દુકાનનો, પાન-બીડી વેચવાનો વગેરે અનેક ધંધા કરીને તેમાંથી દ્રવ્ય એકઠું કરવાનો તેનો મનસૂબો હતો, પણ તે પાર પડ્યો ન હતો. પણ તેમ છતાં પ્રાણશંકર ફિલસૂફ હતો; આવી પડતી વિપત્તિઓ સહન કરવાને શક્તિવાન હતો. આજે પણ સ્ત્રી તરફથી થતા ભાષણને ઠંડે પેટે, અર્ધ હાસ્ય અને અર્ધ નિરાશાથી સાંભળતો તે રસ્તા ઉપર બનતા બનાવો નીરખતો હતો.

"આજે ચાર ચાર દિવસ થયાં ઘરમાં ફૂટી બદામ પણ નથી તો હું રાંધું ક્યાંથી? મારે ક્યાંથી તમારી સાથે પાનું પડ્યું? બીજું કશું ન આવડતું હોય તો ચોરી કરો ચોરી!" પત્નીએ ભાષણ આગળ ચલાવ્યું.

પ્રાણશંકર કંઈક ચમક્યો, પ્રમાણિકપણાથી કામ કરતાં તેને શું મળ્યું હતું? પણ ચોરી ક્યાં કરવી? પહેલે તડાકે જ પકડાઈ ગયા અને જેલજાત્રાએ ઊપડી ગયા તો? પ્રાણશંકરના મનમાં વિચાર આવ્યા અને તરત પાછા શમી ગયા.

સાંજ પડી એટલે પ્રાણુશંકર આમતેમ રખડવા બહાર નીકળ્યો. ચાલતાં ચાલતાં માર્ગમાં અચાનક તેના પગને ઠોકર વાગી, ખણુ-ખણુ કરતો અવાજ થયો અને નીચા વળીને જોયું તો એક કૂંચીનો ઝૂમખો અને સાથે એક નામનું કાર્ડ હતાં. આમતેમ જોઈને પ્રાણુ-શંકરે તે ઝૂમખો અને કાર્ડ ગજવામાં મૂક્યાં. એ મૂકતાં તેને પત્નીના શબ્દો સાંભર્યા અને તેણે કાર્ડ કાઢીને વાંચી જોયું તો કાર્ડમાં આ પ્રમાણે લખેલું હતું: પ્રો. રૂમઝુમલાલ—હિપનોટિસ્ટ.

પોતે એ કૂંચીનો શો ઉપયોગ કરવા માગે છે તે પોતે જ જાણતો ન હતો, છતાં તેણે બજારમાં જઈને ઝૂમખામાંની કૂંચીના જેવી કૂંચીઓ લીધી અને જે જગ્યાએથી ઝૂમખો મળ્યો હતો તે જગ્યાએ એ પાછો આવ્યો. ત્યાં સહેજ તપાસ કરતાં એક ઘર જણાયું. તે ઘરના બારણા ઉપર "પ્રો. રૂમઝુમલાલ–હિપનોટિસ્ટ" કરીને પાટિયું ચોડયું હતું. પ્રાણુશંકરે ત્યાં જઈને બારણું ઠોકીને અંદર ડોકિયું કર્યું, પણ ઘરમાં કોઈ જણાયું નહિ. ઘરમાં કોઈ જ નથી એમ ખાતરી થયે તેણે અંદરની બરાબર માહિતી મેળવી લીધી અને પાછો બહાર આવીને થોડેક છેટે તેણે આંટા મારવા માંડ્યા. થોડી વાર પછી એક ચાકર અંદર પેઠો એટલે તેને બોલાવીને પ્રાણુશંકરે તેના હાથમાં ઝૂમખો અને કાર્ડ મૂકયાં અને પરોપકારી કાર્ય કરવાથી જેવી શાંતિ આપણા મુખ ઉપર પ્રસરી રહે છે તેવી શાંતિ પોતાના મુખ ઉપર પ્રસરાવતાં તેણે પોતાના ઘર ભણી રસ્તો લીધો.

: ૨ :

પ્રો. રૂમઝુમલાલ પોતના ઓરડામાં દિલગીરી ભર્યા વદને બેઠા હતા. હિપનોટિસ્ટ તરીકે બહાર પડીને આખા જગતને ચકિત કરી નાખવાનું તેમનું સ્વપ્ન દૂર દૂર ઊડી ગયું હતું. તેમણે અનેક જાહેરખબરો

છપાવી હતી, અનેક વર્તમાનપત્રોને સાધ્યાં હતાં, અનેક મહાપુરુષોને હાથે પડદા ઉંચકાવાની શુભ શરૂઆત કરીને પોતાના અદ્ભુત પ્રયોગો આરંભ્યા હતા અને અનેક ખાનદાન કુટુમ્બોના ખાસ આગ્રહથી શનિ અને રવિવારે ખાસ ખેલો મૂકવામાં આવ્યા હતા. પરન્તુ તેથી પ્રો. રૂમઝુમલાલનું ટટ્ટુ આગળ ચાલ્યું ન હતું. તેવામાં અધૂરામાં પૂરું તેમની સામા કોઈ 'મહાન રશિયન જાદુગર ઈસ્વીરોનોન્સ્કી' હરીફ તરીકે નીકળી આવ્યા. પોતાના જ ગામનો રહીશ હોવા છતાં રશિયન જાદુગરનું નામ ધારણ કરીને આ પુરુષે પોતાને થાપ આપવા માંડી તેથી પ્રોફેસરને બહુ લાગી આવ્યું. પરન્તુ શું કરે? આ વાત ખુલ્લી પાડવા જાય તો વખતે પોતે સપડાઈ જાય એટલે એ માર્ગ લઈ શકાય તેમ ન હતું. પોતે પોતાની જાહેર ખબરો 'એક વખત નહિ, પણ પાંચ પાંચ વખત યુરોપ–અમેરિકા વગેરે સ્થળોએ જઈ ઊંડો અભ્યાસ કરી આવેલા પ્રો. રૂમઝુમલાલ' એવી રીતે છાપતા હતા તે ભેદ ઉઘાડો પડી જાય તો પોતાની શી સ્થિતિ થાય? છતાં પોતે પોતાના કસબ ઉપર મુસ્તાક હતા, એટલે આખરે ફાવશે ખરા એવો દૃઢ નિશ્ચય કરીને પ્રો. રૂમઝુમલાલ પોતાનું ગાડું આગળ ધકેલ્યે જતા હતા અને જાહેરખબરોમાં 'સેંકડો માણસોને નિરાશ થઈને પાછા ઘેર જવું પડે છે, માટે વેળાસર ચેતીને ટીકીટો રીઝર્વ કરાવો!' એવું એવું લખીને ખાલી હાઉસમાં પોતાના ખેલો કર્યે જતા હતા.

રાતના દસેક વાગ્યા. "આહા! કોઈક વખત કંઈક એવી તક મળી જાય કે જેથી હું જગતને બતાવી શકું કે મારી પાસે ખરો કસબ છે તો કેવું મજાનું! પણ એવું બને ક્યાંથી?" આવા વિચાર કરતાં પ્રો. રૂમઝુમલાલ પોતાના ઓરડામાંનો ઇલેક્ટ્રીક દીવો હોલવીને સૂઈ ગયા.

: ૩ :

નિદ્રામાં પ્રો. રૂમઝુમલાલ સ્વપ્નજાળમાં આવી પડ્યા. પોતાના ચરીફથી ન થઈ શકે તેવા કેટલાક પ્રયોગો પોતે ચાલાકીથી કરી બતાવ્યા અને તેથી આખા ઓડીયન્સમાં વાહવાહ થઈ રહી એવું સ્વપ્નમાં પોતે જોવા લાગ્યા. એક હાથીને હીપનોટાઈઝ કરીને તેની પાસે ઉસ્તાદિ ચીજો ગવડાવવામાં પોતે બહુ જ ફતેહમંદ થયા એવું સ્વપ્નમાં પોતે નીરખ્યું. એથી નિદ્રાવશ સ્થિતિમાં પણ તેમના વદન ઉપર પ્રફુલ્લતા ખીલી નીકળી. પણ એટલામાં અચાનક ઓરડામાં સહેજ ખડખડાટ થયો અને પ્રો. રૂમઝુમલાલની આંખ ઊઘડી ગઈ. ઓરડાના અન્ધકારમાં એક નાનું ચોરિયું ફાનસ ફરતું હતું અને તેનો પ્રકાશ ઘડીકમાં અહીં અને ઘડીકમાં તહીં કૂદતો હતો. પ્રોફેસર ભયભિત હૃદયે આ દેખાવ જોઈ રહ્યા. એટલામાં વળી સહેજ ખણુણુણ કરતો અવાજ થયો. તરત જ પ્રોફેસરને લાગ્યું કે પોતાનું સોનાનું ઘડિયાળ અને તેનો સોનાનો અછોડો કોઈ પારકા પુરુષના ગજવામાં અદશ્ય થઈ જાય છે. આવું જણાતાં જ પ્રોફેસના હૃદયમાંથી ભય ચાલ્યો ગયો, હાથ બિછાનાની બાજુમાં ગયો, ખેલમાં વપરાતી રીવોલ્વર નીકળી અને એક હાથે ઇલેકટ્રીક લાઈટની સ્વીચ દાબતાં બીજે હાથે રીવોલ્વરનો ઘોડો ચડાવ્યો. ઓરડો ઇલેકટ્રીક લાઈટના પ્રકાશમાં ઝળહળી ઊઠ્યો અને પ્રાણુ-શંકરની વિહ્વળ આંખો આ અચાનક પ્રકાશથી ટેવાય તેટલામાં તો રૂમઝુમલાલનો ઘાંટો પ્રાણુશંકરના હૃદયને વજ્રાઘાત કરતો ફાટી નીકળ્યો: '

"હાથ ઊંચા કર, નહિ તો મારું છું!"

પ્રાણુશંકરના હાથ ઊંચા થયા.

"ભીંત તરફ મોં ફેરવ!" પ્રોફેસરે હુકમ કર્યો.

પ્રાણુશંકર રીવોલ્વર તરફ દૃષ્ટિ નાંખતો ભીંત તરફ ફર્યો.

"હાથ પાછળ લાવ !" ફરી આજ્ઞા થઈ !

ક્ષણભર પ્રાણશંકરના મનમાં ભાંજગડ થઈ, પણ તે દરમ્યાન વખતે રીવૉલ્વરનો ઘોડો નીચે પડે તો નાહક વિપરીત પરિણામ આવે તે વિચારથી ભાંજગડનો નીવેડો આવી ગયો. પ્રાણશંકરે હાથ પાછળ લીધા. રૂમઝુમલાલે તેમના ખાનામાંથી હાથકડી કાઢીને પ્રાણશંકરના હાથમાં ભેરવી દીધી. વિજયનું યશસ્વી સ્મિત પ્રોફેસરના મુખ ઉપર છવાઈ ગયું.

ચોર તરીકેની પોતાની કારકીર્દીની શરૂઆતમાં જ પૂર્ણાહુતિ થવાનાં ચિહ્નો જોઈને પ્રાણશંકરના હૃદયમાં બહુ વ્યથા થવા માંડી. જ્યાં હાથકડી, રીવૉલ્વર વગેરે વસ્તુઓ આવી રીતે તૈયાર પડી હોય ત્યાં જ પોતે પ્રથમ આવ્યો એથી નસીબને ઠપકો આપતો પ્રાણશંકર શિખાઉ અને બિનઅનુભવી ચોરને સાધારણ રીતે કેટલી સજા થતી હશે તે વિશે અડસટ્ટે ગણતરી કરવા લાગ્યો.

"તું ચોર છે અને મેં તને પકડયો છે," પ્રોફેસર કંઈક છાતી ફુલાવીને બોલ્યા, "તને આને માટે પાંચ વર્ષની સજા થશે."

"મારું નસીબ કેવું લીલું છે તે વિશે હું વિચાર કરતો હતો સમજ્યા શેઠ !" પ્રાણશંકરે સ્વસ્થ ચિત્તે જવાબ આપ્યો, "જુઓ ને ! તમારા ઘરમાં નાની સરખી પોલિસચોકી હશે એવું કોણ ધારે ? હાથકડી, રીવૉલ્વર, ઇલેકટ્રીક લાઈટ, જે જોઈએ તે હાજર ! તમે કેટલાં વર્ષ કહ્યાં ? પાંચ ? મેં ત્રણ ધાર્યાં હતાં; પણ એનો બધો આધાર તો મૅજિસ્ટ્રેટની બુદ્ધિ ઉપર રહેલો છે. તમે કોઈ દિવસ ત્યાં જઈ આવેલા ખરા કે ?"

પ્રો. રૂમઝુમલાલ પોતાના વિચારમાં એટલા બધા ગુંથાઈ ગયા હતા કે તેમણે આ ટીકા સાંભળી નહિ. વિચારમાં ને વિચારમાં તેમને એક યુક્તિ સૂઝી : આખરે પ્રભુએ તેમને નામાંકિત

થવાની તક આપી છે એવું તેમને લાગ્યું. તે જ વખતે પ્રાણુશંકરની નજર પ્રોફેસરના કાર્ડ ઉપર પડી. કાર્ડ ઉપર લખ્યું હતું : "પ્રો. રૂમઝુમલાલ–હીપનોટીસ્ટ અને મેસ્મેરીસ્ટ."

પ્રોફેસર પ્રાણુશંકરની પાસે આવ્યા અને તેની આંખ મેળવી. કાર્ડમાં વાંચેલું લખાણુ સ્મરણુમાં આવતાં પ્રાણુશંકરે પોતાની આંખ ધીમે ધીમે મીંચી દીધી.

પાએક કલાક પછી રૂમઝુમલાલે પ્રાણુશંકરને કહ્યું: "તું ચોર છે. તારી મેળે એમ બોલ."

"હું ચોર છું," પ્રાણુશંકરે ઉત્તર દીધો.

"તેં મારા–પ્રો. રૂમઝુમલાલના–ઘરમાં રાતના બાર વાગ્યે આવીને ચોરી કરવાનો ઇરાદો કર્યો છે," રૂમઝુમલાલે આગળ ચલાવ્યું.

પ્રાણુશંકરે તે બોલી સંભળાવ્યું.

"હં! બરાબર!" પ્રોફેસર બોલ્યા, "આ ખુરશી ઉપર બેસી જા."

પ્રાણુશંકર ખુરશી ઉપર બેઠો અને બેસતાં બેસતાં રૂમઝુમલાલ જોઈ ન જાય તેમ લગાર હસ્યો.

રૂમઝુમલાલ તેના સામી એક ખુરશી માંડીને બેઠા અને પ્રાણુશંકરની આંખ સામું તીક્ષ્ણુ દૃષ્ટિ નાંખતા બોલવા લાગ્યા:

"તેં મારા ઘરમાં ચોરી કરવાના અને જો હું સામો થાઉં તો મારું ખૂન કરવાના ઇરાદાથી મારા ઘરમાં પ્રવેશ કર્યો હતો. મારી એવી ઇચ્છા છે કે હું તને પોલિસ ઉપર એક ચિઠ્ઠી આપું જે તારે જાતે જ ત્યાં લઈ જવી અને તને એ લોકો પકડે ત્યાં સુધી ઊભા રહેવું. હવે હું જેટલું બોલ્યો છું તેટલું બોલી જા."

પ્રાણશંકર ધીમે ધીમે રૂમઝુમલાલના બોલેલા શબ્દો બોલી ગયો. પ્રોફેસર થોડી વાર તેના સામું જોઈ રહ્યા અને પોલિસને ચિઠ્ઠી લખવા ઊઠ્યા.

" મહેરબાન સાહેબ,

આ ચિઠ્ઠી લાવનાર ચોર છે અને તેણે મારા ઘરમાં ચોરી કરવાના ઇરાદાથી પ્રવેશ કર્યો હતો. મેં તેને હીપનોટાઇઝ કરેલો છે એટલે તે જાતે જ આ ચિઠ્ઠી તમને આપશે. તમે તેને પકડજો; હું સવારમાં ટેલીફોન કરીશ.

લિ. સેવક,

**રૂમઝુમલાલ**

હીપનોટીસ્ટ અને મેસ્મેરીસ્ટ. "

આ ચિઠ્ઠીને એક પાકીટમાં બીડી ઉપર સરનામું કરી રૂમઝુમલાલે પ્રાણશંકરના હાથમાં મૂકી. પછી હાથકડી છોડી લીધી અને ઊભો કર્યો. ઊભો કરીને તેને કયા પોલિસથાણામાં જવું તેની બરાબર નિશાની આપી. પ્રાણશંકર બારણા તરફ જતો હતો તેવામાં વળી તેને તેણે અટકાવ્યો અને તેના ગજવામાં શી શી વસ્તુઓ હતી તે જોવા માગી. પ્રાણશંકરે સોનાનું ઘડિયાળ, સોનાનો અંબોડો, હીરાની પીન, સોનાની માણેક જડેલી વીંટી અને સોનાનાં બોરીઆં બતાવ્યાં. રૂમઝુમલાલ તે લેવા જતા હતા, પણ પાછળથી કંઇક વિચાર આવવાથી અટકી ગયા અને તેને એમ ને એમ જ જવા દઈ પોતાના ઓરડાનાં બારણાં બંધ કરી દીધાં.

બારણાં દઈને રૂમઝુમલાલ સ્વપ્નસૃષ્ટિમાં પડ્યા. પોતાના ઘરમાં ચોર ચોરી કરવા આવે, પોતે તેને હીપનોટીઝમના પ્રભાવથી મ્હાત કરીને ચિઠ્ઠી આપીને પોલિસ ચોકીમાં મોકલે અને પોતાની

અદ્દભુત શક્તિની અસર નીચે પેલો ચોર પોતે પોતાના ગુનાનો એકરાર કરે એમાં પ્રભુનો હાથ હશે! વિધાતાએ આખરે પોતાને વિજય આપવાનું ધાર્યું હશે! નહિ તો આમ થાય? આહ! પેલા હરીફ હીપનોટીસ્ટને જ્યારે આ વૃત્તાંતની ખબર પડશે ત્યારે તેને કેવી અસર થશે? વર્તમાનપત્રોમાં પોતાનું નામ કેવું ગાજી ઊઠશે? "પ્રો. રૂમઝુમલાલની ગેબી ફતેહ!" "હીપનોટીઝમના પ્રભાવથી પકડાયેલો પાપી!" "ચોરે પોતે કરેલો અસાધારણ એકરાર!" "પ્રોફેસરના પરાક્રમનો પ્રચંડ પ્રભાવ!" "ચોરના ચાતુર્યના ચૂરેચૂરા!" વગેરે આકર્ષક મથાળાવાળા લેખથી બધાં વર્તમાનપત્રો પોતાનાં જાબજા વખાણ કરશે! આવા આવા અનેક વિચાર કરતાં રૂમઝુમલાલની આંખ મિંચાઈ ગઈ.

: ૪ :

પ્રોફેસરના ઘરમાંથી નીકળ્યા પછી પ્રાણશંકર થોડીક વાર સુધી ધીમો ધીમો આગળ ચાલ્યો. પ્રાણશંકરે પોલિસનો શક દૂર કરવા મોટેથી સીસોટી વગાડવી શરૂ કરી. પરોઢનો ઝાંખો પ્રકાશ પડવા માંડ્યો હતો, માણસોની આવજા લગભગ શરૂ થઈ ગઈ હતી. પ્રાણશંકરે પોલિસ ચોકીનો રસ્તો લીધો, એટલામાં સામેથી એક ગરીબ જેવો દેખાતો પુરુષ મળ્યો. પ્રાણશંકરે પોતાની ઝડપ વધારી અને થોડી વાર તો તે દોડ્યો. પેલા પુરુષની પાસે આવતાં જ પ્રાણશંકરે પેલી રૂમઝુમલાલની ચિઠ્ઠી પેલા પુરુષના હાથમાં મૂકી અને ગભરાતા સાદે કહ્યું: "અરે, ખુદાને ખાતર વહેલા દોડો; પેલી પોલિસચોકીમાં જઈને આ ચિઠ્ઠી પહોંચાડી આવો! ચોર આવ્યા છે, ખૂન થયું છે, હું ડાક્ટરને ત્યાં જાઉં છું," આટલું બોલતાં બોલતાં ત્વરાથી પ્રાણશંકર પાસેની ગલીમાંથી દોડતો અદૃશ્ય થઈ ગયો.

પેલો પુરુષ ક્ષણભર તો સડક થઈ ગયો, પણ પાછળથી

કંઈક કંઈક ફફડતો પોલિસ ચોકી ઉપર ગયો અને પેલી ચીઠ્ઠી જમાદારને આપી.

: ૫ :

પ્રો. રૂમઝુમલાલ જ્યારે ઊઠ્યા ત્યારે દિવસ ચડી ગયો હતો. ઊઠીને તરત જ તેમણે પોલીસચોકીમાં ટેલીફોન કરીને પૂછી જોયું. તો જણાયું કે ચિઠ્ઠી મળી છે અને ચિઠ્ઠી લાવનાર પુરુષને પકડવામાં આવ્યો છે.

"બરાબર આવીને આપી ગયો હતો કે?" પ્રોફેસરે ટેલીફોનમાં પૂછ્યું.

"હા, પણ હમણાં ગડબડ બહુ કરે છે. જબરો તોફાની છે!" જવાબ મળ્યો.

"હેં હેં હેં હેં! ચાલો સાહેબજી"

"સાહેબજી."

ટેલીફોનનું કામ પૂરું કરીને રૂમઝુમલાલ વર્તમાનપત્રોની ઑફીસોમાં જવાને માટે તૈયારી કરવા લાગ્યા. તૈયારી કરતાં મનમાં કંઈક ચિંતા થવા લાગી. હજી પણ મારાં હીપનોટીઝમની અસર નીચે હોવો જોઈએ અને આમ કેમ? કોણે એને એ અસરમાંથી મુક્ત કર્યો? ખેર! ગમે તેમ હો, પણ આખરે પકડાયો તો છે ને! આમ વિચારીને હૃદયને શાંત કરવા રૂમઝુમલાલ બધાં વર્તમાનપત્રોની ઓફિસોમાં જઈ આવ્યા, બધાં વર્તમાનપત્રોવાળાઓએ ટેલીફોન દ્વારા ખાતરી કરી જોઈ અને સંતોષકારક જવાબ મળવાથી તરત જ મોટામોટા લેખ લખવાની તૈયારી કરી.

: ૬ :

કોર્ટમાં એક પછી એક મુકદ્દમાનો ફેંસલો અપાયે જતો હતો.

રૂમઝુમલાલ મૂછ ઉપર તાલ દેતા પોતાનો ચોર ક્યારે આવશે તેની વાટ જોતા અધીરા થતા હતા, એટલામાં આખરે એક ચીંથરે હાલ પુરુષને પોલિસ અંદર લઈ આવ્યા. તે પુરુષ બહુ જ ઉશ્કેરાઈ ગયો હોય તેમ જણાતું હતું. વારેવારે પોલિસો તેને વારતા, છતાં તે તો સખત ભાષામાં ગાલિપ્રદાન કર્યે જતો હતો. રૂમઝુમલાલે આ કેદીની સામા કંઈક દિલગીરીથી જોયું. કેદી ગમે તેમ બોલ્યે જ જતો હતો. "ઉપકારનો બદલો આ કે? ચિઠ્ઠી આપવા ગયો તે મેં ઝખ મારી કે મને જ પકડયો? પણ ત્યારે પેલા હરામખોરને કેમ કોઈ પકડવા જતું નથી?" આવાં આવાં વાક્યો તેના મોંમાંથી નીકળ્યે જતાં હતાં. એટલામાં રૂમઝુમલાલનું નામ સંભળાયું. લગાર આશ્ચર્યથી તે ઊભા થયા અને સાક્ષીના પિંજરા તરફ વળ્યા.

"આ જ માણસ તમારા ઘરમાં ચોરી કરવા ઘૂસ્યો હતો કે?"

પ્રો. રૂમઝુમલાલના માથા ઉપર વીજળી પડી હોય તેવી અસર થઈ. તેમની આંખે અંધારાં આવવા માંડ્યાં; આખી કોર્ટ ગોળ ગોળ ફરતી હોય તેમ તેમને જણાવા લાગ્યું.

"તે આ જ માણસ કે?" ના. કોર્ટે સવાલ પૂછ્યો.

"ના જી, આ તો કોઈ બીજો માણસ છે. પ્રોફેસરે લથડતે અવાજે જવાબ આપ્યો. પોલિસો ગુસ્સાથી રૂમઝુમલાલની સામા જોઈ રહ્યા. માજિસ્ટ્રેટ ચીડાઈ ગયો. લેભાગુ હીપનોટીસ્ટોના ચાળાથી અને તેમના ખોટી રીતે જાહેરમાં આવવાના પ્રયાસથી પોલિસોએ બેવકૂફ બનવું નહિ જોઈએ અને પ્રજામાં પોતાની હાંસી નહિ કરાવવી જોઈએ, એ મતલબનું સખત ભાષણ ન્યાયાસન ઉપરથી તેણે કર્યું. પોલિસનો ગુસ્સો, કેદીનાં ગાલિપ્રદાન અને જોવા આવનાર લોકોના ઉપહાસની વચ્ચે શરમિંદા બનેલા પ્રોફેસર નીચું માથું કરીને મકાનની બહાર નીકળ્યા. પોતાની સોનાની ઘડિયાળ વગેરે વસ્તુઓ ગઈ તેની તો ફિકર નહીં, પણ આખી દુનિયાની નજરે

ફજેતી થઈ, એક સામાન્ય ચોર પોતાને બેવકૂફ બનાવીને પોતાનો કીમતી માલ તફડાવી ગયો એ વિચારથી રૂમઝુમલાલનું મગજ વ્યગ્ર બની ગયું,—નિરાશામાં ડૂબી ગયું. અધુરામાં પૂરું નીચે ઊતરતાં જ, સંખ્યાબંધ પત્રોની નકલો લોકો ખરીદે જતાં હતાં અને તેમાં છપાયેલી પ્રોફેસરની કથા આશ્ચર્યચકિત થઈ વાંચતાં હતાં તે દેખાવ નજરે પડ્યો.

"હાય હાય! જ્યારે ખરી બિના જણાશે ત્યારે આ વર્તમાનપત્રો મારી કેવી ઠેકડી ઉડાડશે! મારો હરીફ શું શું લખશે? બસ, મારું હીપનોટીસ્ટ તરીકેનું જીવન આજથી જ પૂરું થયું." આટલું ભગ્નહૃદયે બોલતા રૂમઝુમલાલ ઘર ભણી વળ્યા.

: ૭ :

બીજે દિવસે સવારે પ્રાણશંકર પોતાની ઓરડીમાં બેઠો બેઠો ચાર–પાંચ ન્યુસપેપર વાંચતો હતો અને "પ્રો. રૂમઝુમલાલનો ફેંસલો" એ નામનો લેખ કંઈક હસતો હસતો બે-ત્રણ વાર વાંચી ગયો. આ લેખ તેને બહુ પસંદ પડ્યો; તેમાં પણ માજિસ્ટ્રેટે જે ભાષણ આપ્યું તે તો તેને બહુ જ પ્રિય લાગ્યું.

"પ્રોફેસર રૂમઝુમલાલે આ રીતે જાહેરમાં આવવાનો જે ક્ષુદ્ર પ્રયત્ન આદર્યો હતો તેમાં પોતે સફળ તો થયા, પણ કંઈક જુદી જ રીતે. નાસી ગયેલો પુરુષ તેને માથાનો મળ્યો હતો. તેની ચાલાકીથી આ કેસમાં પ્રોફેસર અને પોલિસ બેવકૂફ બન્યાં હતાં."

આ વાંચીને પ્રાણશંકર ફરી ફરી હસ્યો અને ગજવામાંથી એક બીડી કાઢીને તે સળગાવીને પાછો વર્તમાનપત્રો વાંચવામાં તલ્લીન થઈ ગયો.

## ૨૦ : "તસ્કર-વિનાશક યંત્ર"

**સાંજનો** સમય હતો. ચોપાટીનો સમુદ્ર ફુટપાથ ઉપરની મનુષ્યની ભરતી કંઈક કુતૂહળથી નીરખતો ઝોલાં ખાતો હતો. ફુટપાથ ઉપર મનુષ્યોની બે હાર એકેકની સામી દિશામાં જોશભેર ચાલી જતી હતી. એક વાર તે હારમાં સપડાઈ ગયેલો મનુષ્ય ગમે તેટલાં ફાંફાં મારે, તો પણ ફુટપાથ પૂરો થયા સિવાય તેનાથી નીકળી શકાય કે નહિ એ શંકાસ્પદ હતું. વેળુમાં નાનાં નાનાં બાળકો તેમની આયાઓ સાથે રમતાં હતાં. એક ખૂણે દક્ષિણી યુવકો ખારોપાટ રમતા હતા. હું ઝાઝો ચોપાટી ઉપર ફરવા જતો ન હતો, પણ જ્યારે જાઉં ત્યારે ફુટપાથ ઉપર ચાલતી હારની ઝપાઝપીમાં પડતો જ ન હતો; વેળુમાં જ આંટા મારતો. પણ આ વખતે મને કંઈક એવું જ થઈ આવ્યું કે ફુટપાથની મઝા ચાખવી. એટલે રેતીમાં ફરવાનું મૂકી દઈને હું ફુટપાથ આગળ આવ્યો અને લાગ જોઈને, મનુષ્યોની હારમાં ખાતું પડયું એટલે અંદર દાખલ થઈ ગયો. સામા આવતાં મનુષ્યોની કોણી ખાતો, સામી કોણીઓ મારતો, કોઈના પગ ઉપર પગ મૂકી દેતો, યુવતીઓની ઘેરવાળી સાડીના ઝપાટાથી બચવાને આઘા-પાછા થતાં મનુષ્યોના શરીર સાથે અથડાતો હું મનુષ્યોની રેલ સાથે ઘસડાતો ચાલ્યો. વચમાં વચમાં ભીડમાંથી નાની જગ્યા ખુલ્લી પડે તે વખતે રસ્તેથી ત્વરિત ગતિએ પસાર થતી મોટરકારો, ગાડીઓ વગેરે નિહાળતો બેબાકળો બનતો હું એક આંટો પૂરો થતાં બીજો આંટો શરૂ કરતો.

આમ ત્રણ–ચારેક આંટા માર્યા હશે એટલામાં એક વાર મને સામેથી આવતા ટોળામાં કોઈ પરિચિત ચહેરો જણાયો. હું વિચાર કરું ન કરું એટલામાં એ પુરુષ મારી લગોલગ આવી પહોંચ્યો. હું તેને બરાબર ઓળખી શક્યો નહિ, પણ તેણે મને ઓળખ્યો હોય એમ જણાયું.

"અહો !"—તે પુરુષ વધારે બોલી શક્યો નહિ. સામસામાં જતાં ટોળાંનો વેગ અનિવાર્ય હતો. અમે અટકીએ ન અટકીએ એટલામાં તો જુદી જુદી દિશામાં ધસડાઈ ગયા. મેં પાછું વળી જોવાનો અને તે પુરુષ કોણ હતો તે ઓળખવાનો ઘણોય પ્રયત્ન કર્યો, પણ કંઈ વળ્યું નહિ. તેથી આવતે ફેરે તેને સટકી જવા દેવો નહિ એવો નિશ્ચય મેં કર્યો.

ફેરો પૂરો થયો. કેટલાંક મનુષ્યો થાકીને અન્ય દિશામાં પ્રયાણ કરી ગયાં. મારે તો પેલા પુરુષને મળવું હતું એટલે પાછું જોડાવું પડ્યું. દૂર દૂર નજર ફેંકતાં મને પાછી પેલી આકૃતિ જણાઈ. તે આકૃતિએ મને પણ જોયો. અમે બન્નેએ ગમે તે પ્રયાસે પણ એકમેકને મળવાનો નિશ્ચય કર્યો. બન્ને સામસામા આવ્યા, શેકહેન્ડ કરી, અનેકના પગ કચરાયા, અનેકને ધક્કા વાગ્યા. મનુષ્યો અમારી સામાં કંઈક આશ્ચર્યથી, કંઈક ગુસ્સાથી જોઈ રહ્યાં. દબાણ વધ્યું. પાછળથી જોશ આવતાં, જેમ સમુદ્રનો ઉછાળો કચરાને બહાર કાઢી નાખે છે તેમ, પાછળના જોશથી અમે બન્ને ફુટપાથ ઉપરથી ધકેલાઈને રેતીમાં નીકળી ગયા. નીકળતાં નીકળતાં એક યુવકનો ધક્કો વાગતાં મારી ટોપી જમીન ઉપર ગબડી પડી. કેટલાક હસ્યા. પણ અમારી ઇચ્છા ગમે તે પ્રકારે બહાર નીકળવાની જ હતી એટલે આ બનાવ ઉપર મેં ઝાઝું લક્ષ આપ્યું નહિ.

"અહો નાનાભાઈ !" તે પુરુષે પોતાનું વાક્ય પૂરું કર્યું.

"અહા ! પ્રો. રૂમઝુમલાલ ! તમે અહીં ક્યાંથી ?" જમીન ઉપરથી ટોપી ઉપાડતાં તે પુરુષને ઓળખતાં મારાથી બોલી જવાયું.

પ્રો. રૂમઝુમલાલને અને અમારી ટોળીને બાલ્યાવસ્થાનું ઓળખાણ હતું. પણ તેમની પ્રવૃત્તિઓ એટલી બધી હતી, તેમનું રહેવાનું એટલું બધું અસ્થિર હતું, તેમની વૃત્તિઓ એવી ચંચળ હતી અને તેમનો સ્વભાવ એવો વિચિત્ર હતો કે તેમનો પત્તો એકાએક મળવો મુશ્કેલ હતો. પાસે દ્રવ્ય ઠીક હતું,—નોકરી–ચાકરી વગર ચાલી શકે તેવું હતું–એટલે આ બધું તેમને પરવડતું. ચારેક વર્ષ પહેલાં તે અચાનક મુંબઈ છોડી ચાલ્યા ગયા. વચમાં વચમાં તેઓ દિલ્હી ગયાની, ત્યાં હકીમ તરીકે દવાખાનું ખોલવાની, ત્યાંથી મદ્રાસ ગયાની, ત્યાં હીપનોટીસ્ટ તરીકે જાહેર ભાષણ કરવાની, પછી કલકત્તે ગયાની, ત્યાં સ્વદેશી હુન્નરોના પેટ્રન તરીકે આગળ પડવાની, ત્યાંથી આબુ ગયાની, ત્યાં યોગસિદ્ધિ કરવાની વગેરે ખબરો અમને મળતી, પણ અંદર સત્યાસત્ય કેટલું હશે એ વિચાર કરવા જેવું હતું. તેમણે પ્રોફેસરની પદવી કયા હકથી ધારણ કરી હતી તે અમારી આટલી મિત્રતા છતાં અમે જાણી શકયા ન હતા. છતાં એટલું તો કબૂલ કરવું પડશે કે તેમને વિજ્ઞાનનો અત્યન્ત શોખ હતો અને અનેક નવાં યંત્રો દુનિયાના ભલા માટે તેમણે બનાવ્યાં હતાં. જગતના કમનસીબે કહો કે પછી ગમે તેને લીધે કહો, પણ એ યંત્રો દુનિયાનાં થોડાં જ મનુષ્યોની જાણમાં આવ્યાં હશે. કારણ કે યંત્રો તૈયાર થતાં જ તેમાં કંઈક એવું વિઘ્ન આવી પડતું કે તેને બહાર પાડવાની હિમ્મત પ્રોફેસર કરતા જ ન હતા. આટઆટલી નિરાશા છતાં પ્રો. રૂમઝુમલાલ ડગ્યા ન હતા. પોતાની અડગ હિમ્મત અને શક્તિને માટે તેમને સંપૂર્ણ આસ્થા હતી. અને એમનું અલૌકિક ધૈર્ય જેવું ને તેવું જ રહ્યું હતું. આશા અમર છે. કોઈક વખતે તેમનું યંત્ર સંપૂર્ણ રીતે ફતેહમંદ થશે

અને ત્યારે આખા જગતમાં પ્રો. રૂમઝુમલાલનું નામ જાણીતું થશે એ આશા તે ત્યાગી શક્યા ન હતા. અસ્તુ !

" પ્રો. રૂમઝુમલાલ ! તમે અચીંતા, અણધાર્યા અહીં ક્યાંથી ? ક્યારે આવી પહોંચ્યા ? "

" અમારું કંઈ ઠેકાણું છે ? અમે તો મસ્ત ! જ્યાં અમારી મસ્તીને સ્થાન મળે ત્યાં ખેંચાઈએ. પણ ચાલો, આપણે ઘણે વર્ષે મળ્યા. મારે ત્યાં તો ચાલો. "

" તમારું ઘર ક્યાં આગળ છે ? દૂર છે ? "

"ના ના, પાછળની ગલીમાં જ છે. "

અમે બન્ને ચાલ્યા, અને થોડા વખતમાં તેમના ઘર આગળ જઈ પહોંચ્યા. પ્રો. રૂમઝુમલાલ હજુ લગી કૌમાર વ્રત જ પાળતા હતા, છતાં તેમના ઘરમાં એક બહુ સારો ધારો હતો: કોઈ પણ પુરુષ તેમને મળવા આવે એટલે ચ્હાનો પ્યાલો અને પાનસોપારી તો મળે જ. ચાર વર્ષ પહેલાં આ ધારાથી આકર્ષાઈને મારી અને અમારા મિત્રોની બેઠક એમને ત્યાં ઘણી વાર થતી. મને દહેશત હતી કે, વખતે ચાર વર્ષ પછી એ ધારો નીકળી ગયો હશે. પણ જેવા અમે ઘરની અંદર પેઠા કે તરત જ ચાકરને બે ચ્હાના પ્યાલાનો હુકમ થયો એટલે તે વિશે ચિન્તા કરવાનો મને અવકાશ રહ્યો નહિ.

સ્ટવનો અવાજ કાને પડચો, કીટલી ખખડી, પ્યાલા, ખખડચા, આખરે ચ્હા આવી. અમે બારી આગળ ખુરશીઓ મૂકીને બેઠા. ચ્હાના પ્યાલા પાસેના ગોળ ટેબલ ઉપર મૂક્યા. પીતાં પીતાં ચાર વર્ષની વાત કરી, મુંબાઈની વાત કરી. રૂમઝુમલાલે બીજા દોસ્તોના ખબર અન્તર પૂછ્યા, સરલા વિશે પૂછ્યું. એવી અનેક વાતો ચાલતી હતી તેવામાં અચાનક વાત પડતી મૂકીને રૂમઝુમલાલ બોલ્યા:

"પણ હું તમને આજે ખાસ આગ્રહથી અહીં બોલાવી લાવ્યો છું તેનું કારણ તમે જાણો છો?"

આજે શું એમની વર્ષગાંઠ હશે? તેથી એમને ત્યાં જમવાનું હશે? એટલા માટે મને બોલાવ્યો હશે?—એવા વિચારો મને આવવા લાગ્યા. પણ તેવા વિચારો બહાર પાડવા એ ઠીક નહિ, એમ ધારીને હું બોલ્યો: "ના, એવું તે શું કારણ હશે? કશું સમજાતું નથી."

"હા, હા, હા—તમે નહિ જ જાણી શકો. કહું? મેં એક નવું યન્ત્ર બનાવ્યું છે તે જોવાને માટે હું તમને લઈ આવ્યો છું. પણ તમે કેમ એકાએક વિચારમાં પડી ગયા?" રૂમઝુમલાલે મારા મોં સામું જોઈને પૂછ્યું.

નવા યન્ત્રનું નામ સાંભળીને હું ચમકી ગયો હતો. ચાર વર્ષ પહેલાં એવાં અનેક નવાં યન્ત્રોથી હું, સરલા અને અન્ય મિત્રો ઘણી ઘણી અડચણમાં આવી પડ્યાં હતાં. ઘણી વાર એમનાં યન્ત્રોના પ્રયોગોમાં અમારે પૈસા ગુમાવવા પડ્યા હતા; કેટલીક વાર કઢંગી સ્થિતિમાં મૂકાવું પડ્યું હતું. ચાર વર્ષ પછી પાછું નવું યન્ત્ર આવ્યું તે સાંભળીને સ્વાભાવિક રીતે જ મારું હૃદય ધડકવા લાગ્યું.

"ના ના, વિચારમાં શું પડી જાય?"

"પણ ત્યારે તમે ઉત્સાહ કેમ નથી બતાવતા? આ યન્ત્ર જેવું તેવું નથી. એનાથી આપણા લોકોની સ્થિતિ જ ફેરવાઈ જશે," રૂમઝુમલાલે કહ્યું.

અમારી સ્થિતિ એમનાં યન્ત્રોથી અનેક વખત ફેરવાઈ ગઈ હતી એટલે તે વાત મારા માન્યામાં તરત જ આવી.

"ચોરોના ત્રાસથી તિજોરીઓ શોધાઈ, તાળાં બનાવાયાં અને 'ડેન્જર બેલ્સ' પણ શોધાયા, પણ તેથી ચોરો ચોરી કરતાં અટક્યા નથી. આ ઉપરથી તે વિષય ઉપર મેં ધ્યાન દોડાવ્યું. મેં વિચાર કર્યો કે ચોર લોકો ઘરમાં કયે કયે રસ્તે દાખલ થાય છે, તે વાત

જો પ્રથમ નક્કી થાય તો તે તે રસ્તાઓ બંધ કરવાના ઉપાય લઈ શકાય. અનુભવ ઉપરથી, વિચાર પૂર્વક મનન કરવાથી અને તે વિશેનો ઊંડો અભ્યાસ કરવાથી મને જણાયું કે ચોરો બારીઓ અને બારણાંઓમાંથી ઘરમાં દાખલ થાય છે," પ્રો. રૂમઝુમલાલ બોલ્યા.

"તે સિવાય બીજા રસ્તા છે ખરા?" મેં સહેજ પ્રશ્ન પૂછ્યો.

મારા આ પ્રશ્નનો ઉત્તર ન આપતાં તેમણે આગળ ચલાવ્યું:

"એથી મેં એક એવું નવું યન્ત્ર શોધી કાઢ્યું કે આપણે જેવી બારી ઉઘાડીએ કે અરધી મિનિટ પછી એક જાળી સ્પ્રીંગથી છૂટી બારી ઉઘાડીને અન્દર આવનાર મનુષ્યની આસપાસ વીંટાઈ જાય."

"અરધી મિનિટનો શો મેળ આવ્યો?" મેં પૂછ્યું

"સાધારણ મનુષ્યો એ વાત તરત સમજી શકે તેમ નથી," જરા ભમર ચડાવી, સામું જોતાં પ્રોફેસર બોલ્યા, "બારી ઉઘાડીને કોઈ મનુષ્ય અન્દર દાખલ થાય ત્યાં સુધીના કાળનું માપ પણ લેવું જોઈએ ને! આ યન્ત્રનું નામ મેં 'તસ્કર–વિનાશક યન્ત્ર' રાખ્યું છે. બીજી રીતે એ યન્ત્ર તૈયાર છે. ફક્ત પેટન્ટ લેવડાવવું બાકી છે. મેં મારા ઘરની દરેક બારીએ અને દરેક બારણાએ એ યન્ત્રો ગોઠવી દીધાં છે."

"શું આ બારીએ પણ છે?" અમે બારી પાસે જ બેઠા હતા એટલે હું ગભરાઈને બોલ્યો.

"તમે લોકો યન્ત્રના નામથી જ ગભરાઓ છો કેમ? હા, આ બારીએ પણ છે. પણ જ્યાં સુધી મેં ચાંપ પાડી નથી ત્યાં સુધી તે બન્ધ જ રહેશે. જુઓ, જે આપણા માથા ઉપર દેખાય છે તે જ એ યન્ત્ર છે. આ બારી ઉપર દેખાય છે તે તેની ચાંપ છે. જેમ વીજળીની બત્તીને આપણે સ્વીચથી સળગાવી શકીએ છીએ તેમ આ સ્વીચથી આપણે આ યન્ત્ર ચાલુ કરી શકીએ છીએ."

મેં ઉપર જોયું. આઠેક વાગ્યા હતા એટલે ઝાંખી બત્તીના અજવાળામાં બરાબર જોઈ શકાય તેમ ન હતું. છતાં મને મોટું કાળું

ધાણું જણાયું. બરાબર જોતાં માછીમાર માછલાં પકડે છે તેવી જાતની જાળ જણાઈ. આસપાસ લોઢાના નાના નાના સળિયા જણાયા. ચારે બાજૂ દોરડાં ધરેડીથી ટીંગાતાં હતાં. આગળ ગુનેગારને ભેરવે છે તેવી હાથકડી જેવું કંઈક જણાતું હતું. મેં મારી ખુરશી પાછળ હઠાવી, આ યન્ત્રથી જેટલે દૂર બેસી-શકાય તેટલે દૂર જઈને બેઠો.

"કેમ કેવું લાગે છે?" રૂમઝુમલાલે પૂછ્યું.

"આકારમાં જો પૂછતા હો તો મૂએલી ભેંશ દોરડાથી ટાંગી રાખી હોય તેવું જણાય છે. બાકી ગુણઅવગુણ તો જાણ્યા વગર શી રીતે કહી શકાય?"

મારી ટીકાથી પ્રોફેસર કંઈક અપ્રસન્ન થયા હોય એમ લાગ્યું.

"જો રજા હોય તો એક પ્રશ્ન પૂછું," મેં કહ્યું.

"હા બોલો ને," રૂમઝુમલાલે કહ્યું.

"આ યન્ત્ર ચોર અને ઘરનાં માણસો વચ્ચેનો ફરક જાણી શકે છે ખરું?"

"તે જાણવાની શી જરૂર છે?"

"ત્યારે ધારો કે તમે જ રાત્રે બારી ઉઘાડો તો શું પરિણામ થાય?"

"એવું ધારવાની કશી આવશ્યકતા નથી. આપણે જ્યારે બારી ઉઘાડીએ ત્યારે ચાંપ ઉઘાડી નાખીએ. બાકી તો સાંજના સાત વાગ્યાથી અમે ઉપલા માળની બારીઓ બંધ કરીએ છીએ અને આ માળનાં અને નીચેનાં યંત્રો સૂતી વખતે ચાલુ કરીને સૂઈએ છીએ."

"ચોર પકડાય ત્યારે તમને ખબર પડે ખરી કે? કે સવારે જ ખબર પડે?"

"મારા કામમાં એકે વાતની કસર નહીં હોય. જેવી બારી ઊઘડી કે તરત જ ધીમી સિસોટી વાગે અને પછી જ્યારે ચોર પકડાય ત્યારે મોટો અવાજ થાય, એટલે આપણે તરત જ જાણી શકીએ. હું તમને અને બીજા મિત્રોને આ અખતરો પ્રત્યક્ષ કરી બતાવીશ એટલે બધુંય જણાશે."

વાત જરા બંધ પડી. ઘડીકમાં બારી ભણી જોતો, ઘડીકમાં ઉપર ટીંગાતા મૂએલી ભેંશ જેવા જણાતા યન્ત્રને જોતો હું ઊઠવાનો વિચાર કરવા લાગ્યો. પ્રો. રૂમઝુમલાલ ચ્હાના ખાલી પ્યાલા સામું એકી ટશે જોતાં ઊંડા વિચારમાં હોય એમ જણાયું. એટલામાં ધીમી–ઘણી જ ધીમી, રાત્રીના અન્ધકારને ભેદતી, કોણ જાણે શાથી મારા હૃદયમાં અનેક ભયભીત ખ્યાલો ઉત્પન્ન કરતી, ગેબી સિસોટી સંભળાઈ. રૂમઝુમલાલની આંખો સતેજ થઈ, છાતી ફૂલી, પગ ટટાર થયા.

"મારું યન્ત્ર—!!!" ખુરશી ઉપરથી અચાનક ઊઠતાં રૂમઝુમલાલ બોલ્યા.

એક ક્ષણ ગઈ. અમને સો ક્ષણ ગઈ હોય એમ લાગ્યું. કચડ-ક્ડ ! ભડામ ! ભડ !!! એક ચીસ પછી બિભત્સ ગાલીપ્રદાન !

અમે સ્તબ્ધ થઈ ગયા. શું કરવું તે વિચાર મગજમાં આવી શક્યો નહીં, પણ ઉપર તોફાન વધવા માંડ્યું. ગાળોની સાથે ચીસો પણ વધવા માંડી. જાળમાંથી કોઈ ભૂખ્યો સિંહ છૂટવાને ફાંફાં મારતો હોય તેમ જણાવા માંડ્યું.

"ચાલો, ઉપર ચાલો. કોઈ બદમાશ આપણા પંજામાં સપડાયો લાગે છે." રૂમઝુમલાલ બોલતા બોલતા ઊઠ્યા. તેમણે હાથમાં ફાનસ લીધું અને આગળ જવા માંડ્યું. મારે તેમની પાછળ ગયા સિવાય છૂટકો ન હતો. જાળ માણસને પકડી રાખી શકે તેટલી મજબૂત હશે કે કેમ, માણસ અન્દર પકડાયો હોય છતાં તેના હાથ છૂટા હોય કે કેમ, હાથકડી જેવું જણાતું હતું તેમાં હાથ

બરાબર સપડાયા હશે કે કેમ, મુંબાઈના ચોરો સાથે બન્દૂક કે તરવાર રાખતા હશે કે નહીં; એવા અસંખ્ય વિચારો મારા હૃદયમાં ઊભરાવા લાગ્યા. મેં આવેશમાં ને આવેશમાં મુંબાઈને, ચોપાટીને અને પ્રો. રૂમઝુમલાલને શાલ પામરી ઓરાઢી. છતાં મારે પ્રોફેસર પાછળ ગયા સિવાય અન્ય માર્ગ ન હતો.

અમે ઉપર ગયા. રૂમઝુમલાલનું ફાનસ હાલવા લાગ્યું. તે બીકને લઈ ને હશે કે ચોરને મારવાના નિશ્ચયથી હશે તે હું જાણી શક્યો નહિ. પણ તેમના દાંત પણ કચકચ થતા હતા એટલે મને લાગ્યું કે ચોરને મારવાના ઉદ્દેશથી જ એ બધા વિકારો જણાતા હશે.

ઓરડામાં તોફાન વધતું જ હતું. જાણે કોઈ ગાંડા હાથીને પૂર્યો હોય તેમ સખત અફાળઝીક ચાલી રહી હતી. વચમાં વચમાં કાચનાં વાસણો ફૂટવાનો અવાજ પણ સંભળાવા લાગ્યો. અમે ઓરડાના બારણા આગળ જઈ પહોંચ્યા. એટલામાં દુર્ભાગ્યે પવનનો સુસવાટો આવ્યો. ફાનસ હોલવાઈ ગયું. હવે પાછાં ફરવાનો પણ અવકાશ રહ્યો નહિ. રૂમઝુમલાલ ઓરડામાં ધસ્યા. ચોર ઊઠીને બારણામાંથી નાસી ન જાય તેટલા માટે હું ઉંબરામાં જ ઊભો રહ્યો. અંધારું હતું એટલે હું તેમની સાથે નહોતો એ વાત રૂમઝુમ-લાલ જાણી શક્યા નહિ. અંધારામાં રૂમઝુમલાલ કેદીને છોડવાનો કે કેદીને મારવાનો યત્ન કરે છે તે મારાથી જોઈ શકાયું નહિ. પણ થોડી વારમાં " ઓ બાપ રે ! મને હરામખોરે બચકું ભર્યું !" એવા શબ્દો બોલીને રૂમઝુમલાલ ગબડી પડ્યા. 'બીજું ફાનસ ક્યાં છે ? દીવાસળી ક્યાં છે ?' એવા શબ્દો બોલતો હું ઊભો જ રહી ગયો. હવે તુમુલ યુદ્ધ જામ્યું. એક તરફથી ચોરની ગાળો અને બીજી તરફથી રૂમઝુમલાલના ઘાંટા કાને અથડાવા લાગ્યા. આમ ક્યાં સુધી ચાલત એ કહી શકવું મુશ્કેલ છે, પણ એટલામાં નીચેથી એક ચાકર મોટું ફાનસ લઈને આવ્યો. તેનો :પ્રકાશ ઓરડામાં દ્વંદ્વ યુદ્ધ કરતા પુરુષો ઉપર પડ્યો.

"અરે કોણ શેઠ ?"

"કોણ હરામખોર વિઠુ કે ?"

પ્રોફેસર રૂમઝુમલાલ અને પેલો બીજો પુરુષ મારામારી કરતા અટકી ગયા. હું અને ફાનસ લઈ આવેલો ચાકર આવે સમયે હસવું કે નહિ એ વિચારથી એકેકની સામું જોઈ રહ્યા.

"મને બચકું ભરતાં તને શરમ નહિ લાગી ?" રૂમઝુમલાલે પેલા પુરુષને કહ્યું.

"અંધારામાં કોને ખબર કે કોણ છે ? પણ આ જાળમાંથી તો મને છૂટો કરો. બળી ગઈ આ ચાકરી. આ તે ઘર કે ભૂતાવળ ?" હજી સુધી જાળમાં જ વીંટળાઈ ગયેલો પ્રો. રૂમઝુમલાલનો ચાકર ન બોલાય તેવા શબ્દો બોલવા લાગ્યો. મહામહેનતે અમે તેને જાળમાંથી છૂટો કર્યો. તેને શરીરે થયેલા જખમો ઉપર અને રૂમઝુમલાલને પગે અમે પાટા બાંધ્યા. ઓરડામાં ભાંગેલા કાચ, ફૂટેલાં વાસણો વગેરે પડ્યાં હતાં. તે સાફ કરવાનો બીજા ચાકરને હુકમ આપ્યો. રાતના સાત વાગ્યા પછી બારી નહીં ઉઘાડવી એમ બસો વખત કહ્યા છતાં બારી કેમ ઉઘાડી એવા શબ્દો રૂમઝુમલાલ પગની વેદના ભૂલી જઈને બોલવા લાગ્યા: સામા વિઠુએ શેઠ–ચાકરનો સંબંધ ભૂલી જઈને અનેક વાક્યો કહ્યાં. ચડેલા પગારની ઉઘરાણી થઈ. વગર ગુને જાળમાં ફસાવીને નિર્દોષનો જીવ લેવાની કોશિશને માટે ફરિયાદ કરવાની ધમકી અપાઈ. તેના ઉત્તરમાં પગે બચકું ભરવાને માટે પોલિસને સોંપવાનો ડર બતાવ્યો. કાચનો સામાન ભાંગવાને માટે પૈસા ભરી લેવાનું કહેવામાં આવ્યું. ઘણી ટપાટપી થઈ. હું અને બીજો ચાકર વચમાં પડ્યા. બન્નેને છૂટા પાડ્યા. સવારે જોઈ લેવાશે એમ નક્કી થયું.

× × × ×

હું અને પ્રો. રૂમઝુમલાલ ઘણી વાર મળીએ છીએ, પણ 'તસ્કર–વિનાશક યંત્ર' વિશે તો હું અંધારામાં જ રહ્યો છું.

## ૨૧. "સિંહનો શિકાર"

**વાંચનારાઓએ** મહેરબાની કરીને પોતાની જાતને આફ્રિકાનાં અરણ્યોમાં અથવા તો ઉત્તર હિંદુસ્થાનના ગાઢ જંગલમાં ધારવી નહીં. આપણી વાર્તાનું સ્થળ મુંબાઈ ઇલાકાનું એક નાનું ગામડું છે. થોડાં ઝૂંપડાં, વળી મેદાન, વળી વાંકાચૂંકા રસ્તા; આવી જ જાતની એક પછી એક ગલીઓ; વળી થોડેક દૂર કંઈક સારા દેખાવનાં ઘર, છૂટા છવાયા નાના બંગલાઓ; આ જાતનું તે ગામડું હતું. સાંજનો સમય હતો. સઘળું શાંત હતું. જ્યારે તમે ત્યાંના વાંકાચૂંકા રસ્તા પર ચાલતા હો, તરત જ કપાયેલા ઘાસની સુંદર વાસ પ્રસરાવતી હવા ચાલી આવતી હોય, અને સાંજની શાંતિથી ઝીણા તમરાના અવાજ તમારે કાને પડતા હોય, કોઈક કોઈક જગ્યાએ આગિયાઓ ઝાડીમાંથી ઝીણો પ્રકાશ પાડતા હોય, ગાયોનું ભાંભરવું આઘેનાં ખેતરોમાંથી સંભળાતું હોય તે વખતે તમે ભાગ્યે જ ઉંદર કે બિલાડીથી મોટી વસ્તુ—જેવાં કે સિંહ, વાઘ વગેરેનો શિકાર કરવાનું ધ્યાનમાં લ્યો.

અંધારું થવા આવ્યું હતું. જેમ જેમ પશ્ચિમ તરફનું આકાશ રાતું મટીને ભૂરું થવા લાગ્યું તેમ તેમ ગામડાના લુહારની ભઠ્ઠીનો ભડકો સ્પષ્ટ દીસવા લાગ્યો. કોઈક કોઈક ઝૂંપડામાં દીવા પણ થવા લાગ્યા. નાદાન છોકરાઓ અને જુવાનીઆઓ બહારની રમત-ગમત છોડી પાછા ઘેર જવાની તૈયારી કરવા લાગ્યા. ગામડા-

ની હવા સારી હોવાથી હમણાં વસ્તી સારી હતી. ઘણા જણાઓ મોટાં મોટાં શહેરોમાંથી અહીં હવા ફેર કરવા આવતા હતા.

ધીરે ધીરે એક મોટા લીમડાના ઝાડ નીચે થડ ઉપર એક મોટી જાહેરખબર ચોંટાડવામાં આવી હતી તેની આસપાસ લોકોનું ટોળું જામવા લાગ્યું. જાહેરખબરમાં ઘણા જ મોટા કદે દુનિયાનું સૌથી ગંજાવર સરકસ આ નાના ગામડાની પાસે આવી પહોંચ્યાની ખબર છાપી હતી, કારણ કે અમારા ગામથી થોડેક દૂર જ એક મોટું ગામ હતું. જાહેરખબરને મથાળે એક મોટો માણસ ચીતરેલો હતો. તેને ચિત્રમાં એક મોટા સિંહની પાસે સૂતો હોય તેમ ચીતરવામાં આવ્યું હતું. પાસે એક નાનું સિંહનું બચ્ચું પાડવામાં આવ્યું હતું. અને સહેજ છેટે એક વિકરાળ વાઘ ચીતરવામાં આવ્યો હતો. સાચે જ આ ચિત્ર ઘણું મજેનું દોરવામાં આવ્યું હતું અને તેથી સ્વાભાવિક રીતે ઘણા જણ તે જોવા માટે એકઠા થયા.

ધીમે ધીમે કેટલાક છોકરા ગંભીર વાત કરતા હોય તેમ જણાયા. તેઓ આતુરતાથી વાત કરતા હતા. થોડી થોડી વારે આસપાસ ચિન્તાતુર વદને જોતા હતા. નાના નાના છોકરાઓ વાત સાંભળવા આવતા અને પછી તે બધે પ્રસરાવવા દોડી જતા હતા. આસપાસના પાડોશીઓ ઘર છોડી ધીરે ધીરે વધારે વધારે એકઠા થતા ગયા. થોડી વારમાં વાત ખુલ્લી પડી ગઈ. સરકસમાંથી એક મોટો સિંહ છૂટો થઈને નાસી ગયો હતો અને આ ગામડાને પાદરે આવી પહોંચ્યો હતો.

ખરેખર એક નાના ગામડાને ગભરાવી મારે તેવી આ વાત હતી. મદારીઓ, વાદીઓ, બાવાઓ, હડકાયાં કૂતરાં વગેરેની આ વિકરાળ સિંહની આગળ શી ગણતરી ! થોડી વારમાં સિંહ ગામડામાં આવી પહોંચશે એવી બીક બધાંને લાગવા માંડી. સ્ત્રીઓ નાનાં છોકરાંઓને બળાત્કારે ઘસડી જઈ તેમનાં ઘરમાં ભરાઈ જવા

લાગી. જેમના ધણીઓ હજી લગી ઘેર આવ્યા નહોતા તેમની સ્ત્રીઓ તેમને ખબર કરવા દોડી. કેટલાક ડાહ્યા માણુસો ઘરનાં બારી–બારણાં દેવા લાગ્યા. જાણે જૂના વખતની માફક કોઈક રાક્ષસ આવી ચડ્યો હોય અને ફક્ત ઘરનાં બારી–બારણાં દઈ અન્દર ભરાઈ રહ્યા સિવાય છૂટકો ન હોય તેવો ગભરાટ ફેલાઈ રહ્યો. પરંતુ કેટલાક બહાદુર માણુસો જ્યાં સુધી તેઓએ આ વાત સામસામા ઘણા વખત સુધી કરી ત્યાં સુધી બહાર જ રહ્યા. આખરે તેમનામાંના માણુસ પણ ધીરે ધીરે ઓછા થવા લાગ્યા. આખરે થોડા બાકી રહ્યા તેઓએ એક ઘણો જ સાહસિક વિચાર કર્યો કે, સિંહને જંગલમાં ને જંગલમાં જ પકડવો. આ વિચાર સૌ પહેલાં એક જાડા, ઠીંગણા અને ચશ્મા પહેરતા ત્યાંના સ્કુલ-માસ્તર દુબાશને આવ્યો. તેઓ પોતાની જાતને સૌથી ડાહ્યામાં ખપાવતા હતા, અને દર વર્ષે ઇન્સ્પેકટરને પોતાની સ્કુલની ઊંચી કેળવણી બતાવતા હતા. પણ આજ લગી તેઓને હિંમતવાન તરીકે ભાગ્યે જ કોઈ ગણતું. આ વખતે તેમનામાં ભીમ, હરક્યૂલીસ, જેક ધી જાયન્ટ કિલર વગેરેનું સામટું જોર આવ્યું હોય તેમ દેખાતું હતું. કારણ કે તેમણે શાન્તિથી કહ્યું કે જો એમના જેવા જ બીજા ત્રણેક જણા તૈયાર થાય તો સિંહને પકડવા હમણાં ને હમણાં તે જઈ શકે.

તેમણે કહ્યું : " કંઈ નહિ તો પણ, આપણે પાસેના જંગલમાં રહેતા આદમીઓને ચેતાવી તો શકીશું; નહિ તો વખતે તેમનાં છોકરાંઓને સિંહ મારી નાખે. "

" પણ વખતે આપણને મારી નાખે તો ? " ટોળામાંના કોઈએ પૂછ્યું.

માસ્તરે તેના તરફ ધિક્કારની નજરથી જોતાં કહ્યું : "આપણે મરદો છીએ, અને આપણા ઉપર જો સિંહ હુમલો કરશે તો એકી વખતે એક જણને પકડશે; તેટલા વખતમાં બીજાઓ તેને મારી નાંખી શકશે. "

" પણ સિંહ એમ તરત મારતો નથી. "

" હું મારી બંદૂક લઈશ, " સવાલનો ફડચો આણતા હોય તેમ સ્કુલ માસ્તર બોલી ઊઠયા. તે એક વોલન્ટીઅર હતા અને પોતાની નિશાન તાકવાની શક્તિ ઉપર મુસ્તાક હતા. " સારે નસીબે હાલ બંદૂક મારે ઘેર જ છે. આફ્રીકાના નાગા નાગા જંગલીઓ સિંહને મારે છે તો આપણે તો સુધરેલા છીએ. વળી આ સિંહે પોતાની અડધી જિંદગી તો પાંજરામાં ગાળી છે એટલે મારી ખાતરી છે કે એકી વખતે તે એક જણાથી વધારેને નહિ મારે. "

હવે વધારે વાદવિવાદ કરવાનું રહ્યું નહીં. ધીરે ધીરે આ ભયાનક બનાવમાં ભાગ લેવાને નીચલા ગૃહસ્થો તૈયાર થયા :

પહેલાં હરિઓ લુહાર. એણે પોતાના જેવડી જ ઊંચી કટાઈ ગયેલી બંદૂક લીધી. આ બંદૂક તેના બાપદાદા જૂના વખતમાં વાપરતા હતા. આ બંદૂક સિવાય પણ જો તેની મુઠ્ઠી જોઈ હોય (એવા જોરથી તેણે મુઠ્ઠી વાળી હતી) તો પણ નાના પ્રાણીઓ તો ગભરાઈ જાય. બીજા રસુલમિયાં હતા. એ ત્યાંનો ગાડી ભાડે ફેરવનારો હતો અને એક વખત લડાઈમાં જઈ આવ્યો હતો ( અલબત્ત આ વાત તેના સિવાય બીજું કોઈ માનતું નહોતુ ). તેણે એક મોટો કુહાડો લીધો હતો અને બીજા હાથમાં એક ફાનસ પકડેલું હતું. તેનો ભાઈ મોટો કુસ્તીબાજ હતો. તેણે એક જૂનો ભાલો બે હાથે મજબૂત પકડેલો હતો. બીજા બેએક ખેડૂતો હાથમાં ધારિયાં લઈને ચાલતા હતા. હવાફેર માટે આવેલા ગૃહસ્થોના ત્રણેક ઘાટીઓ પણ અંદર સામેલ હતા. આટલા મજબૂત માણસોનું આ ટોળું હતું. અને તે ઉપરાંત કેટલાક રખડેલ નાના છોકરાઓ પણ કોઈ હાથમાં સોટી, તો કોઈ મોટી છરી, તો કોઈ ચપ્પુ વગેરે લઈને આવી પહોંચ્યા હતા. મિ. દુબાશ કોઈ મોટા રાજા હોય, હરિઓ

લુહાર અને મિયાં રસુલ તેના જાણે અંગરક્ષક હોય અને આ નાના છોકરાઓ જાણે અગણિત સૈન્ય હોય એવો દેખાવ ત્યાં થઈ રહ્યો હતો.

ગામના પોલીસે આ બધાની સાથે જોડાવા કરતાં પોતાના વડાને આ બાબતનો જાતે રીપોર્ટ કરી આવવાનું વધારે પસંદ કર્યું. મિ. દુબાશે ઘેરથી ચળકતી બંદૂક ખાંધે લટકાવી હતી અને માથે વોલન્ટીઅરની ટોપી લગાવી હતી. આટલી તૈયારી પછી એકદમ તેમણે ચંદ્રના અજવાળામાં લશ્કરને આગળ વધવાનો હુકમ આપ્યો. થોડેક દૂર તેઓ ગયા એટલામાં જ બધાઓએ પોતાના કાન માંડીને સાંભળવા માંડયું.

"આ અવાજ શું? ક્યાં થાય છે?" એકદમ બધા બોલી ઊઠ્યા.

"અરે! એ તો મકન પટેલનો પાડો છે." આમ કહીને એકદમ મિ. દુબાશ અગાડી વધ્યા અને ધીરે રહીને પોતાની બંદૂક ગડબી. ચશ્મા લૂછી નાક ઉપર બરાબર બેસાડયાં અને આગળ કેવી રીતે વધવું વગેરેની સમજણ પાડતાં બોલ્યા:

"ગમે તેમ થાય તો પણ આપણે બધાએ સાથે રહેવું. તમે નાના છોકરાઓ બાજુએ રહેજો. જેઓની પાસે બંદૂક હોય તેમણે મધ્યમાં રહેવું. જે કોઈ સિંહને જુએ તેણે તરત જ સિસોટી વગાડવી અને એકદમ બધા માણસોએ એક ઝાડની પછાડી ઊભા રહી જવું. તમારે સૌથી પહેલાં મને બંદૂક ફોડવા દેવી."

"પણ જોજો યાદ રાખજો. જો કોઈને સિંહ પાડી નાંખે તો માણસને ગોળી વગાડવી નહિ!"

"તે બાબત કશી હરકત આવવાની નથી," રસુલે કપાળનો પરસેવો લૂછતાં કહ્યું, "હું એક ગોધાની આંખ પાંચસે વાર દૂરથી આંટી શકું છું. પણ ફિકર એટલી છે કે વખતે સિંહ મને જ પહેલો

આપો મારે; પણ હરકત નહિ; તમે સિંહના કપાળ ઉપર આંટવાનો પ્રયત્ન કરજો."

"બધા બોલવામાં જ શૂરા જણાય છે," કોઈએ પછાડીથી સાદ કર્યો. પણ એ તરફ કોઈએ ધ્યાન ન આપ્યું.

ધીરે ધીરે તેઓ જંગલની વચમાં આવી પહોંચ્યા. જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ બધાની હિંમત ઓછી થતી ગઈ. કોઈ કોઈ પોતાની હિંમત ટકાવી રાખવાને પ્રયત્ન કરતું તો તેને એકદમ મિ. દુબાશ છાનો રહેવાનો હુકમ ફરમાવતા. એક નાના છોકરાએ ભૂલથી એક ખિસકોલીને પથરો માર્યો. આ ઉપરથી મિ. દુબાશે બીજા દિવસે તેને સ્કુલમાં આખો દિવસ ઊભા રહેવાની સજા કરી. આથી સિંહના શિકારમાં મજા પડતી નથી એવું ધારીને ધીરે ધીરે છોકરાઓ પછાડી પડી ગયા અથવા તો પાછા ફરીને ઘર તરફની તૈયારી કરવા લાગ્યા. એટલામાં એકદમ સિસોટી! થોડે છેટે સહેજ ખખડાટનો અવાજ સંભળાયો!

"આવે છે!" આ બૂમ પડતાં જ લશ્કરીઓ નાસવા લાગ્યા અને જો તેમનામાંના બે જણા ઝાડી આવવાથી પડી ન ગયા હોત તો આખું લશ્કર ગામ આગળ જઈને જ ઊભું હોત.

"ધીરજ રાખો! ધીરજ રાખો!" દુબાશે બૂમ પાડી અને પાંચેક જણા ઝાડની ઓથમાં દુબાશની સાથે હિંમત પકડી ઊભા રહ્યા. રૂસુલમિયાં પોતાની બંદૂક ઊંચી નીચી કરવા લાગ્યા.

એક મિનિટ લગી સઘળું ચૂપચાપ થઈ ગયું. ફક્ત માણસોના શ્વાસ લેવાના જ અવાજ સંભળાયા કર્યા. એટલામાં અચાનક વધારે ખખડાટ થયો, અને બીજી જ પળે એક મોટું કાળું પ્રાણી ઝાડી-માંથી કૂદી બહાર આવ્યું. રસુલ પોતાની બંદૂક ફોડવાની તૈયારીમાં જ હતો એટલામાં કોઈ બૂમ મારી ઊઠયું: "એ તો કૂતરો છે! પેલા જાની શિકારીનો કૂતરો!"

"હા ! નીચ લુચ્ચાઓ !" એક જાડો અવાજ સંભળાયો અને ક્ષણમાં જાની શિકારી બહાર આવ્યો. "અરે-રસુલ !" તેણે અચંબાથી ઊંચું જોયું અને એક પછી એક બધાને ઓળખ્યા.

"તમારા જેવા આવો ધંધો કરશે એવી મને આશા નહોતી ! કંઈ નહિ, કાલે જ હું તમને બધાને ઠેઠ પહોંચાડું છું"

આ બાજુના થોડાક શબ્દોથી શિકારીની ભૂલ ભાંગી.

થોડી વાર વિચાર કરીને આખરે શિકારીએ પણ આ હિંમત વખાણી અને તરત જ પોતાની બે જોટાની બંદૂક ભરી, હાથમાં પકડી બોલ્યો: "એક વખત સિંહ જો નજરે પડે તો જુઓ !" આવા બહાદુર માણસનો ઉમેરો થયાથી આખું લશ્કર ખુશી થયું અને શિકારીના કૂતરાને આગળ કરી ફરી આગળ વધવાનું શરૂ કર્યું. રસ્તામાં જે જે ઝૂંપડાંઓ આવતાં ગયાં ત્યાંના માણસોને જગાડી બધી હકીકતથી વાકેફ કરી, બારી-બારણાં બંધ કરી સૂઈ રહેવા જણાવ્યું. આવી રીતે વખત પસાર થતો ગયો અને બરાબર મધ્ય રાત્રિ થઈ.

આ વખતે પાછો લશ્કરમાં ખળભળાટ થઈ રહ્યો. કૂતરો એકદમ ભસ્યો અને બધાએ જોયું તો એક ઊંચી, કાળી અને ભયાનક આકૃતિ આસુરી વેગથી આવતી જણાઈ. તે અવાજ બિલકુલ કરતી નહોતી; પગ હલાવતી નહોતી. જાણે અસલના વખતનો રાક્ષસ કેમ ન હોય તેમ ચંદ્રના ઝાંખા અજવાળામાં આ આકૃતિ જોસભેર આગળ વધવા લાગી.

આ આકૃતિની વચમાં એક ઝીણો પણ તીક્ષ્ણ પ્રકાશ હતો, જે આ ભયાનક પ્રાણીની આંખ હોય તેવો દેખાતો હતો. ઝાડની ઓથે રહી આ આકૃતિ તરફ બધા જોઈ રહ્યા. ફક્ત રસુલ પોતાની બંદૂક ખભે રાખી શક્યો, જો કે તે પણ થોડાક તો ગભરાયો જ હતો. જોતજોતામાં આકૃતિ માણસોની લગોલગ આવી ગઈ. તરત જ

જાની શિકારીએ બૂમ મારી કે આ તો બાઈસીકલ છે. વાત ખરી જ હતી. એક ઊંચો પારસી જુવાન ગામડાની રાત્રિની હવાનો અનુભવ લેવા ચંદ્રના અજવાળામાં નીકળી પડ્યો હતો. જ્યારે તેણે અરધો ડઝન માણસ બંદૂક, કુહાડા વગેરે લઈને ઝાડીમાંથી બહાર નીકળતા જોયા ત્યારે તે ગભરાઈ ગયો. તેણે જાણ્યું કે લૂંટારાઓ આવી પહોંચ્યાં. બધા માણસની બૂમોને નહિ ગણકારતાં તેણે સાઈકલને ઘણી જ ઝડપે દોડાવી મૂકી; પણ એવામાં એકદમ ખાડો આવી જવાથી સાઈકલ ઊછળી પડી, જુવાન પારસી જમીન પર ઝીંકાયો અને તેના લાંબા ટાંટિયા ઊંચે તરફડ તરફડ થવા લાગ્યા. જુવાન પારસી જેટલે મોટેથી બૂમ મરાય તેટલે મોટેથી "ઓ ચોર ! ઓ લૂંટારા ! મદદ કરો ! પોલિસ !" આવી આવી ચીસો પાડવા લાગ્યો.

આ બનાવથી બધા હસવાનું મૂકીને તેની પાસે ગયા અને જેમ તેમ કરીને તેને સમજાવ્યો. કેટલાકોએ તેને પોતાની સાથે લેવાનું કર્યું, પણ આખરે જુવાન પારસીએ કહ્યું: "સ્ટેશન પર જઈ બધાને ખબર આપી મદદ મોકલવા પ્રયત્ન કરીશ." આટલું કહી તેણે સાઈકલ દોડાવી મૂકી.

વખત ઘણો વીતી ગયો હતો. માણસો થાકી લોથપોથ થઈ ગયા હતા. અધૂરામાં પૂરું વાદળાં થઈને ઝીણાં ઝીણાં વરસાદનાં ટીપાં પણ પડવા માંડ્યાં હતાં.

નિરાશાથી અમને વધારે લાગી આવ્યું હતું. કંઈક બહાનું મળે તો સૌ કોઈ પાછા જવાને ખુશી હતા. આવા આવા અનેક બનાવો પછી પણ દુબાશ અડગ રહ્યા. તેમની ધીરતા ઘટી નહિ, ઉત્સાહ ઓછો થયો નહિ. તેમણે માણસોને વળી વિનવ્યા અને ધીરે ધીરે તેઓ આગળ ચાલ્યા.

આખરે આ ઉન્મત્ત સાહસ માથે લેનારાના વીરત્વનો બદલો મળવાનો હોય એવાં ચિહ્ન સ્પષ્ટ દેખાવા લાગ્યાં. ગુરૂરૂર ઘુરૂરૂર

કરતો ઝીણો પણ ભયંકર ઘુઘવાટ જંગલમાં ભયાનક પડઘો પાડતો આ શિકારીઓએ સાંભળ્યો અને જાણે વીજળીનો આંચકો લાગ્યો હોય એમ આ બહાદુર ટોળકીના માણસો થંભી ગયા.

"સાવચેત રહો ! ખરેખર હવે એ આવે છે !" રસુલ બૂમ મારી ઊઠ્યો. કૂતરો એકદમ મોટે અવાજે ભસવા મંડી ગયો.

ભડાક ! આ ગભરાટથી અચાનક મિ. દુબાશની બંદૂક ફૂટી ગઈ, પણ સુભાગ્યે ગોળી પગ પાસે જમીનમાં જ દટાઈ ગઈ.

"મેં તમને નહોતું—" રસુલ ગુસ્સાથી બોલી ઊઠ્યો. પણ વધારે શબ્દ માણસોને કાને સાંભળી શકાયા નહીં. આ જાણે એક નિશાની હોય ની તેમ તરતજ એક સામટા જાણે સેંકડો સિંહો આ ટોળીની સામે ધસી આવતા હોય તેમ ઘોડાઓનું ખોંખારવું, કૂતરાઓનું ભસવું, હાથીની બૂમો, સાંકળોનો ખખડાટ વગેરે ઘોંઘાટ થઈ રહ્યો. બે–ત્રણ મિનિટ સુધી કોઈથી કશું બોલાયું નહીં. જાણે માણુનાં પૂતળાં હોય તેમ તેઓ જડ થઈ ગયા. બધા નાસવાની તૈયારી કરતા હતા તેવામાં જાની શિકારી બોલી ઊઠ્યો: "નાસવાની કશી જરૂર નથી ! આપણે જંગલ ઓળંગી સરકસના તંબુ પાસે પહોંચ્યા છીએ!"

ખરેખર તેઓ આખું જંગલ પસાર કરી સરકસના તંબુઓ પાસે આવી પહોંચ્યા હતા. થોડેક આગળ તેઓ ગયા એટલે તેઓને સરકસના તંબુનો દરવાજો માલમ પડ્યો. ત્યાંથી એક અવાજ આવ્યો, જે અલબત્ત જોઈએ તેવી નમ્ર ભાષામાં ન હતો.

"કેમ ? આટલી મોડી રાતે અહીં એકઠા થવાનું કારણ ?"

રસુલ ટોળામાંથી આગળ વધીને બોલ્યો: "અમે સિંહની શોધ કરવા આવ્યા છીએ."

"કયો સિંહ ?"

"તમારા સરકસમાંથી નાસી ગયેલો."

"અમે સિંહને એમ છૂટા મૂકતા નથી," અવાજ વધુ કરડાકી ભરેલો નીકળ્યો.

"ત્યારે શું તમારો સિંહ નાસી ગયો જ નથી?"

"ના! કેમ શું છે?"

શિકારીઓએ એકબીજા તરફ જોયું.

"તમે ખાતરીથી કહો છો? તમારા પાંજરામાં સિંહ છે?" વળી પાછું મિયાંએ કહ્યું.

"અમારા પાંજરામાં સિંહ નથી."

"આવું બોલવું અમે સહન કરીશું નહિ; સમજ્યા! લોકોની સહીસલામતી માટે તમે જવાબદાર થશો. તમારો સિંહ છૂટો થયો છે કે નહિ?" દુબાશે મિજાજ ખોઈને કહ્યું.

"હું કેમ કહી શકું?"

"તમારે કહેવું જ જોઈએ."

"હું બીજાના સિંહ માટે કેમ કહી શકું? અમારે ત્યાં તો સિંહ છે જ નહિ."

"શું! સિંહ નથી?"

"ના, નહિ જ."

"પણ તમે ચિત્રમાં ચીતરેલો છે."

"તેવી જાતના સિંહ અમારે ત્યાં પુષ્કળ છે, તેવાને માટે પૈસા બેસતા નથી."

"આ એક નીચ જાતની લુચ્ચાઈ છે!" દુબાશે જરા કચવાઈ જવાબ દીધો.

"બહુ સારું! ચાર આનામાં આખી દુનિઆનાં જાનવરો તમને અમે નહિ જ બતાવી શકીએ. અમારી પાસે અલબત્ત પહેલાં

ઘણા સિંહ હતા, પણ હાલ તેઓને સિમલા હવાફેર માટે મોકલ્યા છે. સમજ્યા ? એક સિંહણને અમે જ્યોર્જ પાસે મોકલાવી છે. હાલમાં અમારે ત્યાં એક હાથી છે, જેણે આખી દુનિયાના રાજા—મહારાજાઓ પાસે પોતાના અદ્દભુત ખેલો કરી બતાવ્યા છે. જો તમે અહીં વધારે ગરબડ કરશો તો હું તેને તમારા ઉપર છોડીશ."

"આનો અર્થ શો ? અમને છોકરાઓએ ચોકખું કહેલું છે કે તમારો સિંહ પાંજરામાંથી નાસી ગયો છે."

"જાઓ. સીધા સીધા ઘેર જાઓ. આબરૂદાર માણસોને આ શોભતું નથી." તંબુની બારી જોઈએ તે કરતાં વધારે અવાજ કરીને બંધ થઈ ગઈ. શિકારીઓને વધારે જવાબ મળ્યા નહિ.

× × × ×

બીજે દિવસે કંઈક કારણસર ઘણા છોકરાઓને વગર વાંકે મિ. દુબારો સ્કુલમાં સજા કરી. છોકરાઓને ઘણી અજાયબી લાગી, પરંતુ કારણ સમજાયું નહિ.

## ૨૨. પિતાને પડખે

માણસ ધારે છે શું અને પ્રભુ નિપજાવે છે શું ? આપણને જેમાં કશું લાગતું વળગતું નથી તેમાં આપણે કંઈક નિઃસ્વાર્થ બુદ્ધિથી, કંઈક સ્વાર્થ બુદ્ધિથી, કંઈક પોતાના આનંદને ખાતર માથું મારીએ છીએ; તેમાં પરિણામ કેવાં જુદાં જુદાં આવી શકે છે ! જો આપણે વિજયી થયા તો ચારે તરફથી વાહવાહના પોકાર પડી રહે છે, અને જો આપણને પરાજય મળ્યો તો તો —

અમારા એક સ્નેહીને ત્યાં બનેલી વાત યાદ આવે છે. રંગીલદાસ મિજાજના ગયેલા હતા; વાની સાથે લડી શકે તેમાંના હતા. અને ઘરમાં તેમનાં પત્ની, તેમનો એકનોએક પુત્ર રમેશ અને એક પુત્રી, તેમ જ ઘરમાંના ચાકર–નફરો બધાં એમના મિજાજથી ત્રાસતાં હતાં. પણ આ મિજાજની સાથે વળી તેમનામાં એક બીજી ખાસિયત હતી. મુંબાઈના એક પરામાં તેઓ રહેતા હતા, અને બંગલો તેમની પોતાની માલિકીનો હતો. આસપાસ નાનું સરખું કંપાઉંડ હતું. આ બંગલામાં અને કંપાઉંડમાં કંઈ પણ ભાગેતૂટે કે કંઈ પણ નવું કરાવવું હોય તો સોમાંથી નવાણું વખત રંગીલદાસ તે જાતે જ દુરસ્ત કરવાનું માથે લેતા અથવા તો નવું પણ પોતે જ બનાવવાની હિંમત ભીડતા. સુથારનું, લુહારનું, ઈજનેરનું, કડિયાનું વગેરે કોઈ પણ કામ એવું નહીં હોય કે જેમાં રંગીલદાસ ભાંગડો ન વાટે. અને આ કામ કરતી વખતે ઘરમાં બધાંને તલવારની ધાર ઉપર જ ચાલવું પડતું. છતાં માથે પડી “વિશ્વદેવા” કરીને ઘરનાં બધાં ગમે

તેમ કરીને નિભાવી લેતાં. છેલ્લામાં છેલ્લાં પરાક્રમો રંગીલદાસે બે કર્યાં હતાં: એક તો લગભગ દોઢ મહિનાની મહેનત પછી તેમણે પોતાના આગલા દરવાજા આગળ જ એક સસલાંનું મોટું પાંજરું બનાવ્યું હતું, અને બીજું એક વખતે પોતાનો આગલો નળ બગડી ગયો હતો તેને સુધારવાને માટે કોઈ પ્લંબરને બોલાવવાને બદલે, પોતે જાતે જ બરાબર અઢી દિવસ સખત મહેનત કરીને તે નળ બરાબર કર્યો હતો. અલબત્ત, આ અઢી દિવસમાં એક પણ મિનિટના વિસામા વિના નળનો ધોધવો ચાલુ જ હતો હતો અને પરિણામે રસ્તા ઉપર ખાસો ચારથી સાત ઇંચ કાદવ થઈ ગયો હતો. સસલાં-ના પાંજરાથી પણ ગંદકીનું પ્રમાણ કંઈક અંશે વધ્યું જ હતું.

એક ખારીલા પાડોશીએ અરજી કરી અને બીજે દિવસે સવારે રસ્તામાં જ સેનેટરી ઇન્સ્પેકટરનો અને રંગીલદાસનો મેળાપ થઈ ગયો. ઇન્સ્પેકટર નવો જ હતો એટલે રંગીલદાસના તેજમાં હજી અંજાયો નહોતો. વાતચીત જરા સખત થઈ અને પોતે તે દિવસે સાંજે પાંજરું તેમ જ રસ્તાની સ્થિતિ જોવા આવશે એમ ઇન્સ્પેકટરે જણાવી દીધું.

રંગીલદાસે ઘેર આવતાં જ ઘરના માણસોને જણાવ્યું કે આજ પોતાની તબિયત સારી નથી. ઘરનાં બધાંએએ જાણી લીધું કે રંગીલદાસને આજે વધુ બોલાવવા જ નહીં. જૂની સાયકલ કાઢી નાખી તેને બદલે નવી સાયકલ લેવાની દરખાસ્ત મૂકવાની તક રમેશ શોધ્યા જ કરતો હતો અને તે આજે જ અવસર સંધાશે એમ માનતો હતો, ત્યાં એણે આ નવી સ્થિતિ જોઈ. દરખાસ્તને હાલ તરતને માટે ઊંચી મૂકવામાં જ માલ છે એવો રમેશે નિશ્ચય કરી લીધો. બહેનોના અને ફરાકોના ચઢેલા પૈસા લેવાને માટે આજે દરજી આવવાનો હતો તેને બાહોશીથી જ વિદાય કરી દેવો એવી સંતલસ મા અને દીકરી વચ્ચે થઈ ગઈ અને તેથી પુત્રીનું બધુંયે ધ્યાન ઓટલા ઉપર જ ચોંટી ગયું. રંગીલદાસે માળીને તતડાવ્યો,

ઘાટીનાં છોતરાં ઉતારી નાખ્યાં. રમેશને પણ એમણે સંભળાવી દીધું કે હાલ જે ધોરણે વિદ્યાભ્યાસ ચાલે છે તે જ પ્રમાણમાં ચાલ્યા કરશે તો રમેશ મોટો થતાં ખુશીથી કોઈ સ્ટેશન ઉપર પોર્ટરનો માનવંત ઓધ્ધો દીપાવશે. પણ છંછેડાયેલા સિંહને તરત બોલાવવો નહીં એ મહાસૂત્ર બધાંને જાણીતું હોવાથી કોઈએ એ ઉપર બહુ લક્ષ આપ્યું નહીં.

આખરે જમી રહ્યા પછી જ્યારે રંગીલદાસ એક રોકીંગ ચેર ઉપર બેસી મોંમાંથી સિગારેટના ધુમાડા કાઢતા હતા ત્યારે રમેશથી નહીં રહેવાયું; તેણે ધીમેથી પૂછ્યું; "બાપુજી! આજ સવારે ક્યાં ફરવા ગયા હતા ?"

"મોટા ચૂલામાં!" રંગીલદાસે ખુરશી ઉપરથી ક્રોધથી ઊભા થઈ જતાં કહ્યું, "મુંબાઈથી કંટાળીને પરામાં આવીને રહ્યા તો પણ હરામખોરો કોઈ સુખેથી રહેવા દેતા નથી. આજે હું ફરવા જતો હતો ત્યાં પેલો એ બદામનો નવો સેનીટરી ઇન્સ્પેકટર મને રસ્તામાં મળ્યો. મેં તો પહેલાં એ કોઈ દારૂડિયો ઘાટી છે એમ જ ધારેલું. એ બેવકૂફ આપણા સસલાંના પાંજરાને માટે અને પેલા નળમાંથી પાણી થોડું રસ્તામાં ગયું તેને માટે જાતે તપાસ કરવા આજે સાંજે અહીં આવવાનો છે. એ પાજી એના મગજમાં શું સમજે છે ? મનમાં તો એવું થાય છે કે બે તમાચા મારીને એનું ડાચું તોડી નાખું ! સાળા કમજાતને એક લાત મારીને કંપાઉંડની બહાર ફેંકી દીધો હોય તોય પાપ નહીં લાગે." આ જાતની અનેક ભયંકર સજાઓ પેલા બિચારા ઈન્સ્પેકટર માટે રંગીલદાસે ઘડી કાઢી. પણ તેમના સ્નેહીઓને આ જાતનાં કડક ભાષણો સાંભળવાની આદત પડી ગઈ હતી એટલે ઈન્સ્પેકટરના ભવિષ્યને માટે એમને ઝાઝી ચિંતા થઈ નહિ. પરંતુ રમેશનું તીવ્ર ભેજું આ ક્ષણે કોઈ જુદી જ દિશામાં કામ કરી રહ્યું હતું. તેને આ ઇન્સ્પેકટરના કરતાં પેલી નવી

સાઇકલની વાત બહુ ગૂંચવી રહી હતી. તેને લાગ્યું કે જો કોઈ પણ પ્રકારે આ ઇન્સ્પેકટર હેરાન થાય તો બાપુજી પોતાના ઉપર ઘણા ખુશ થઈ જાય અને પરિણામે નવી સાઇકલ એકદમ મળી જાય. અલબત્ત, રંગીલદાસ જેવા પિતાને ખુશ કરવા જવામાં પણ પુષ્પના માર્ગે પ્રયાણ કરવા જેવું નથી; ઊલટું ઘણું જોખમ સમાયેલું છે એ વાતથી રમેશ અજ્ઞાત નહોતો. પણ 'સાહસ વિના ફળ નથી' એ સરજનજૂનો સિદ્ધાંત પણ રમેશ જાણતો જ હતો. એટલે તેણે નવી સાઇકલની ખાતર, પિતાને પડખે ચઢીને, સેનીટરી ઇન્સ્પેકટરને રંજાડીને હેરાન કરવાની યોજના ઘડી કાઢી, અને પિતાને હિંમતથી કહ્યુઃ "બાપુજી! તમે એને કંઈ કરો એના કરતાં મને જ રજા આપો ને. એને એવો હેરાન કરું કે ફરીથી આપણા બંગલાની સામે નજર પણ નહીં નાખે."

રંગીલદાસને પ્રથમ તો એમ થઈ ગયું કે ઇન્સ્પેકટર પ્રત્યેનો ગુસ્સો રમેશ ઉપર કાઢીને જ આ ગૂંચવણભર્યા પ્રશ્નનો નિકાલ લાવી નાખવો. રમેશે પણ બોલ્યા પછી આ જ પરિણામ ધારી લીધું અને એથી પોતાના દોઢડાહ્યા સ્વભાવ તરફ તેને ઘણી જ ચીઢ ચઢી. હવે તો ગૂપચૂપ તે ઓરડામાંથી ચાલ્યા જવું એમાં જ શ્રેય છે એમ ધારીને તેણે પાછા હઠવા માંડયું. પણ વિધિનું ધારવું કંઈક જુદું જ હતું. રંગીલદાસને પેલા ઇન્સ્પેકટરનો વિચાર આવતાં પાછું ઝનૂન છૂટયું અને એ ઝનૂનના જુસ્સામાં તેણે કહી દીધુંઃ "ઠીક ઠીક, ભણવું ગણવું મળે નહીં અને મોટાની વાતમાં ડાફાં માર્યાં કરવાં! કોણ જાણે તારું શું થવાનું છે? પણ હશે! એવાઓને હેરાન કરવામાં પાપ નથી." બોલતાં બોલતાં પણ એમને લાગ્યું તો ખરું કે આ ઠીક નથી થયું. પણ રમેશ તો આટલું સાંભળતાં જ ત્યાંથી ઊછળતે પગે ચાલ્યો ગયેલો એટલે રંગીલદાસ એ વાત ભૂલીને બીજી બાબતોમાં પડયા અને એ વાત ત્યાં જ અટકી.

આણી તરફ રમેશ તો પોતાની નવી સાઇકલ પ્રાપ્ત કરવાના મહાપ્રયાસમાં પૂર ઉત્સાહથી ગુંથાઈ ગયો. સસાલાંનું પાંજરું કદમાં તેમ જ આકારમાં નાના ઝૂંપડા જેવું જ હતું. ત્યાંથી તેણે સસલાં કાઢી થોડા વખતને માટે કોઈ બીજી જગ્યાએ સંતાડી દીધાં અને શત્રુ આવે ત્યારે તેને બરાબર સન્માન મળે તેની પૂરતી તૈયારી કરી દીધી.

શત્રુની રાહ જોતા જરમનો ટ્રેંચમાં પડ્યા હોય તે પ્રમાણે રમેશ સાંજ સુધી વરંડામાં આંટાફેરા મારતો પડી રહ્યો પણ પાંચ-સાડાપાંચે તેના કેટલાક મિત્રોની સાઇકલોની ઘંટડી રસ્તામાં સંભળાઈ. રમેશને પ્રથમ તો એ જ વિચાર આવ્યો કે આ લોકોને ના જ પાડી દેવી, પણ મિત્રોને કામ જરૂરનું હતું. બીજે દિવસે રમાનાર ક્રિકેટ મેચમાંના ખેલાડીઓની ચૂંટણી તે જ વખતે કરવાની હતી. રમેશને ગયા વિના છૂટકો ન હતો. તેને એમ થયું કે એમાં કેટલી વાર લાગવાની હતી! હમણાં પાછો આવતો રહીશ. આમ ધારીને પોતાની સાઇકલ ઉપર ચઢતો કે મિત્રોની સાથે ચૂંટણીના મહત્ત્વના પ્રશ્નો ઉકેલવા પાસેના મેદાનમાં અદૃશ્ય થઈ ગયો.

ચૂંટણીમાં કંઈ કેટલા મતફેર પડ્યા; લગભગ મારામારી સુધીની વાત આવી, એટલે રમેશને પાછાં આવતાં મોડું થયું. એટલામાં —

આ તરફ રંગીલદાસજી ખાઈને સારી પેઠે નિદ્રાદેવીની આરાધના કરીને ઊઠ્યા હતા એટલે તામસી પ્રકૃતિના માણસો સ્વાભાવિક રીતે જે પ્રમાણે ઘણી વાર આનંદમાં આવી જાય છે તે પ્રમાણે રંગીલદાસ હૃદયની બહુ જ મીઠી શાંતિ અનુભવતા આખા જગત પ્રત્યે ભ્રાતૃભાવ ધારણ કરી રહ્યા હતા. એટલામાં ઇન્સ્પેક્ટર આવ્યો. સવારે રમેશ સાથે થયેલી વાતચીત રંગીલદાસ ભૂલી જ ગયા હતા. તેમ ત્યાં આ વાતનું સ્મરણ કરાવવા માટે રમેશ હાજર પણ ન

હતો, આથી રંગીલદાસે તો બહુ જ વિવેકથી પેલા ઇન્સ્પેક્ટરને વરંડા ઉપર બેસાડયો. ઇન્સ્પેક્ટર પણ પોતે નવો હતો અને પોતાને બધા જ બંગલાવાળાઓ સાથે સારું રાખવું હતું એટલે વિનયથી વાતચીત કરતો બેઠો. ત્યાં ચહા તેમ જ પાનસોપારીને ઇન્સાફ અપાયો અને પછી પેલા સસલાના પાંજરા ભણી જવા રંગીલદાસ તેમ જ ઇન્સ્પેક્ટર બંને ઉપડ્યા. જતાં જતાં, પાડોશીઓ તો નાહક સતાવ્યા જ કરે એમ કહીને ઇન્સ્પેક્ટરે રંગીલદાસનું મન જીતી લીધું. પણ ફરિયાદ થઈ એટલે સાધારણ તપાસ તો કરવી જ જોઈએ ને—આમ બોલીને એણે સસલાંના પાંજરાની તપાસની માગણી કરી અને તે રંગીલદાસે કબૂલ પણ કરી દીધી.

બંને જણ વાતો કરતા ચાલ્યા. નળનું પાણી કેવી રીતે વહી ગયું એ પણ રંગીલદાસે સમજાવી દીધું. સસલાંનું પાંજરું આવ્યું. ઇન્સ્પેક્ટરે તેની આસપાસ ફરીને જોઈ લીધું. પણ રંગીલદાસ ખીલ્યા હતા. તેમને આટલેથી સંતોષ થયો નહીં; તેમણે કહ્યું: “તમે માનશો ? મેં આ પાંજરું જાતે બનાવ્યું છે. સુથારની પાસે કરાવ્યું હોત તો ખાસ્સા પચીસ–પચાસ રૂપિયા લાગી જાત.”

“પણ કદમાં જરા મોટું થઈ ગયું છે, ખરું ?” ઇન્સ્પેક્ટરે કહ્યું.

“એક પંથ ઔર દો કાજ.” પોતે માપમાં કરેલી ભૂલ કબૂલ નહીં કરતાં તેમાં પણ પોતાની કંઈ સિફત છે એમ બતાવવાનો યત્ન કરતાં રંગીલદાસે કહ્યું: “હેં હેં હેં ! દાઢીની દાઢી ને સાવરણીની સાવરણી ! સસલાંનું પાંજરું પણ કહેવાય અને જરૂર પડે માળીનું ઝૂંપડું પણ થઈ જાય ! જરાક ભેજું ચલાવીએ તો આપણે બધું કરી શકીએ. પણ હમણાંના જુવાનીઆઓને હાથે કામ કરવાનું જ આળસ ! જરા અંદર આવીને જુઓ તો ખરા.” આટલું બોલીને રંગીલદાસે બારણું ઉઘાડયું. પોતે અંદર પેસવા જાય છે ત્યાં

તેમનો આગલો પગ બારણા આગળ જ ખાડો કરીને દાટેલી બાલદી-માં પડ્યો. બાલદીમાં એંઠવાડ, ગંદું ગટરનું પાણી વગેરે હતાં. પગ ઘૂંટણ સુધી અંદર ઘૂસી ગયો. રંગીલદાસ ભડાક કરતા બેસી ગયા અને એમના મોંમાંથી હજી તો ભયંકરમાં ભયંકર ગાલીપ્રદાનની અખંડ ધારા વહેવાની શરૂઆત થઈ ચૂકે તે પહેલાં તો બારણા ઉપર જ બરાબર કંઈ અવાજ થયો; રમેશના મગજની અદ્ભુત શક્તિએ ઉપજાવેલી યોજના બરાબર ફતેહમંદ નીવડી; એક નાની સરખી બાલદી ભરીને લાલ રંગ અને બેલતેલ રંગીલદાસના માથા ઉપર ઢોળાઈ ગયાં. પેલો ઇન્સ્પેક્ટર તો આ જાદુઈ સસલાંના પાંજરાથી પ્રથમ તો ગભરાઈ જ ગયો, પણ પછી ગંદા પાણી અને એંઠવાડથી રંગીલદાસનો નીચલો ભાગ અને લાલ રંગ અને બેલતેલથી તેમનો ઉપલો ભાગ, કોઈ કાળે પણ કલ્પનામાં નહીં આવી શકે એવી અદ્ભુત રીતે, રંગાયેલા જોઈને અને સાથે રંગીલદાસની જિહ્વાની પ્રચંડ શક્તિને સંપૂર્ણ દશામાં ખીલેલી દેખીને મહાપ્રયાસે પોતે પોતાનું હાસ્ય ખાળી શક્યો અને ત્યાંથી જતાં જતાં માત્ર એટલું જ બોલી શક્યો કે: "મિસ્ટર રંગીલદાસ ! પેલી બાબતમાં હવે કંઈ ફિકર કરતા નહીં."

રંગીલદાસ પોતે કેવા સ્વરૂપમાં છે એનું જરા પણ ધ્યાન રાખ્યા વિના ઘર તરફ દોડ્યા. દોડતાં દોડતાં પણ ચારે દિશા પોતાના પ્રચંડ ઘાંટાથી આ ઘોર કૃત્ય કરનાર પ્રત્યેની ગાળોથી ગજાવતા જતા હતા. ઘરમાંથી બધાં માણસોએ રંગીલદાસના માથા ઉપરથી તેમ જ ઉપલા અડધા શરીર ઉપરથી લાલ રંગ ટપકતો જોઈને કોઈ ભારે અકસ્માત થયો છે અને એથી રંગીલદાસના માથા ઉપરથી લોહીની ધારો પડે છે એમ જ માની લીધું. અને આવે પ્રસંગે, જેમ બને તેમ મોટી ચીસો પાડવાથી જ, આવા અકસ્માતોમાંથી માણસો બચી શકે છે એવી પ્રચલિત માન્યતા અનુસાર બધાં માણસોએ ચીસો પાડવા માંડી.

રંગીલદાસને તો આટલું જ જોઈતું હતું. અજાણ્યા ગુનેગારને બદલે તેમણે ઘરના માણસોને પકડ્યાં: "બેવકૂફો ! આસપાસના બધા બંગલાવાળાઓ આગળ મારી ફજેતી કરાવવી છે ? સસલાંના પાંજરા-ને રંગવા હું લઈ આવેલો તે જ રંગ આ કોઈ હરામખોરે આ પ્રમાણે મારા માથા ઉપર નાખ્યો છે."

આ સાંભળીને રમેશની નાની બેનથી નહીં રહેવાયું; તે બોલી ઊઠી: "શું બાપુજી, તમને પાંજરા આગળ આ થયું ? ત્યારે તો રમેશભાઈએ જ પેલા ઇન્સ્પેકટરને હેરાન કરવા આમ કરી રાખ્યું હતું. પેલા ઇન્સ્પેકટરને કંઈ નહીં થયું ?"

બસ ખલાસ ! આખા વરંડા ઉપર ભયાનક શાંતિ પ્રસરી રહી. રમેશની જિંદગીને માટે તેની માને ચિંતા થવા લાગી. પળ-વારમાં ત્રાડ પડી: "ક્યાં છે એ નાલાયક, પાજી છોકરો ? સાળાના શરીરનું એકેએક હાડકું ભાંગી નાખું."

× × × ×

ગમે તે પ્રકારે રમેશને એની મહાન યોજનાનું પરિણામ પહોંચાડવામાં આવ્યું. રંગીલદાસ સૂઈ ગયા ત્યાં સુધી એને ઘરમાં આવવા નહીં દીધો. છતાં પણ સવારે એને થોડી ઘણી તો શિક્ષા થઈ જ. સાઇકલ (જૂની) બે દિવસ સુધી રમેશે વાપરવી જ નહીં એવી આજ્ઞા થઈ ગઈ. અલબત્ત, નવી સાઇકલનાં તો નજદીકના ભવિષ્યમાં સ્વપ્નાં જ રહ્યાં.

માણસ શું ધારે છે ને શું થાય છે ! પિતાને પડખે ચઢીને તેમના શત્રુને મહાત કરવાની આ મહાન યોજના સફળ થઈ હોત તો શું થાત ? અને અફળ થઈ તો શું થયું ? જય અને પરાજય વચ્ચે કેટલું થોડું અંતર છે ! છતાં પરિણામમાં કેવડો બધો તફાવત છે ? જર્મન માજી કૈઝર, ફ્રાંસના મરહૂમ નેપોલીઅન વગેરે મહાન વ્યક્તિઓએ આ સત્ય સ્વાનુભવથી સમજી લીધું હતું. રમેશે પણ પોતાની નાની વયમાં જ એ જાણી લીધું.

## ૨૩. પ્રો. હીરાભાઈ

પ્રો. **હીરાભાઈ** સ્વભાવે બકરા જેવા શાંત અને શરીરે વાંસની સોટીના જેવા એકવડા હતા; શારીરિક બળમાં નાના છ માસના બાળક જેવા હતા. આવા માણસમાં પોતાને તેમ જ જગતને નુકસાન કરવાની શક્તિ હોય એમ સાધારણ રીતે માનવામાં આવે એમ નથી જ. છતાં જગતમાં શું નથી બનતું? કથાના કરતાં પણ સત્ય વધુ વિચિત્ર છે એ વાક્યથી કોણ અજાણ્યું છે? જે શક્તિથી, જે લાયકાતથી પ્રો. હીરાભાઈ સારો પગાર લાવીને પોતાના કુટુંબને સુખમાં રાખી શકતા હતા તે જ શક્તિ–તે જ લાયકાત તેમના જીવનમાં મોટામાં મોટો દુર્ગુણ થઈ પડી હતી. પ્રોફેસર સારા વિજ્ઞાનશાસ્ત્રી હતા–સારા રસાયણશાસ્ત્રી હતા. પરિણામે તેમનું ઉદ્યમી મગજ કંઈ ને કંઈ નવી શોધ કર્યા જ કરતું. કૉલેજમાં આ મગજ એમને કીર્તિ અપાવતું, પણ ખાનગી જીવનમાં આ જ ભેજું તેમને અનેક મુસીબતોમાં લાવી નાખતું; તેમના મિત્રોને પણ ઘણી વાર કફોડી સ્થિતિમાં મૂકી દેતું. પત્નીને અને બાળકોને આનાથી ઘણી વાર ત્રાસ થતો. પણ ઉપાય શો? પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય. શાંત દેખાતા, સુકલકડી શરીરવાળા હીરાભાઈ આ બાબતમાં હિમાચલ જેવા અડગ હતા અને અમારા અનેક યત્નો છતાં અમે એમને આ બાબતમાં સુધારી શક્યા નહીં.

એક વખત એમણે એક નવી જાતનો કુકર બનાવ્યો હતો, જેની મદદવડે, એમના કહેવા પ્રમાણે, આખી રસોઈ જરા પણ મહેનત વિના માત્ર સત્તર મિનિટમાં તૈયાર થઇ શકતી; અને આ સત્તર મિનિટમાં પણ કુકરને આપણે હાથ લગાડવાની જરૂર જ નહીં! વળી આમાં ખાસ ખૂબી એ રાખવામાં આવી હતી કે ધારો કે કશાક કારણથી આપણે એ કુકરનું અસ્તિત્વ જ ભૂલી ગયા (આમ શાથી આપણે ધારી લેવું અને રસોઇની વાત જ શાથી ભૂલી જવી એ તો હીરાભાઈ જાણે!) તો ચોવીસ કલાક પછી પણ રસોઈ એવી ને એવી સારી અને ગરમ જ રહી હોય! હીરાભાઈએ આ એક જ કુકર બનાવ્યો હતો અને એમના કહેવા પ્રમાણે કોઈ માણસ એમને એક લાખ રૂપિયા આપત તો પણ એ એમને એ કુકર આપત નહીં. અલબત્ત, એમના અમારા જેવા મિત્રો પાસે લાખ રૂપિયા આપવાના હતા જ નહીં અને હોત તો પણ અમે હીરાભાઈએ બનાવેલ યંત્રોની ખૂબીઓથી એટલા બધા વાકેફ હતા કે અમે એ લેવાની ઇચ્છા પણ કરત નહીં. આવી વસ્તુસ્થિતિમાં હીરાભાઈએ પોતાને ત્યાં જ, એમની પત્નીનો સખત વિરોધ છતાં, એનો ઉપયોગ સાંજની રસોઈ માટે કરવાનો હુકમ કાઢ્યો. પ્રથમ બેએક દિવસ તો બાળકો સુદ્ધાં ઘરમાં બધાં રાતના એકલું દૂધ પીને જ સૂઈ રહ્યાં. પછી એમનાં પત્નીએ ચૂલા ઉપર જ છાનીછાની રસોઈ કરવા માંડી અને છોકરાંઓને વહેલાં તે રસોઈ જ જમાડી દેતાં. અને પોતે અને હીરાભાઈ આ કુકરનું પરિણામ જોતાં અને પેલી રસોઈમાંથી બચેલ ખાવાનું ખાતાં. આ પ્રમાણે એક મહિનો આ પ્રયોગ ચાલ્યો. દરમ્યાન હીરાભાઈની તબિયત લથડી અને એમનું મન વરાળથી વગર મહેનતે લૂગડાં ધોવાના યંત્ર તરફ વળ્યું. એટલે ડાહી પત્નીએ એ કુકર માળિયા ઉપર ચઢાવી દીધો. અને એ પ્રકરણ પૂરું થયું.

લૂગડાં ધોવાના અને એના જેવાં બીજાં અનેક યંત્રોથી હીરાભાઈને અને એમના સંબંધમાં આવનારને શું શું શીખવું પડ્યું

એ બહુ જાણવા જેવું છે. પણ અહીં હું એક જુદા જ યંત્ર બાબત કહેવા માગું છું એટલે એ વિશે વળી કોઈ બીજે સમયે વાત !

એક વખત રાત્રે, જમી પરવારીને, હું હીરાભાઈને ત્યાં સહેજ ગપાટા મારવા ગયો. છેલ્લાં છએક મહિના થયાં હીરાભાઈનાં કંઈ નવાં યંત્રો બહાર નહોતાં પડયાં એટલે અમને એમ લાગ્યું હતું કે એમની એ ટેવ હવે ગઈ હશે. પણ આ ધારણા અમારી ખોટી હતી એમ મને તરત જ જણાયું. હીરાભાઈએ મને જોયો એટલે તરત જ એમના મોં ઉપર મેં અપૂર્વ ઉત્સાહ જોયો. એમણે મારા હાથ પકડયા અને મને પોતાના ખાસ અભ્યાસખંડમાં લઈ ગયા. હું તરત જ ચેત્યો કે વળી કંઈ નવું ધતીંગ ઊભું થયું છે. પણ એમાંથી નાસવાનો બીજો માર્ગ નહોતો. એમનાં પત્ની અને બાળકો લગનસરા હોવાથી દેશમાં ગયાં હતાં. એટલે મારે માત્ર એમની સાથે જ લમણાઝીક કરવાની હતી. ઓરડામાં જતાં જ મને એમણે ગંભીરતાથી પૂછ્યું : "નાનાભાઈ, આજના જમાનામાં, આ દેશમાં તો શું પણ સારાયે જગતમાં દરેક માણસને–પછી તે સ્ત્રી હો કે વૃદ્ધ હો–શાની જરૂર છે તે તમે જાણો છો ?"

"હા," મેં તરત જ જવાબ દીધો. "પૈસાની–ધનજીભાઈની–સોનેરી રૂપેરી ચાટલાની –"

"નાનાભાઈ," હીરાભાઈ મારા જવાબથી બહુ નાખુશ થઈને ભ્રકુટિ ચઢાવતા બોલ્યા, "તમારામાં ઝાઝી અક્કલ નથી એમ તો હું જાણું છું, પણ તમે સાવ મૂર્ખા છો એ હું માની શકતો નથી."

"પણ–પણ," હું ગભરાઈને બોલ્યો, "ત્યારે બધાને શેની જરૂર છે ?"

"અત્યારે મનુષ્યજાતને ઠંડીથી પોતાની જાતનું રક્ષણ કરવું એ જ સૌથી ઉપયોગનો વિષય છે. તાપ સહન કરવામાં હેરાનગતી છે, પણ તેમાં નુકસાન નથી. પણ ઠંડી સહન કરવાને માટે જો આપણે

બરાબર ઉપાયો નહીં યોજીએ તો પરિણામે ત્રિદોષ, સંધીવા, લકવો વગેરે અનેક દર્દો આપણા ઉપર જાલીમ હુમલો કરે છે, એટલું જ નહીં પણ છેવટે આપણો ભોગ લે છે. વરસ દિવસે લાખો માણસો આ જ કારણથી પોતાની અહીંની ફરજો—અહીંનાં પોતાનાં કાર્યો વગેરે અધૂરાં મૂકી પોતાના વહાલાં સ્નેહીઓને રડતાં-કકળતાં મૂકી આ ક્ષણભંગુર દુનિયાનો ત્યાગ કરી જાય છે. અને —"

"હીરાભાઈ! આ બધું મારે કબૂલ છે," આ ભાષણ મેં અટકાવ્યું નહીં હોત તો બરાબર અઢી કલાક ચાલત. એટલે મેં વચમાં જ ઝોકાવ્યું. "પણ તમારે આ બધાંની સાથે શો સંબંધ છે?"

હીરાભાઈ પોતાનું ભાષણ અધવચ જ અટક્યું એટલે જરા ખિન્ન તો થયા, પછી બોલ્યા: "જરા ધીરજ ધરો. બધીયે સમજણ પડશે." આટલું બોલીને એ ત્યાંથી ગયા અને થોડી જ વારમાં હાથમાં એક પતરાની પેટી જેવું લઈને આવ્યા. આ પેટી લંબચોરસ હતી અને ઉપરની બાજુ ગોળાકાર હતી. આમાં બે મોટાં કાણાં હતાં અને તેની બાજુઓ ચામડાથી મઢી લેવામાં આવી હતી.

"કેમ? આ શું છે તે ઓળખી શકો છો?" કોહીનૂર હીરો મને બતાવતા હોય તેવી મુખમુદ્રાથી હીરાભાઈએ મને પૂછ્યું.

"ખરું પૂછો તો હું ઓળખી શકતો નથી. બાકી અટકળ કરવાની હોય તો એમ કહી શકાય કે કોઈ મોટા રાક્ષસનો ખડિયો હોય તેવું લાગે છે," મેં જવાબ દીધો,

"કેટલાક અનાડી માણસો ધારે છે કે જેમાં તેમાં મશ્કરી કરવામાં જ જિંદગીનું સાફલ્ય છે. પણ હશે! આ યંત્ર મેં બનાવ્યું છે. જો એ ફતેહમંદ થશે તો જગત આખું મારા ઉપકાર તળે દટાઈ જશે. ઘેર શું કે ઑફિસમાં શું, કે મુસાફરીમાં શું, જ્યારે પણ આપણને શરદી લાગવા માંડે ત્યારે જો આપણે આનો ઉપયોગ

કરીએ તો બસ. આમાં ગેસ ભરવાનો છે. અંદર બે તરફ બે નાની વાટ છે જેનાથી એ ગેસ સળગે છે. આપણા પગ બૂટ સાથે કે ઉઘાડા આ કાણુંવાળું ઢાંકણું ઉઘાડીને અંદર ખોસી આપણે ઢાંકણું બંધ કરી દીધું કે આપણને જોઈએ તેટલી ગરમી એમાંથી મળી જ રહે. પછી ન ઓઢવાની જરૂર રહે, ન ગરમ કપડાંની જરૂર કે ન રહે એકસો ને એક ભયંકર રોગોની ધાસ્તી !"

"હં અં !" હું બોલ્યો.

"હું અત્યારે જ અખતરો કરી બતાવત, પણ મારી પાસે ગેસ તૈયાર નથી. વળી બીજી કોઈ વખત વાત." હીરાભાઈએ આ પ્રમાણે કહ્યું એટલે મારા મનને નિરાંત થઈ.

અમે બીજી–ત્રીજી વાત કરી અને પછી હું ઘેર ગયો. આ વાતને પાંચ–સાત દિવસ થઈ ગયા. હું આ યંત્રની વાત લગભગ ભૂલી પણ ગયો. એવામાં એક વેળા રાતના ચર્ચગેટ ઉપર બાર વાગે અમે સાથે થઈ ગયા. કંઈ કારણસર અમે બંનેય છેલ્લી લોકલ-માં સાંતાક્રૂઝ જતા હતા એટલે અકસ્માત મળી ગયા. હીરાભાઈ-ના હાથમાં એક સૂટકેસ હતું તે જોઈને મેં પૂછ્યું: "આમાં શું છે ?"

ટ્રેન આવી પહોંચતી હતી એટલે જવાબ દેવાને બદલે હીરા-ભાઈએ મને આંખ મારી અને અમે બંને ડબ્બામાં ચઢી બેઠા. શિયાળાની કકડતી ઠંડી હતી. ડબ્બામાં હું, હીરાભાઈ અને એક આધેડ વયનું પતિ–પત્નીનું જોડું એટલાં હતાં. સ્વાભાવિક રીતે વાત ઠંડીની ચાલી એમાં ઓવરકોટ સારા કે અસલની કાશ્મીરી શાલો સારી એ વિશે વાત નીકળી. તરત જ હીરાભાઈએ મને આંખ મારી, પણ આ આંખ મારવાના કારણથી હું વાકેફ ન હતો, અને હું તો એમને પૂછવા પણ જતો હતો કે આંખમાં કાંકરી–બાંકરી પડી કે શું ! તેટલામાં હીરાભાઈએ પેલું સુટકેસ ઉઘાડ્યું અને એમાંથી પેલી મને સુપરિચિત લંબચોરસ પેટી કાઢી.

"તમારા ઓવરકોટો અને તમારી શાલોના કરતાં આ નાનકડી પેટી હજાર દરજ્જે સારી છે, કેમ નાનાભાઈ?" તે બોલ્યા.

પેલાં બેએ તરત જ પૂછાપૂછ કરી. હીરાભાઈએ બધું સમજાવ્યું અને ઠંડીના ગેરફાયદા વિશે એક લંબાણુથી ભાષણ આપવાની પોતે તૈયારી કરતા હતા એટલામાં જ પેલા પુરુષે કહ્યું: "પેટી ઓર્ડરમાં હોય તો અત્યારે જ તમે વાપરો ને, આમ ઠૂંઠવાતા બેસી રહ્યા છો તે!"

હીરાભાઈને તો ભાવતું હતું અને વૈદે કહ્યું. એમણે તો લાગલી પેલી લંબચોરસ પેટી ઉઘાડીને જમીન ઉપર મૂકી, મારી પાસે કાંડીની પેટી માગી, બંને વાટ સળગાવી પોતાના પગ ઘાલ્યા અને અમારી સામે પ્રફુલ્લિત વદને જોતા હીરાભાઈ પોતાના યંત્રની તારીફમાં લંબાણુથી બોલવાની તૈયારી કરવા લાગ્યા. એટલામાં પેલી સ્ત્રીએ ધીમેથી કહ્યું: "આ ગેસની વાસ ક્યાંથી આવે છે?"

"હા, કંઈ બહુ ખરાબ ગંધ આવે છે!" પેલા પુરુષે સૂંઘવાનો યત્ન કરતાં કહ્યું.

હું પણ એમાં ટાપસી પૂરવા જતો હતો એટલે હીરાભાઈએ તરત પોતાના યંત્ર સામે જોયું. ઝડપથી ઢાંકણું ઉઘાડીને જોયું તો વાટ સળગેલ જ નહીં અને ગેસ તો બહાર ચાલ્યો જ આવતો હતો. હીરાભાઈ જરા ભોંઠા તો પડ્યા, પણ હિંમતથી મારી પાસેથી ફરી દીવાસળી લઈ વાટ સળગાવી અને ઢાંકણું બંધ કરીને પોતાની સ્વસ્થતા બતાવવા સિગારેટ સળગાવી તેમાંથી ધુમાડા કાઢવા બેઠા. અમે આ અખતરો અસ્વસ્થ હૃદયે જોઈ રહ્યા હતા અને થોડી જ વારમાં પેલી સ્ત્રીએ પાછી બૂમ મારી: "ભાઈ! તમે શું કરવા બેઠા છો? હવે તો લૂગડું, ચામડું બધાં સળગતાં હોય તેની વાસ મારે છે! છે શું?"

પણ હીરાભાઈને એ કહેવાની જરૂર જ જણાતી નહોતી. તેમણે તરત વાંકા વળીને, પગ કાઢવા ઢાંકણું ઉઘાડવાનો યત્ન કર્યો.

બીજી જ ક્ષણે ' ઓહ, બાપ રે ! ' ની ચીસ પાડતાં તેમણે પોતાનાં આંગળાં મોંમાં ઘાલી દીધાં. આખી પેટી બહુ જ ગરમ થઈ ગઈ હતી એટલે ઢાંકણું સહેલાઈથી ઊઘડે તેમ ન હતું. ગરમી વધતી જતી હતી. પગમાં પહેરેલાં બૂટ, અસ્તરનું ચામડું, પાટલૂનના પાયચા વગેરે બધું જ ધીમે ધીમે સળગવા માંડ્યું હતું. હીરાભાઈના મોં ઉપર હવે ભયના ખુલ્લાં ચિહ્ન જણાતાં હતાં. "નાનાભાઈ! મૂર્ખની માફક જોયા શું કરો છો?" હીરાભાઈએ બૂમ મારી, "ઢાંકણું ઉઘાડો, કાં તો દીવો હોલવો કે કાં તો ગેસ બંધ કરો. નહીં તો હું જીવતો ભડથું થઈ જઈશ."

મેં ગભરાઈને ત્રણે વાના એક સામટાં કરવાનો યત્ન કર્યો. પણ મારાં આંગળાંએ એ બધું કરવાની ના પાડી. મોંમાં આંગળાં ઘાલતો હું પાછો બેસી ગયો. પેલા પુરુષને દયા આવવાથી તેણે રૂમાલ રાખીને યત્ન કરી જોયો, પણ તેની પણ તે જ દશા થઈ. હીરાભાઈની સ્થિતિ હવે ગંભીર થતી ગઈ. તેમણે વિચાર કરીને એ બલામાંથી છૂટવાનો માર્ગ શોધવાને બદલે પોતાના પગ જમીન ઉપર અફાળવા માંડ્યા, અને મોંમાંથી ગમે તેમ બોલવા માંડ્યું. પણ બધું વ્યર્થ ! પરિણામ શું આવત તે અત્યારે કલ્પવું મુશ્કેલ છે, કારણ કે અમે ચારે માણસે પોતાનું મગજ ખોઈ નાખ્યું હતું. અને સાંકળ ખેંચીને ટ્રેન ઊભી રાખવાનું પણ અમને સૂઝત કે નહીં તે સવાલ હતો ! પણ સુભાગ્યે ટ્રેન એટલામાં વાંદરા ઉપર આવી પહોંચી એટલે મેં હીરાભાઈને સ્ટેશન ઉપર ખેંચી કાઢ્યા. એટલી વારમાં તો એમની વેદના અસહ્ય થઈ પડી હતી અને એ મોટેથી ચીસો મારતા હતા. મધરાત હતી છતાં સ્ટેશને હોહા થઈ અને આખરે એક પોર્ટરે સમયસૂચકતા વાપરી મોટી બાલદી ભરીને પાણી છાંટી દીધું એટલે સુઉઉઉ સુઉસ કરીને પેલું યંત્ર ઠંડું થઈ ગયું. ટ્રેન તો ચાલી ગઈ હતી એટલે સાંતાક્રુઝ જવાને માટે તો ગાડી જ ભાડે કરવાની હતી. આથી

સમયનો ખ્યાલ રહ્યો ન હતો. સ્ટેશનમાસ્તરના કાલાવાલા કરતાં એમણે યાર્ડના ફિટરને બોલાવી મંગાવ્યો. તેણે છીણી, સ્ક્રૂડ્રાઇવર, હથોડી વગેરેની મદદથી આખરે પેલી પેટી હીરાભાઈના પગથી છૂટી કરી. અમે તેને થોડી બક્ષીસ આપી. સ્ટેશનમાસ્તર અને બીજાઓને અમે આ અકસ્માતનો ઇતિહાસ કહ્યો અને ત્યાંથી સીધા ડાક્ટરને ત્યાં દાઝ્યાનો ઉપચાર કરાવી, મોડી રાતે સાંતાક્રુઝ પહોંચ્યા. હીરાભાઈ પંદર-સત્તર દિવસની હેરાનગતી પછી પાછા હોંશિયાર થઈ ગયા. પણ ખેદની વાત એ છે કે પેલું યંત્ર વાંદરાના સ્ટેશન ઉપર ફિટર પાસે પડી રહ્યું અને હીરાભાઈએ ત્યારપછી એવાં બીજાં યંત્રો બનાવવા વૃત્તિ બતાવીજ નહીં!

બાકી હજી મને એમ લાગે છે કે એ યંત્રથી રતાળુ, શક્કરિયાં, બટાટા, કાંદા વગેરે બહુ સારાં બાફી શકાય અને હોળીના વખતમાં એના લાડવા બનાવવામાં બહુ સારી રીતે ઉપયોગમાં લઈ શકાય. પણ હીરાભાઈ ને આ વિષય જ એટલો અપ્રિય થઈ પડ્યો છે કે આવું યંત્ર બનાવવાનું કહે જ કોણ?

## ૨૪. સ્નેહવદનનો સ્નેહભાવ

**સ્નેહવદનની** સાથે આપણે કેવી રીતે વર્તવું, તેનો ગમે તેવો દોષ હોય તો તેના ઉપર કેવી રીતે ગુસ્સે થવું, એ મને આજે એમની સાથેના આટલાં વર્ષના સંબંધ પછી પણ સમજાતું નથી. કોઈ પણ બાબતમાં એમને એમ જણાય કે એમનાથી ભૂલ થઈ ગઈ છે એટલે આપણે તેમને ઠપકો આપવાનો આરંભ કરીએ, આપણું બળતું જિગર ઠંડું કરવાના યત્ન કરીએ તે પહેલાં તો તે પોતે પોતાનો દોષ કબૂલ કરી લે; એટલું જ નહીં પણ આ દુનિયામાં પોતે સૌથી મોટા ગધેડા છે એ હકીકતથી પોતે બરાબર વાકેફ છે એમ પણ બોલી દે. અને આ બધી ક્રિયા કરતી વખતે મોઢેથી હાસ્ય તો ચાલુ જ હોય! એમના દોઢડાહ્યાપણાને લીધે ઉપસ્થિત થયેલી કંચુબરોનો હું જ્યારે જ્યારે ભોગ થયેલો છું ત્યારે ત્યારે મેં તેમના ઉપર ગુસ્સે થવાના ઘણા યત્ન કરેલા, પણ દરેક વખતે હું નિષ્ફળ જ નીવડેલો. એક નાનો પ્રસંગ હું અહીં નોંધું છું:

એક દિવસ અચાનક મારે મુંબાઈ જવું પડયું. કોઈ પણ મિત્રને મારાથી ખબર અપાઈ નહીં, ટ્રેન મોડી હોવાથી રાતના સાડા દસે ગ્રાંટરોડ ઊતરીને, મારે મારા કયા મિત્રને મારા આતિથ્યનો અણુ-મૂલો લાભ આપવો એ વિશેના વિચારમાં હું ગિરફતાર થઈ ગયો હતો, ત્યાં મારા વાંસામાં પોણીબસો રતલની કાયાનો રાઠોડી હાથ પડયો! “અરે વાહ રે! મારા મહેરબાન! તમારાં પનોતાં પગલાં કંઈ આ તરફ!”

અચાનક વાંસામાં ધબ્બો અને પછી આ વાક્યોનું ઉચ્ચારણ ! હું માંડમાંડ પડતાં બચી ગયો. પાછળ ફરીને જોઉં છું તો સ્નેહવદનની સૌમ્ય મૂર્તિ !

મેં મારી મુશ્કેલીનું વર્ણન એમને આપ્યું. બસ, સ્નેહવદનનો સ્નેહભાવ ઊછળી આવ્યો. "ઓહોહો ! એમાં તે મોટી મુશ્કેલી શી ! મારા ઘરમાંથી પણ હમણાં અહીં કોઈ નથી. લો આ કૂંચી. ઊપડી જાઓ. ત્યાં આસાનીથી સૂજો. એટલામાં સેવક ત્યાં આવી પહોંચશે. મારે હમણાં જરા કામ છે."

"પણ એ તમારું ઘર કેવુંક છે ?"

"અરે, તમે વાત જ નહીં કરો ને. એવું ગ્રાંડ છે ! અને હજી આખી ચાલમાં માંડ પાંચ-દસ કુટુંબ રહેવા આવ્યાં છે. ચાલ આસી ચાર માળની છે. ઇલેક્ટ્રીક લાઈટ વગેરે બધું છે. તમે ઊપડી જ જાઓ."

વિક્ટોરિયા બોલાવી હું ચડી બેઠો. સ્નેહવદને વિક્ટોરિયાવાળાને બરાબર સરનામું આપ્યું. ગાડી ઊપડી. ગાડી ઊપડતાં જ મને યાદ આવ્યું; મેં બહાર ડોકું કાઢી ઘાંટો પાડ્યો: "રૂમનો કંઈ નંબર બંબર છે કે નહીં ? અત્યારે અગિયાર વાગે હું પૂછીશ પણ કોને ?"

સામેથી સ્નેહવદનની ત્રાડ સંભળાઈ: "અરે ! ૪૨ નંબરની રૂમ. જાઓ હું આવી પહોંચું છું."

વિક્ટોરિયા અફળાતી કૂટાતી ઊપડી. થોડી વારે એક મોટા મકાન આગળ અમે આવી પહોંચ્યા. મારી પાસે સામાન વધુ નહોતો; માત્ર એક હેંડબેગ હતી, એટલે તે લઈને ગાડીના પૈસા ચૂકવી આપી હું કંપાઉંડમાં દાખલ થયો. આખી ચાલ સુમસાન હતી. કંપાઉંડમાં રેતી, પથરા, ઈંટ, રંગનાનાં કુંડાંઓ વગેરે અસ્તવ્યસ્ત પડ્યાં હતાં. ધીમેધીમે આ બધું વટાવતો હું દાદર આગળ આવ્યો. અને ત્યારે જ યાદ આવ્યું કે રૂમ કેટલામે માળે છે તે પણ હું

જાણતો ન હતો. પણ સુભાગ્યે મકાનનો રામોશી મને મળ્યો. મેં તેને કાલાવાલા કર્યા એટલે એ સાથે આવ્યો. અમે બે દાદરા ચઢ્યા એટલે રામોશીએ કહ્યું: "બસ, હવે તમારો નંબર જોઈ લેજો." આટલું કહીને તે તો પાછો ચાલતો થઈ ગયો.

રાતના અગિયાર વાગ્યા પછી લાઈટ રાખવાનો રિવાજ નહીં હોય એટલે બધે અંધારું હતું. સ્નેહવદનની રૂમ જે મજલે હતી ત્યાં બીજાં કોઈ ભાડુત રહેવા જ નહીં આવ્યાં હોય એમ જણાતું હતું, કારણ કે એકાદ ઓરડીમાંથી પણ પ્રકાશ આવતો નહોતો જણાતો. મેં સ્વીચ માટે ફાંફાં મારી જોયાં, પણ પત્તો લાગ્યો નહીં. શાંતિ — ગૂઢ શાંતિ અમુક વખતે આપણને પ્રિય લાગે છે, પણ અત્યારે તો મને તે શાંતિના કરતાં પાંચસો છોકરાં, ત્રણસો ભેંસાં અને બસો મરદોનો સામટો ઘોંઘાટ વધુ પ્રિય લાગત. હું દીવાસળી સળગાવતો રૂમના નંબર જોતો જોતો આગળ ચાલ્યો. બેંતાળીસ નંબરની રૂમ આવી. મેં સ્નેહવદને આપેલ કૂંચી કાઢી ને તાળાને લગાડી. તાળું ઉઘાડી હું અંદર પેઠો. અંદર જઈને હાથે સ્વીચ લાગતાં મેં લાઈટ કર્યું. સ્નેહવદનની રૂમમાં આટલી સુઘડતા અને આટલી સ્વચ્છતા જોવાની મેં આશા રાખી નહોતી એટલે હું જરા અજાયબ થયો. છતાં હું એટલો થાકી ગયો હતો કે એ બાબતનો વિચાર કરવાની મેં તસ્દી લીધી નહીં. આગલું બારણું બરાબર બંધ કરીને મેં બેગ મૂકી, લૂગડાં ઉતાર્યાં અને માત્ર એક પહેરણ પહેરીને હું આરામ ખુરશી ઉપર પડ્યો. સ્નેહવદન આવે ત્યાં સુધી એમ જ પડી રહેવાનો મેં વિચાર કર્યો. થોડી વાર પછી 'લાવ ને, પાછલી બારીએ જોઉં તો ખરો!' આવા વિચારથી પાછલી રૂમમાં જઈને મેં વાડામાં પડતી બારી ઉઘાડી. બારીની પાસે જ એક નાનો લોઢાનો દાદર જણાયો. એ આગને વખતે બચવાને માટે ખાસ મૂકવામાં આવેલ જણાતો હતો. હું ત્યાંથી પાછા ફરવાની તૈયારીમાં હતો એટલામાં એક નાની બાજુની ઓરડીમાં કોઇનાં પગલાં સંભળાયાં. થોડી જ

વારમાં તે ઓરડીનાં બારણાં ધીમે ધીમે ઊઘડવા માંડ્યાં. 'ચોર હશે–લૂટારા હશે–ભૂત હશે–માણસ હશે'—આવા તર્કની પરંપરા મારી છાતીમાં કંઈક વિચિત્ર જાતની ઊર્મિઓ જગાડતી હતી; ઠંડીના દિવસોમાં પણ મને પરસેવાની અસર થવા માંડી હતી. એટલામાં બારણું ફટાક દઈને ઊઘડી ગયું અને મારી આખી જિંદગીમાં મેં નહીં જોયેલ એવડા કદનો એક ભયંકર કૂતરો પોતાની ધગધગતા અંગારા જેવી બે આંખોએ મને જોઈ રહ્યો. અર્ધ ક્ષણમાં તેણે સિંહ વાઘ અને બીજા બેચાર ભયાનક, હિંસક પ્રાણીઓ ભેગાં થઈને ગર્જના કરે તેવી ભીષણ ગર્જના કરી. આ ગર્જના મારા પ્રત્યેના સ્નેહભાવથી કરી હતી કે વૈરભાવથી તે કળી શકવાનું મારી પાસે સાધન ન હતું. સ્નેહવદનના સ્નેહભાવને હજાર શાલપામરી પહેરાવતો, આવી રીતે પોતાની રૂમમાં સાક્ષાત્ યમદેવને પૂરીને મને અહીં મોકલાવી આપવામાં સ્નેહવદનનો 'વિનોદી સ્વભાવ' હતો કે એમની અક્કલની ખામી હતી એ કોયડો ઉકેલતો હું છલંગ મારીને બારીમાં-થી બહાર પેલા લોઢાના દાદર ઉપર પહોંચ્યો, અને લાંબો હાથ કરીને મેં બારી બંધ કરી દીધી. બહુ શાંતિથી મેં આ ક્રિયા કરી ન હતી તેથી ટેબલ ઉપરનો ઇલેક્ટ્રીક દીવો જમીન ઉપર પડી ગયો અને રૂમમાં તદ્દન અંધારું થઈ ગયું. છતાં તે અંધકારમાં પણ કાચની બારીમાંથી પેલા કૂતરાની ભયંકર આંખો મારી સામે તાકતી હતી તે મેં જોઈ. મારી સમયસૂચકતા વિષે મને માન ઉત્પન્ન થયું અને હું સાવધાનીથી આખો દાદર ઊતરી ગયો.

નીચે વાડીમાં પહોંચ્યો ત્યાં સુધી મને એમ જ હતું કે આગલે દાદરેથી જઈને પાછો મારી રૂમમાં હું દાખલ થઈ શકીશ. વાડામાં પહોંચ્યો એટલે મને મારી સ્થિતિનું બરાબર ભાન થયું. મેં લૂગડાં બધાં ઉતાર્યાં તેની સાથે જ કૂંચી ટેબલ ઉપર મૂકીને બારણાં અંદરથી બંધ કર્યાં હતાં એટલે એ રસ્તેથી પાછા તે રૂમમાં દાખલ થવાની આશા રાખવી એ મૂર્ખાઈ હતી. તે જ પ્રમાણે માત્ર પહેરણ

અને પંચિયાથી કકડતી ઠંડીમાં આખી રાત વાડીમાં ગુજારવી એ પણ બને એમ ન હતું. એટલે મેં એક માર્ગ વિચાર્યો : 'પાછો લોઢાનો દાદર ચઢીને ઉપર જાઉં અને જો કૂતરો પાછો પેલી ઓરડીમાં ચાલ્યો ગયો હોય તો હું આગલા ઓરડામાં નાસી જઈને બારણાં દઈને સૂઈ શકું ખરો.' આ વિચારથી હું પાછો દાદર ચડયો. મેં એક બારી જોઈ પણ તે અંદરથી બંધ હતી. આથી મારા આ માર્ગમાં પડેલાં વિઘ્નોનો ખ્યાલ સચોટ રીતે આવ્યો. રૂમ નંબર બેંતાલીસ કેટલામે મજલે છે એની મને ખબર ન હતી. લોઢાનો દાદર ગોળ હતો અને વચમાં વચમાં રમણાં હતાં એટલે દરેક રમણે એક બારી આવતી. આ દરેક બારી જો હું તપાસવા જાઉં તો મારો પોષાક જોતાં મને એ ચાલનાં લોકો ચોર જ ધારે અને પરિણામે મને જે પુષ્પાંજલિ મળે તે સ્વીકારવાની મારામાં હિંમત ન હતી. એટલે હું ધીમે ધીમે પાછો નીચે ઊતર્યો. આમાં પણ મારું ડહાપણ જ હતું, કારણ કે હું જેવો નીચે ગયો તેવો જ ત્યાં પડેલ અનેક વસ્તુઓમાંથી કોઈક વસ્તુ સાથે હું જોરથી અફળાયો. તે વસ્તુ (ડોલ જેવું લાગતું હતું) મોટા અવાજ કરીને ગબડી પડી.

પછી તો પૂછવું જ શું ? શેરીમાંના આશરે પંદરેક કૂતરા એકેકની સ્પર્ધા કરતા ભસવા લાગ્યા. તેમાં પણ સૌના ભસવાને ઢાંકી દેતો, પેલા રાક્ષસી કૂતરાનો અવાજ, નભોમંડળમાંથી ગર્જના થતી હોય તેમ ઉપરથી સ્પષ્ટ સંભળાતો હતો. બેએક બારી પણ ઊઘડી, "કોણ હૈ, બદમાસ !" ના ઘાંટા પણ એ બારીમાંથી સંભળાયા.

રંગભૂમિના આ દશ્ય વખતે મારે છતાં થવામાં કંઈ પણ લાભ હતો નહીં એટલે હું મૌન જ ધારણ કરીને અઢેલીને ઊભો રહ્યો. બે–ચાર મિનિટમાં બધું શાંત થઈ ગયું. હું ભીંતે ફંફોસતો ફંફોસતો બધે ફર્યો, પણ ત્યાં એકમાત્ર બારણું હતું તે બંધ લાગ્યું એટલે હું હતાશ થઈને તે બારણા આગળ જ બેઠો. પાછલા વાડામાંથી આગળ જવાની ઇચ્છા આ પ્રમાણે અશક્ય નીવડવાથી

કમને પણ મારે આખી રાત ત્યાં જ ગાળવાનો ઠરાવ કરવો પડ્યો. સ્નેહવદનને પણ મારી માફક જ ઓરડામાં તો સૂવાનું નહીં જ મળ્યું હોય એ વિચાર જ, મારાં આ અનેક દુઃખમાં, મને કંઈક સાન્ત્વન આપી રહ્યો હતો. બારણાને અઢેલીને હું બેઠો, આંખ પણ મીંચી, ધીમે ધીમે કલાક ગણતો ગયો : એક થયો, પછી ઘણી વારે બે ટકોરા સાંભળ્યા. પછી જરા ઝોકું આવી ગયું હશે એમ હું ધારું છું; કારણ કે પછી મેં એકદમ પાંચ સાંભળ્યા. જરા જરા અજવાળું પણ થઈ ગયું હતું. સફાળો ઊઠ્યો. બારણું તપાસ્યું તો જણાયું કે રામોશી અંદરથી ઉઘાડીને ચાલ્યો ગયો હતો. હું ગૂપચૂપ અંદર ગયો. ઓરડીઓના નંબર જોતો હું દાદરનાં પગથિયાં ચઢવા લાગ્યો. છેક ચોથે માળે બેંતાળીસ નંબરની રૂમ હાથ લાગી. ત્યાં જઈને જોઉં છું તો સ્નેહવદન નંબર પિસતાલીસના બારણા આગળ એક બાંકડો હતો ત્યાં ઘોરતા હતા !

મેં એમને ગોદા મારીને ઉઠાડ્યા. આંખ ચોળતા ઊભા થતા સ્નેહવદને મને જોઈને કહ્યું : "અરે વાહ રે મારા મહેમાન ! તમે તે કેવા ઊંઘણશી ! મેં આ બારણાને લાત મારી મારીને મારા પગ ભાંગી નાંખ્યા, પણ તમે ઊઠ્યા નહીં ! આ તે તમારી ઊંઘ ! નર્યા કુંભકર્ણના અવતાર !"

ચોર કોટવાળને દંડે એના જેવો પ્રસંગ ઉત્પન્ન થયેલો જોઈને મારો મિજાજ ગયો. "તમેય શું બેવકૂફ જેવી વાત કરો છો ? મને તમે બેંતાલીસ નંબરની રૂમની ચાવી આપેલી અને તમે અહીં શા માટે બારણું ઠોકતા હતા ? તમારી રૂમ કઈ ? બેંતાલીસ કે પિસતાલીસ ?"

"કેમ કેમ ?" સ્નેહવદને અજબ થતાં પૂછ્યું, "મારી રૂમ તો પિસતાલીસ જ છે ને."

"પણ ત્યારે તમે મને બેંતાલીસની ચાવી કેમ આપેલી ?" મેં પૂછ્યું.

"હેં ! મેં તમને બેંતાળીસની ચાવી આપેલી ? તમે તે રૂમમાં સૂતેલા ? ત્યારે મારી પાસે આ રૂમની ચાવી તો હોવી જ જોઈએ." આમ બોલતાં બોલતાં ગજવાં ફેંફોસીને સ્નેહવદને ચાવી કાઢી અને બારણું ઉઘાડીને અમે અંદર પેઠા. પોતે પોતાના ગજવામાં ચાવી હતી છતાં બહારના બાંકડા ઉપર આખી રાત સૂઈ રહ્યા એ પ્રસંગ સંભારીને ખૂબ હસી રહ્યા પછી તેમણે પાછું મને પૂછ્યુંઃ "પણ તમે ખરેખર બેંતાળીસની રૂમમાં સૂતા હતા ?"

"શું ધૂળ સૂએ ? ભયંકર રાક્ષસવાળી રૂમમાં તે કોઈ સૂએ ખરું ? હું તો પાછલા વાડામાં રંગના પીપોને અઢેલીને સૂતો હતો," મેં ઉશ્કેરાઈને જવાબ આપ્યો. "પણ સ્નેહવદન ! ત્યારે તમારી પાસે એ કૂતરાવાળી રૂમની ચાવી આવી ક્યાંથી ?"

મેં આખી રાત રંગના પીપોના સમાગમમાં ગાળી એમાં હસવા જેવું શું હશે તે હું જાણી શક્યો નહીં. પણ સ્નેહવદન પોતે તો પુષ્કળ હસ્યા અને પછી બોલ્યાઃ "ભાઈ ! માફ કરજો. હું આ દુનિયામાં સૌથી મોટા ગધેડો છું. વાત એમ બની કે એક મારા મિત્રની રૂમ બેંતાળીસ નંબરની છે. આ ડાઘો એ એમનો કૂતરો છે. બેએક દિવસને માટે એમને બહાર જવાનું થયું એટલે એમણે પોતાની ચાવી મને આપી હતી અને કૂતરાને બેએક દિવસ સંભાળવાનું કહેલું. દિવસના તો મારી હિંમત એને પાણી અને ખાવાનું આપવાની ચાલે છે, પણ ભાઈ ! રાતના તો આપણે એની પાસે જતા જ નથી. પણ બરાબર વાત તો કરો તમારી વીતકકથાની."

મેં પહેલેથી તે છેવટ સુધી બધી હકીકત કહી સંભળાવી. સાંભળીને સ્નેહવદને પહેલાં તો પોતાનો દોષ કબૂલ કર્યો. પોતે સ્નેહભાવથી કરેલાં કાર્યોમાં આવા જ કંઈ કમનસીબ બનાવ બનતા હશે એ વિશે એમણે વાદવિવાદ કર્યો અને પછી મારી ઘણી માફી માગી. પણ જેમ જેમ આ પ્રસંગ તે યાદ કરતા ગયા તેમ તેમ તેમના મુખમાંથી હાસ્યના પ્રચંડ તરંગો નીકળતા ગયા.

આવા માણસને મારે શું કરવું ?

## ૨૫. જેતાતુરા

: ૧ :

**માં. પોલ** દારપ્રેમો છવ્વીસથી અઠ્ઠાવીસ વર્ષનો યુવાન હતો. પરંતુ તેના મુખ ઉપરથી આવું અનુમાન કરવું મુશ્કેલ હતું. કારણ કે તેના ચહેરા ઉપર યુવાવસ્થાનો ઉલ્લાસ તેમ જ પ્રૌઢાવસ્થાનું ગાંભીર્ય ઉભય તરવતાં હતાં. તેની ભ્રકુટિ ભવ્ય હતી, નાક ગરુડના જેવું હતું, ઓષ્ઠ સુંદર હતા અને હડપચી દઢતાનું તાદશ ભાન કરાવતી હતી. આમ એક એક અવયવ છૂટક છૂટક લઈએ તો સુંદરતાના નમૂનારૂપ હતાં, પણ કોણ જાણે શાથી આ છૂટાં છૂટાં અવયવ એક સાથે જોનારને સૌંદર્યનું ભાન કરાવતાં નહોતાં. એકમેકમાં મળી જતી રેખાઓ જ સંપૂર્ણ સુંદરતા પ્રાપ્ત કરે છે. આના મુખમાં તેમ થતું ન હતું. એક ઇટાલીઅન ચિત્રકારને માટે કહેવત છે કે એને જ્યારે શયતાનના દૂતો ચીતરવા પડતા ત્યારે એ જુદી જુદી સુંદરતા એક જ મુખમાં ચીતરતો; પરિણામે તે મુખ ઉપર એક વિચિત્ર ભયંકરતા પ્રગટ થતી. આના મુખમાં પણ કંઈક આવું જ દેખાતું. જ્યારે તેની નજર કોઈ પણ વસ્તુ ઉપર સચોટ ચોંટતી નહીં ત્યારે આંખોમાં અસ્પષ્ટ નમ્ર દુઃખ અને કોમળતા પ્રસરી રહેતી; પરંતુ જ્યારે પણ આ યુવક તેની આંખો એક વસ્તુ ઉપર ઠેરવતો ત્યારે તેમાં અજબ જેવો ફેરફાર થઈ જતો. તેની આંખોમાંની કોમળ ભુરાશ ચાલી જતી અને ક્રૂર લીલાશ તેમાંથી ફાટી નીકળતી.

આ ફ્રેંચ યુવાન ઇંગ્લંડની મુસાફરીએ ગયેલો ત્યાં તેને કુમારી એલીશાઆ વાર્ડ અને તેના કાકા સર જોશુઆ વાર્ડ જોડે પરિચય પડચો. સર જોશુઆને સૌ કોમોડોર તરીકે જ ઓળખતાં. આ કોમડોરને એલીશીઆ એ જ માત્ર આ જગતમાં પ્રેમનું અને વિશ્રાંતિનું સ્થાન હતું. કોમોડોરને ત્યાં અતિથિ તરીકે પોલે એલીશીઆ સાથે અનેક દિવસો સુખમાં નિર્ગમન કર્યા હતા. હરિયાળી જમીન ઉપર સાથે ઘોડાં દોડાવવાં, શાંત પાણીના હૈયાં ઉપર હોડીમાં ઝોલાં ખાવાં એવી એવી અનેક પ્રેમની રીતોએ ઉભયને સ્નેહની શૃંખલામાં જકડી લીધાં હતાં. અને તેમના આ પ્રેમપથમાં કોમોડોરે વિઘ્ન નહીં પરંતુ સહાનુભૂતિ બતાવી. પ્રેમીયુગલને આથી વધુ શું જોઈએ ?

: ૨ :

આ પ્રસંગને આશરે ત્રણેક માસ વીતી ગયા હશે. પાછાં બંને પ્રેમીઓ નેપલ્સમાં મળ્યાં. એલીશીઆ અને તેનો કાકો નેપલ્સમાંની એક દિવ્ય વાડીના એક પુરાણા આલયમાં રહેતાં હતાં. પોલ ફ્રાંસથી તેને મળવાને જ નેપલ્સ આવ્યો હતો. તેમનાં લગ્ન ક્યારે કરવાં એ પ્રશ્ન પણ ત્યાં જ ચર્ચાવાનો હતો.

પ્રથમ મુલાકાતે એલીશીઆએ સ્વચ્છંદી મસ્તીમાં પોતાના સૌંદર્યની અને તંદુરસ્તીની પ્રશંસા કરતાં કહ્યું : " જુઓ, જુઓ ! હું કેવી સુંદર લાગું છું ! મારો રંગ જુઓ. મારા ગાલ ઉપર તો જાણે ગુલાબ ઊગ્યાં ! " આમ બોલતી તે યુવતી ખુબસુરતી જોવાને અને તેની પરીક્ષા કરવાને પોલને આવાહન કરતી હોય તેમ તેની સામે ઊભી રહી.

" અને એની તબિયત પણ સુધરી ગઈ છે ખરું ! " કોમોડોરે કહ્યું.

"ખરેખર, કૉમોડોર !" પોલે ઉત્તર આપ્યો, "એલીશીઆની સુંદરતામાં તો વધારો થવો અશક્ય જ છે, પણ તેની તંદુરસ્તીમાં તો વધારો થયો છે જ. છેલ્લાં મેં જ્યારે એને ઇંગ્લંડમાં જોઈ ત્યારના કરતાં અત્યારે તેની તબિયત ઘણી જ સુધરી ગઈ છે."

આટલું બોલ્યો એટલે તેની દૃષ્ટિ એલીશીઆ ઉપર ચોંટી રહી. સહસા જે ગુલાબનાં વખાણ યુવતી કરી રહી હતી તે ગુલાબ અદૃશ્ય થઈ ગયાં; જાણે કેમ બરફનાં ડુંગર ઉપર પડતું સાંધ્ય તેજ સૂર્ય અસ્ત થતાં સરી ગયું હોય ને ! આખે શરીરે કંપતાં, પોતાને દુઃખ થતું હોય તેમ, તેણે છાતી ઉપર હાથ મૂક્યો.

પોલ અને કૉમોડોર આથી ગભરાઈ ગયા. પણ ક્ષણમાં યુવતીએ સ્વાસ્થ્ય મેળવી લીધું અને તે સ્મિત કરતાં બોલી: "હજી તો મારે તમને શરબત પાવું છે, બેસો બેસો."

શરબત પીવાઈ રહ્યું અને પોલ ઘેર જવા નીકળ્યો. જતાં જતાં માર્ગમાં પણ તેને એલીશીઆના મુખ ઉપરના ફેરફાર, તેને અચીંતું થયેલ દુઃખ વગેરે પ્રસંગો સાલતા હતા, અને હૃદયમાં કોણ જાણે શાથી મહાવ્યથા થતી હતી. આવા નજીવા પ્રસંગથી આટલું બધું દુઃખ શાથી થતું હશે તેનું કારણ તેને જણાયું નહીં, અને તેની વ્યગ્રતા શમી નહીં.

આવી સ્થિતિમાં જ તે સૂઈ ગયો. પણ નિદ્રામાં પણ સ્વમાંઓએ તેને સુખે સૂવા દીધો નહીં. જાણે હજી તે નેપલ્સ આવતી આગબોટ ઉપર જ છે; કિનારા ઉપર તેણે એશીઆને ઊભેલી જોઈ. તેનો કાકો અને તે ઉભયનાં મુખ નિસ્તેજ જણાતાં હતા અને દીન વદને તેઓ જાણે યાચના કરી રહ્યાં હતાં કે 'તું અહીં આવ નહીં. પાછો જા !' આ યાચના કરતી વખતે યુવતીના મુખ ઉપર તીવ્ર વેદના જણાતી હતી અને પોતાની ઇચ્છા વિરુદ્ધ પણ આ યાચના

કરતી હતી, તે જાણે કોઈ અજ્ઞેય વિધાત્રીની આજ્ઞાને અનુસરીને કરતી હોય તેમ જણાતું હતું.

આ સ્વપ્નથી વ્યગ્ર થઈને પોલ જાગી ઊઠયો. સૂતેલાં નેપલ્સ-ની ભવ્ય સુંદરતા જોવા તેણે બારીમાંથી બહાર ડોકાવ્યું.

તે જ્યારે નેપલ્સ ઊતર્યો ત્યારે સામાન ઉતારનાર એક મજૂરે તેનો ચહેરો જોયો હતો. મજૂરે ધ્રૂજતે હાથે પોતાના ગળામાં લટકાવેલ માદળિયાંને પકડી લીધાં અને ધીમેથી ગણગણ્યો: "અરે પ્રભુ ! આને કપતાને દરિયામાં કાં હોમી નહીં દીધો ! એને અહીં ઊતરવા જ શા માટે દીધો ?"

: ૩ :

એલીશીઆ પોતાની માનીતી જગ્યાએ—અગાશીમાં લાલ અને ભૂરા રંગનાં દોરડાંની ગૂંથેલી હેમકમાં સૂતી હતી. મે માસનો આરંભ હતો છતાં તાપ સખત પડવા માંડ્યો હતો, એટલે તેણે વસ્ત્ર પણ ઝીણાં રેશમનાં પહેર્યાં હતાં. હાથ છેક ખભાથી ઉઘાડા જ હતા, જે તેણે માથાંની નીચે મૂકયા હતા.

હેમકથી સહેજ છેટે નેતરની આરામ ખુરશીમાં કૉમોડોર બેઠો બેઠો પોતાની ભત્રીજીનો ઝૂલો દોરડાંવતી હલાવતો હતો. આ એની સાથે વાતો કરતો એક નાઆપોલીટન યુવાન બેઠો હતો. આ યુવાન કાઉંટ દસ્તાત્રીલને ત્યાં બેઠેલો જોઈને પોલે ત્યાં અગાશીમાં પગ મૂકતાં જ પોતાની ભ્રૂકૂટિ ચઢાવી અને તેની આંખોએ ક્રૂર, ઝેરી સ્વરૂપ ધારણ કર્યું.

અલબત્ત, કાઉંટના બદનની ખુબસૂરતી જ એવી હતી કે કોઈ પણ આશક પોતાની માશુક કને એને બેઠેલો જુએ તો ઈર્ષ્યાથી બળી ઊઠે. આ ખુબસૂરતી ઉપરાંત તેનાં વસ્ત્રો લંડનના સૌથી ફેશનેબલ દરજીએ સીવેલાં હતાં એટલે એની આકર્ષકતામાં ઔર વધારો થતો હતો. પણ તેના ખમીસનાં બોરિયાં અને તેની ઘડિયાળની સાંકળીને છેડે લટકાવેલ જુદા જુદા આકારનાં તાવીજો તેને ઇટાલિયન તરીકે તરત જ ઓળખાવી આપતાં હતાં.

જ્યારે પોલ અગાશીમાં આવ્યો ત્યારે એલીશીઆની ખાસ ઇચ્છાથી કાઉંટ એક લોકગીત ગાઈ રહ્યો હતો. આ ગીતોમાં પવનની મંદમંદ લહરીઓ, ચંદ્રનાં અસ્પષ્ટ કિરણો, નારંગીનાં વૃક્ષની આછી આછી સોરમ અને હૈયાંના ધીમા ધીમા ધબકારા નીતરી રહેતાં હતાં.

પોલે આવતાં વેંત જ પોતાની દૃષ્ટિ કંઈક તીવ્રતાથી એલીશીઆ પ્રત્યે ફેંકી. સહસા હેમકનું એક દોરડું તૂટ્યું. એલીશીઆ પડતાં પડતાં સહેજમાં બચી ગઈ અને ઊભી થઈ ગઈ.

"આમ કેમ બન્યું હશે?" કોમોડોર આશ્ચર્યચકિત થતાં બોલ્યો, "દોરડાં મેં જાતે બેસીને તપાસી જોયાં હતાં અને એલીશીઆ તો હલકી ફૂલ જેવી છે."

કાઉંટે કંઈક ભેદી રીતે પોતાનું માથું ધુણાવ્યું. જોનારને સ્પષ્ટ જણાઈ આવે કે એલીશીઆના વજનથી હેમક તૂટી એમ કાઉંટ માનતો જ ન હતો. પરંતુ કાઉંટ ગૃહસ્થ હતો એટલે એણે કંઈ પણ કારણ કહ્યું નહીં, માત્ર તેણે પોતાનાં તાવીજો હાથમાં લઈને ખખડાવ્યા કર્યાં.

પોલ પણ વિવેકમાં ઊતરે એમ ન હતો. પરંતુ આ સમયે તે વિવેક ભૂલ્યો. થોડી થોડી વારે તેની ઝેરી આંખો કાઉંટને જોઈ રહી. કાઉંટ પણ જ્યારે જ્યારે પોલની નજર પોતા તરફ આવી કરડી રીતે ફેંકાતાં જોતો ત્યારે ત્યારે પોતાનાં તાવીજો ખખડાવતો, કાં તો પાસેના ગુલાબના છોડ ઉપરથી એક ગુલાબ તોડીને ફેંકી દેતો. આ જોઈને એલીશીઆ બોલી ઊઠી: "કાઉંટ! તમે આમ કેમ કરો છો? મારાં ગુલાબ બગાડો છો! તમે એમનું ખૂન કરો છો?"

"માફ કરજો, મારી પ્રકૃતિ જરાક એવી છે. પણ આ ખૂનના પ્રાયશ્ચિત્તરૂપે હું તમને સો ગુલાબનાં કુંડાં મોકલાવીશ."

પણ આવી વસ્તુસ્થિતિમાં વાત વધુ ચાલી નહીં. પોલ ગુસ્સામાં ને ગુસ્સામાં કંઈક કામનું બહાનું કાઢી ચાલ્યો ગયો. કાઉંટ પણ સ્થિતિ સમજી જઈને ચાલ્યો ગયો.

બે કલાક પછી કાઉંટે વચન આપ્યું હતું તે પ્રમાણે સો ગુલાબ-ના છોડ આવી પહોંચ્યા. અને તે ઉપરાંત એક મોટા બળદનાં કાળાં શીંગડાં પણ ગીલ્ટ કરેલ બ્રાંઝમાં મઢેલાં આવ્યાં. એલીશીઆ આનો અર્થ સમજી નહીં, પણ તેની ચાકરડી આથી તરત સંતોષ પામી. તેણે તે ટેબલ ઉપર ગોઠવ્યાં અને કહ્યું: "હાશ ! હવે આપણે બચ્યાં."

"કેમ ?" એલીશીઆ બોલી ઊઠી.

"ના, કંઈ નહીં," ચાકરડીએ ધીમેથી ઉત્તર આપ્યો, "પણ મને પેલા ફ્રેંચ ગૃહસ્થની આંખ બહુ વિચિત્ર લાગે છે."

: ૪ :

બીજે દિવસે કાઉંટ એલીશીઆને ત્યાં ગયો. ત્યાં થોડી વાર અમસ્થી વાતચીત થયા પછી એલીશીઆએ પૂછ્યું: "તમે પેલાં શીંગડાં મોકલ્યાં તેનું કારણ શું ? મારી ચાકરડી માત્ર એટલું બોલી ગઈ કે એનાથી ભૂંડી આંખની સામા રક્ષણ મળે છે."

"તમારી ચાકરડી ખરું કહે છે," કાંઉટે ગંભીરતાથી કહ્યું.

"પણ ભૂંડી આંખ શું તે તો કહો !"

"એનો અર્થ એટલો જ કે કોઈ માણસની આંખ જ એવી હોય છે કે જેને પરિણામે તેવી આંખવાળો માણસ કોઈની સામા જુએ તો તેને વિપત્તિ આવી પડે—આંખવાળાની ઇચ્છાથી કે ઇચ્છા વિરુદ્ધ પણ."

"મને તો આમાં કંઈ પણ સમજણ પડતી નથી," એલીશીઆ બોલી.

"તમને નહીં સમજણ પડે એ હું સમજી શકું છું," કાઉંટે ઉત્તર આપ્યો, "હું પણ તમારી સાથે લંડનમાં કે પારીસમાં જ હોત તો હું પણ તમારી સાથે હસવા લાગત. પણ નેપલ્સમાં —"

"નેપલ્સમાં છો એટલે તમે આ બધું માનો છો એમ જ...ને!" એલીશીઆ બોલી, "ભલે તેમ હોય. મને તો ભૂંડી આંખનો વહેમ શો છે એ જ કહો ને."

"આ માન્યતા બહુ જૂના કાળની છે," કાઉંટ બોલ્યો, "બાઇબલમાં પણ તે વિશે ઉલ્લેખ છે. વરજીલ પણ એમાં માનતો હતો. પોંપી, હરક્યુલેનીઅમ, સ્ટેબી વગેરે સ્થળોએ મળેલાં તાવીજ પણ આ વાતની સાક્ષી પૂરે છે. અને આ પ્રમાણે જ્યારે એક વહેમને લાખો માણસો હજારો વર્ષોથી માનતાં આવ્યાં છે ત્યારે તે વહેમને કંઈક પાયો તો હોવો જ જોઈએ."

એલીશીઆએ પ્રથમ તો એમ જ માન્યું કે કાઉંટ મશ્કરીમાં જ આ પ્રમાણે કહેતો હશે. પણ પછી તેની ગંભીરતા જોઈને તેની ભૂલ ભાંગી, છતાં પોતે તો આ વહેમ સ્વીકારી શકી જ નહીં.

"મનુષ્યની આંખનો પ્રતાપ કેટલો છે તે તો તમે જાણો છો ને!" કાઉંટે વળી બોલવા માંડ્યું, "સ્વર્ગનું તેજ અને આત્માનું પ્રતિબિંબ તેમાં પડે છે. આંખમાં જીવનનાં કિરણો ઝીલાય છે અને તે નાના છિદ્રમાંથી ચમકતી વિદ્યુત સારા જગતને ચમકાવે છે. એક સ્ત્રીની આંખનો ચમકારો ગમે તેવા પાષાણહૃદયને પણ છિન્નભિન્ન નથી કરી શકતો? વિજેતાની આંખનો પ્રકાશ કેવો આખા લશ્કરને હલમલાવી મૂકે છે! દૃઢહૃદયી ડાકટરની આંખનું તેજ ગમે તેવા ઉન્માદને પણ વશ કરી શકે છે કે નહીં? માની આંખની જ્વાલા ગમે તેવા સિંહોને પણ આઘા રાખી શકે છે કે નહીં?"

"તમે તમારો કેસ બહુ છટાથી મૂકી શકો છો," એલીશીઆ ડોકું ધુણાવીને બોલી, "છતાં મને શ્રદ્ધા ચોંટતી નથી."

"વૃક્ષ ઉપર બેઠેલ પક્ષી ઊડી જવાને બદલે નીચે આવેલ યમદૂત જેવા સર્પની આંખોથી વશ થઈ ને તેના મોંમાં આવી પડે છે તેનું શું? એને શું એવો કંઈ વહેમ છે? કે એણે કોઈ ઘરડાંવરડાં-

એની પાસે આવી વાતો સાંભળી હશે ? તો પછી મનુષ્યની આંખો કેમ એવી અસર નહીં ઉપજાવી શકે ? અમે એવી આંખવાળાને 'જેતાતુરા ' કહીએ છીએ. "

" કાઉંટ જે કહે છે તેમાં મને બધુંયે હસવા જેવું નથી લાગતું, " કોમોડોર બોલ્યો.

" અરે કાકા, તમે પણ કાઉંટનો પક્ષ લેવા તૈયાર થયા ! " એલીશીઆ ભમર ચઢાવી બોલી, " તો તો પછી મારી કમબખ્તી જ જાગી ને ! પણ મને એટલું તો કહો કે તમે કોના ઉપર વહેમાઓ છો ?"

" એમાં વહેમાવા જેવું કશું જ નથી, " કાઉંટે ઉત્તર આપ્યો, " મારી સંપૂર્ણ ખાતરી છે. "

" ઠીક, એમ ત્યારે; પણ મને નામ તો કહો, " એલીશીઆ બોલી. કાઉંટે કંઈ ઉત્તર નહીં આપ્યો.

" તમે નામ કહો તો અમારાથી કંઈ ઉપાય પણ યોજી શકાય, " કોમોડોર બોલ્યો.

ક્ષણભર કાંઉટ મૌન ધારી રહ્યો, પછી સહસા બોલ્યોઃ " કોમોડોર ! હું એલીશીઆના હાથની માગણી કરું છું. તે તમે કબૂલ રાખશો ! "

કોમોડોર અને એલીશીઆ બંને અચાનક આવી માગણી સાંભળી આશ્ચર્યચકિત થઈ ગયાં. અલબત્ત, કાઉંટ ખાનદાન કુટુંબનો હતો, પૈસાદાર હતો અને ખુબસૂરત હતો એટલે તેની ઉમેદવારીમાં ધૃષ્ટતા જેવું તો કશું હતું જ નહીં.

" તમે ભૂંડી આંખવાળાનું નામ નથી દેતા અને એકદમ આવી માગણી કરો છો એ જરા વિચિત્ર નથી ? " કોમોડોરે કહ્યું.

" હું ગૃહસ્થ છું એટલે મારાથી કોઈનું નામ તો નહીં જ દઈ શકાય. માગણી મેં એટલા માટે જ કરી, કે પતિ પોતાની પત્નીનું

રક્ષણ સારી રીતે કરી શકે, પણ તમારે એકદમ ઉત્તર ન આપવો હોય તો કંઇ નહીં; વિચાર કરીને પછી મને જણાવજો. તે દરમિયાન આ શીંગડાં એલીશીઆનું રક્ષણ કરશે." લાગણીથી ઉભરાઈ જતા અવાજે કાઉંટ બોલ્યો, અને પછી રજા લઈને ચાલ્યો ગયો.

: ૫ :

પોલની સ્વસ્થતા ગઈ હતી. જ્યાં જ્યાં તે જતો ત્યાં ત્યાં મનુષ્યો એને જોઇને પોતાની પાસેનાં તાવીજોને સ્પર્શતા. સ્ત્રીઓ પોતાનાં બાળકોને એની નજરમાંથી બચાવવા છુપાવી દેતી; અને ઘણી વાર તેને 'જેતાતુરા, જેતાતુરા'ના શબ્દો સંભળાયા કરતા. રાત્રિએ પણ તેને નિદ્રા બરાબર આવી નહીં. ભયાનક સ્વપ્નાંઓએ તેના હૃદયને વિહ્વળ કરી મૂક્યું.

જાણે તે સમુદ્રમાં પડ્યો હોય, ડૂબતો હોય, કિનારો તીક્ષ્ણ ધારવાળા પથ્થરોથી ભરપૂર હોય, મહાવ્યથાએ તે કિનારા ઉપર આવે; લોહીથી ખરડાયેલો, શ્રમથી અધમૂઆ જેવો થયેલ તે પડ્યો હોય તેવામાં એક દિવ્ય સુંદરી તેના મુખ સમીપ આવે. તે દિવ્ય સુંદરી તે એલીશીઆ. એલીશીઆ તેને કિનારાથી દૂર લઈ જવા માગે, પણ તેનામાં તેમ કરવાની શક્તિ નથી. મદદને માટે તે પોતાની ચાકરડી સામે જુએ છે, પણ ઉત્તરમાં માત્ર તે ભયાનક અટ્ટહાસ્ય કરે છે. સમુદ્ર ઊછળતો એને પાછો પોતાના હૈયામાં છુપાવી દે છે.

આવાં આવાં સ્વપ્નાંઓની પરંપરા એને બાવરો બનાવી દેતી. પ્રભાત થતાં તે કંઈક સ્વસ્થ થયો અને એક પુસ્તક વેચનારને ત્યાંથી 'જેતાતુરા' સંબંધી એક પુસ્તક લઈ આવી તેણે વાંચી નાખ્યું. તેના હૃદયમાં કંઈ કંઈ ઉલ્કાપાત થયા. પોતાના ભૂતકાળના જીવનના પ્રસંગો તે શોધવા લાગ્યો. અત્યાર સુધી તેમાં તેને કંઈ

પણ વિચિત્રતા જણાઈ ન હતી. હવે તેને તેનો અર્થ સમજાયો હોય એમ લાગ્યું.

પોતાની મા તેને જન્મ આપતાં જ મૃત્યુ પામી હતી. બાલ્યાવસ્થામાં એક ખાસ સ્નેહી વૃક્ષ ઉપરથી પડીને તેની નજર સમીપ મરણ પામ્યો હતો. બીજા બે સ્નેહીઓ સાથે તે એક વાર હોડીમાં ગયો હતો ત્યાં હોડી ઊંધી વળવાથી પેલા બન્ને સ્નેહીઓ ઊંડા સાગરમાં અદૃશ્ય થઈ ગયા હતા. દ્વંદ્વ યુદ્ધમાં પણ અનેક સ્નેહીઓ તેનાથી જખમી થયા હતા અને મરણ પામ્યા હતા. વળી તેને એક તાજો જ પ્રસંગ યાદ આવ્યો: લંડનમાં તે ઓપેરા જોવા જતો હતો ત્યાં એક સુંદર નૃત્ય કરનાર યુવતીની સામે તે હમેશ ધારી ધારીને જોતો હતો. એક દિવસ સહસા તે યુવતીનાં વસ્ત્રો સળગી ઊઠયાં અને સ્ટેજ ઉપર જ તે મરણ પામી. પોલ આ બધું યાદ લાવીને ગાંડા જેવો બની ગયો. પોતે ખૂની છે એવું તેને ભાન થવા લાગ્યું. એલીશીઆ પહેલાં કેવી તંદુરસ્ત હતી! પોતાના પરિચય પછી જ તેની તબિયત લથડવા માંડી એ વિચારથી તેના આખા શરીરમાં કંપ છૂટયો.

છતાં એલીશીઆની એક ચિઠ્ઠી આવતાં આ બધા દુઃખદ વિચારો પોલના હૃદયમાંથી અદૃશ્ય થઈ ગયા. તેને જીવન પાછું મીઠું લાગ્યું અને તે ત્વરાથી એલીશીઆને ત્યાં ગયો. એલીશીઆએ પ્રથમ રીસાયેલ માશૂકની માફક એને પ્રેમથી ઠપકો આપ્યો, પણ પછી તે તેને પોતાના બગીચામાં લઈ ગઈ.

"પોલ!" એલીશીઆ તેની સામે પ્રેમથી ઊછળતી આંખોએ જોતી બોલી, "ખરેખર, તમારો પ્રેમ ઓછો થયો છે? તમે શા માટે પહેલાંની માફક હસતા બોલતા નથી? નહીં, એક વાર તમારી મીઠી આંખોમાં મને સમાવી દો."

પોલ પોતે અત્યાર સુધી એલીશીઆની સામે જોતો નહોતો.

તેને પોતાની આંખોના વિષનો ડર હતો. પણ એલીશીઆની માગણી-નો તે અસ્વીકાર કરી શક્યો નહીં. તેણે પોતાના મુશ્કેલીથી દબાવી રાખેલ પ્રેમને સ્વતંત્રતા આપી. ઉમળકાથી તેણે પોતાની હૃદય-રાણીનો કોમળ હાથ લઈને છાતી સરસો ચાંપીને તેને ચુંબન અર્પ્યાં. પછી–પછી તેણે પોતાની દૃષ્ટિ એલીશીઆના મુખ સામે, તેની આંખો સામે માંડી. સહસા એલીશીઆના મુખ ઉપરનાં આનંદ, તેજ, લાલી સર્વ અદૃશ્ય થઈ ગયાં. તેનું વદન નિસ્તેજ થઈ ગયું. છાતીમાં તેને તીવ્ર દુઃખ થયું. પણ એલીશીઆએ આ બધું છુપાવવાનો યત્ન કર્યો, ઉધરસ આવી તે અટકાવવા મોંએ રૂમાલ દાબ્યો અને તેણે મીઠું સ્મિત કરી કહ્યું: "ચાલો, ચાલો અગાશીમાં. અહીં તો શરદી જેવું લાગે છે."

પણ ચતુર પોલ જાણી ગયો. રૂમાલ ઉપર તેણે રક્તનાં એકાદ–બે બિંદુઓ પણ જોયાં. પોતાની અધમતાનું તેને ભાન થયું. આવા ત્યાગનો બદલો પોતે કેવો ભોગ આપે તો યત્કિંચિત્ પણ મળે એવા ખ્યાલો તેને આવવા લાગ્યા. અમસ્થું બહાનું કાઢી તે ત્યાંથી થોડી વારમાં ચાલ્યો ગયો.

: ૬ :

પોલની દિલગીરી દૂર કરવાના પ્રયાસમાં પોતે કેવી નિષ્ફળ નીવડી તેનું ભાન થતાં એલીશીઆને પણ અનહદ દુઃખ થયું. પણ શું કરવું તે તેને સૂઝયું નહીં. એટલામાં કોમોડોરે કહ્યું: "એલી-શીઆ! બેટા! પોલની સાથેનો વિવાહ તું તોડી નહીં શકે?"

"કાકા, કાકા!" એલીશીઆ પોતાને મોટામાં મોટું પાપ કરવાનું કોઈ કહેતું હોય તેમ બોલી. તેનું પવિત્ર હૃદય પોલને બદલે કોઈ અન્ય પુરુષનો વિચાર સરખો કરતાં પણ આઘાતથી તૂટી જતું હતું. લગ્ન તો હજી થવાનાં બાકી હતાં, છતાં તે તો પોતાના પોલને

મનથી વરી જ ચૂકી હતી. "તમે આ શું બોલો છો ? હું શા માટે પોલને તજી દઉં ? શા માટે તેના નિર્દોષ જીવનમાં કાંટા રોપું ? તેનો ગુનો શો છે ? ભૂંડી આંખનો વહેમ એ જ કે કંઈ બીજું ? ભલે નેપલ્સના લોકો ગમે તેમ માને, પણ હું તો એ કબૂલ નહીં જ કરું !"

"પણ દીકરી–" કોમોડોરે બોલવાનો યત્ન કર્યો.

"કાકા, એ બધી પંચાત જવા દો ને," એલીશીઆ સ્નેહથી પોતાના કાકાને વળગી પડીને બોલી, "મને સાચું કહો ને, હવે તમે અમારાં લગ્ન ક્યારે કરશો ?"

"ગાંડી રે ગાંડી ! તું તારા ઘરડા કાકાથી વિખૂટી પડવાને આટલી બધી આતુર છે ?" પોતાની લાડકીથી છૂટા પડવાના વિચારમાત્રથી કાકાની આંખમાં આંસુ આવ્યાં.

"ઓત્તારીની !" એલીશીઆ બોલી ઊઠી, "વિખૂટા પડવાની વાત જ ક્યાંથી આવી ? મેં અને પોલે તો નક્કી કર્યું છે કે અમે તમારી સાથે જ રહેવાનાં."

"તો તો પછી તું કહેશે ત્યારે તારાં લગ્ન કરીશ," કોમો-ડોરે કહ્યું.

"જેમ બને તેમ જલદીથી, કાકા," એલીશીઆ બોલી, "પણ હવે આ ભૂંડા નેપલ્સમાં મારે નથી રહેવું. ચાલો, આપણે આપણા ઈંગ્લંડમાં પાછાં જઈએ."

આમ વાત ચાલતી હતી ત્યાં કાઉંટ આવ્યો. તેણે પાછું પૂછી જોયું, પણ વસ્તુસ્થિતિ જાણી એટલે તે હતાશ થઈ ગયો. એલી-શીઆ પ્રત્યે તેનો પ્રેમ પણ અઢળક હતો, છતાં તેનું સંસ્કારી હૃદય કોઈ હલકો માર્ગ લેવાને તૈયાર નહોતું, તેથી તેણે ખિન્ન અને ભગ્નહૃદયે કોમોડોરને માત્ર એટલું જ કહ્યું: "હું તેનો ભાઈ નથી, કોઈ સગો પણ નથી. તેમ તેના પતિ તરીકે પણ હું હાલ સ્થાન લઈ શકું તેમ નથી; એટલે હાલ હું એનું રક્ષણ કરવાને લાચાર છું.

પણ હું એક માર્ગ લેવા માગું છું. એનાથી કોઈ પણ રીતે કોઈને કલંક લાગે તેમ નથી. માત્ર એનાથી કદાચ આ કોયડો ઉકેલાય ખરો. પછી તો ઈશ્વરેચ્છા!"

આટલું કહી તે સીધો પોલને મળવા ચાલ્યો ગયો.

પોલને મળવા કાઉંટ ગયો ત્યારે પોલ વિચારગ્રસ્ત હતો. કાઉંટને જોઈને તે વિસ્મય પામ્યો. તેના હૃદયમાં ક્રોધ પણ ઉત્પન્ન થયો. આ બધી લાગણીઓ શમાવી તેણે ગંભીર મુખ રાખી, ઉદાસીનતા ધારણ કરી કાઉંટના તરફ જોયું.

"હું તમને એવું કટુ, વિવેકહીન કહેવા આવ્યો છું કે જેથી તમે મને બારીમાંથી બહાર જ ફેંકી દેશો," કાઉંટ બોલ્યો, "પણ તમે એવું સાહસ નહીં કરતા. તમને સંતોષ થાય એવું કરવાને હું ગૃહસ્થ તરીકે તૈયાર જ છું."

"એનો આધાર તો તમે શું કહેવા માગો છો એના ઉપર રહેશે," પોલે ઉત્તર દીધો.

"તમે 'જેતાતુરા' છો," કાઉંટ બોલ્યો.

આ શબ્દો સાંભળતાં પોલના આખા શરીરમાં ક્રોધ વ્યાપી રહ્યો. તેની આંખેમાંથી વિષની જ્વાળા ઝરવા લાગી. તેનું મુખ એવું ભયાનક થઈ ગયું કે કાઉંટ જેવા મર્દને પણ ઘડીભર બીક લાગી. તેણે પોતાનાં તાવીજ હાથમાં લીધાં અને તેની અણી પોલની આંખ સામે ધરી.

આમ છતાં શાંતિ ધારણ કરી પોલ બોલ્યો : "તમે કહ્યું તે બરાબર જ હતું. મારે તમને બારીએથી જ ફેંકી દેવા જોઈએ, પણ હું બીજો માર્ગ હું લઈશ."

"આવું અપમાન હું વિના કારણે તમને આપત જ નહીં. પણ આ બાબત એવી ગંભીર છે કે તેમાં બીજો માર્ગ જ રહ્યો નથી," કાઉંટ બોલ્યો.

"તેમાં મારે શું?"

"અલબત્ત, તેમાં તમારે શું લાગે વળગે! કારણ કે તમે તો તમારા પ્રેમમાં વિજયી છો જ. પણ હું તમને એલીશીઆને મળવાની ના પાડું છું," કાઉંટે કહ્યું.

"હું કોઈની આજ્ઞા સ્વીકારતો નથી."

"એ હું જાણતો જ હતો અને એથી જ મેં આ કજિયો, કંઈ પણ કારણ વિના, તમારી સાથે ઊભો કર્યો છે. તમે તમારી આંખથી એક નિર્દોષ, સુંદર, દેવી સમી યુવતીનું ખૂન કરવા નીકળ્યા છો. પ્રભુને ખાતર તમે એમ ન કરો," કાઉંટે કહ્યું.

"શું! શું તમે કસમ ખાઈને કહેવા તૈયાર છો કે તમે જે કહો છો તેમાં તમે માનો છો?" પોલે દાંત પીસીને પૂછ્યું.

"હા, કહો તેવા કસમ ખાવા હું તૈયાર છું."

"હાય હાય, ત્યારે આ સર્વ સત્ય છે!" પોલ ગણગણ્યો, "હું એક ખૂની, રાક્ષસ, લોહી ચૂસનાર ભૂત! હું એ સુંદર રમણીનું ખરેખર ખૂન કરું છું અને તેના વૃદ્ધ કાકાના જીવનને છેદી રહ્યો છું." તેને ક્ષણભર એવો વિચાર આવ્યો કે પોતે એલીશીઆને તજી દે. પણ તરત જ ઈર્ષ્યા, અભિમાન વગેરેની ઊર્મિથી એનો વિચાર ફરી ગયો અને તે બોલ્યો: "હું તો એને મળવાનો જ."

"હું આ પરિણામ ધારતો જ હતો. હશે! જેવું કિસ્મત!" કાઉંટે કહ્યું, "પણ મેં તમારું જે અપમાન કર્યું તેનો બદલો તમે કેવા પ્રકારના દ્વંદ્વ યુદ્ધથી ઇચ્છો છો? પિસ્તોલથી કે તલવારોથી કે શેનાથી?"

"આપણે કટારીથી લઢીશું. આપણે બને આંખે પાટા બાંધીશું અને હાથમાં એક રૂમાલનો એકેક છેડો પકડીને લઢીશું. મારે કોઈ પણ જાતનો લાભ જોઈતો નથી; કારણ કે નહીં તો મારી નજરથી જ હું તમને મારી નાખવા શક્તિવાન છું." આટલું બોલી, ભીષણ

હાસ્ય હહી પોલ બોલતો બંધ થયો. કાઉંટ ઊઠીને સલામ કરીને ચાલ્યો ગયો.

: ૮ :

એલીશીઆની તબિયત ઠીક ન હતી. એક બારી પાસે નાના આંકડા સોફા ઉપર બે–ત્રણ તકિયા લઈને અને પગ ઉપર સુંદર રગ નાખીને તે સૂતી હતી. તાવ ઊતરી ગયા પછી જેવો શારીરિક આનંદ થાય તેવો આનંદ તે અનુભવતી હતી–તેવું મીઠું દર્દ તે સહન કરતી હતી. સૂતી સૂતી તે પોલ હારપ્રેમોનાં સ્મરણાં સ્મરતી હતી. હું એને પરણું ત્યાં સુધી જીવી શકીશ કે નહીં એ વિચાર તેને સાલ્યા કરતો હતો. પોતે જેતાતુરામાં માનતી ન હતી, છતાં તેનું હૈયું ચગડોળે તો ચઢયું જ હતું. તેમાં સ્વસ્થતા ન હતી. તે જ રાતે તેને એક સ્વપ્ન આવ્યું હતું, જેની અસર તે જાગ્રત થતાં પણ દૂર કરી શકી ન હતી.

તે સ્વપ્નમાં જાણે પોતે જાગતી એક ઓરડામાં સૂતી હતી અને બારણામાંથી કોઈ આવશે એમ ધાર્યા કરતી હતી. થોડીક ક્ષણ એવી ઉત્સુકતામાં વીતાડયા પછી તેણે એક પાતળો, ઝીણો આકાર જોયો. પ્રથમ તે આકાર આરપારદર્શક હતો, પણ જેમ જેમ તે પાસે આવતો ગયો તેમ તેમ તે આકાર ઘેરો થતો ગયો; તેમાંથી આરપારદર્શકતા જતી રહેવા લાગી.

એલીશીઆએ પોતાની માને કદી જોઈ ન હતી, પણ તેની છબી જોયેલી એટલે તેણે તરત જ પારખ્યું કે આ આકાર તેની મા નેનસી વાર્ડનો જ હતો. પ્રેમ અને બીકથી એલીશીઆની છાતી ધડક ધડક થવા લાગી. આકારને સ્પર્શવા તેણે હાથ ઊંચા કરવાનો યત્ન કર્યો, પણ હાથ ઊંચા થાય જ નહીં; બોલવાનો યત્ન કર્યો, પણ અસ્પષ્ટ થોડા શબ્દો જ નીકળ્યા. એ આકૃતિએ એક ગુલાબનું પુષ્પ ટેબલ ઉપર મૂકયું, અને પોતાના કાનથી એલીશીઆના ધબકતા

હૈયાંના ધબકારા સાંભળવા માંડ્યા. આકૃતિના બરફ જેવા ગાલના સ્પર્શથી એલીશીઆ થરથરી ઊઠી. ધબકારા સાંભળી લઈને આકૃતિએ દીર્ઘ નિશ્વાસ નાખ્યો અને ગુલાબની પાંદડીઓ છૂટી કરીને જાણે ગણતી હોય તેમ તેણે એક પછી એક જમીન ઉપર વેરી નાખી. છેવટે તેણે માત્ર એક જ પાંદડી ટેબલ ઉપર રાખી અને તે બોલી : "માત્ર એક જ રહી છે." અને એ આકૃતિ ઘેરી રાત્રિમાં શમી ગઈ.

પોતાની માનો આત્મા શું પોતાને ચેતાવવા આવ્યો હશે? કે પોતાને લઈ જવા આવ્યો હશે! "માત્ર એક જ પાંદડી રહી છે," એ તેના ગુલાબી જેવા ઓષ્ઠમાંથી નીકળેલ શબ્દોનો અર્થ શો? કરમાઈ જતું ગુલાબ–તેની વેરાઈ જતી પાંખડીઓ તેના પોતાના જીવનની સંજ્ઞારૂપ હતાં? આકૃતિની ભયભરી સુંદરતા, તેનું બીક લગાડે તેવું છતાં મીઠું લાગતું વહાલ વગેરેનો વિચાર કરતાં એલીશીઆના મુખ ઉપર પણ ભવિષ્યમાં આવી પડનાર વિધિનાં પડછાયા તરવરવા લાગ્યા.

પણ પોલ હમણાં આવશે અને મને દુઃખી જોઈ પોતે દુઃખ પામશે એ વિચારથી એલીશીઆએ પ્રફુલ્લિત થવાનો યત્ન કર્યો. એટલામાં પોલ આવ્યો. કાઉંટની સાથેની મુલાકાતથી પોલના મુખ ઉપર પણ ક્રોધ, નિરાશા, વ્યગ્રતા વગેરેનાં ચિહ્નો જણાતાં હતાં, પણ એલીશીઆને જોતાં જ તેના વદન ઉપર પણ આનંદ પ્રસરી ગયો.

"તું—તમે બહુ માંદાં તો નથી ને?" પોલે તેની પાસે બેસતાં પૂછ્યું.

"ના રે ના, મને કશું નથી," એલીશીઆ હિંમતથી બોલી. છતાં બોલતાં બોલતાં પણ તેને ઉધરસ આવી અને ગળામાંથી રક્તનાં એકાદ–બે ટીપાં રૂમાલ ઉપર જણાયાં.

"પોલ! મેં તમને હજી સુધી કંઈ વસ્તુ આપી નથી, માટે આ મારી મુદ્રિકા લો! મારા સ્મરણ તરીકે તમે એને પહેરજો.

તમારા હાથ પણ સ્રીના જેવા નાજુક છે એટલે તમારી આંગળીએ એ આવશે. હવે મને જરા સૂવા દો, હું બહુ થાકી ગઈ છું,” આટલું કહી પોલને વીંટી આપી, એલીશીઆએ આંખ મીંચી. પોલ ભગ્ન હૃદયે ઘેર જવા નીકળ્યો.

એલીશીઆએ પોતાની લાગણી છુપાવવાનો વ્યર્થ યત્ન કર્યો તે તે જાણી શકયો. પોતે એને ઉન્મત્તની પેઠે ચાહે છે અને તેમ કરીને તેને મારી નાખે છે એમ તેને જણાયું. ઘડીભર, હું સાધુ થઈ જાઉં અને એલીશીઆની નજર આગળથી ચાલ્યો જાઉં, એમ પણ તેને થયું. પોતે હિચકારો છે, એલીશીઆ બધું જાણે છે, પોતે ‘જેતાતુરા’ છે અને છતાં એલીશીઆને છોડી શકતો નથી એવા વિચારોની પરંપરા તેના મગજમાં ઘૂમવા લાગી.

તેના મનમાં વિચાર આવ્યો : “ખરેખર, કાઉંટ એલીશીઆને અનહદ પ્રેમથી ચાહે છે. મારા પ્રેમને તેનો પ્રેમ શરમાવે છે, કારણ કે તે જાણે છે કે મારી આંખ શયતાનથી પણ ભૂંડી છે. છતાં માત્ર એલીશીઆને બચાવવા ખાતર તે મારી સામે દ્વંદ્વ યુદ્ધમાં ઊતરવા તૈયાર થયો છે.”

ઘેર પહોંચીને પોલે બે કટારી અને ત્રણ રેશમી રૂમાલ લઈને તેનું એક બંડલ બાંધ્યું. પછી પોતાનું વસિયતનામું તૈયાર કરીને પોતાની મિલકતનો મોટો ભાગ એલીશીઆને આપવાનું નક્કી કર્યું, અને પછી તે મનમાં ગણગણ્યો : “યુદ્ધમાં હું જ મરણ પામું તો સારું, કારણ કે એલીશીઆને બચાવવાનો એ જ ઉપાય છે.”

: ૯ :

કાઉંટ અને પોલ નક્કી કરેલ સ્થળે મળ્યા. પોલે કહ્યું : “હું બે કટારી લાવ્યો છું. મારે મારી આંખને લીધે કંઈ પણ ફાયદો મળતો હોય તો તે જોઈતો નથી, માટે આપણે બંને રૂમાલથી આંખો બંધ કરીશું અને ત્રીજા રૂમાલનો એકેક છેડો બંને પકડી રાખીશું.”

કાઉંટે ઉત્તરમાં નમન કર્યું.

પાછું પોલે કહ્યું : "આપણા યુદ્ધમાં કોઈ સાક્ષી નથી અને એમાંથી એકે તો અત્યારે મરવું જ છે, એટલે આપણે બંનેએ કાગળ ઉપર લખવું જ જોઈએ કે આપણી ઇચ્છાથી જ આપણે આ યુદ્ધમાં ઊતર્યા છીએ. એટલે આપણામાંથી કોઈ પણ મરણ પામે તો તેને લીધે બીજો કોઈ પણ માણસ હેરાન ન થાય."

કાઉંટ સહેજ હસીને બોલ્યો : 'હા, એ પણ ઠીક રસ્તો છે." અને તે પ્રમાણે બન્નેએ કાગળના ટુકડા ઉપર લખીને પોતપોતાની છાતી ઉપર લટકાવી દીધા.

પછી બન્નેએ પોતાની આંખોએ પાટા બાંધી દીધા, અને રૂમાલનો એકેક છેડો પકડયો. કાઉંટે પૂછ્યું: "કેમ તૈયાર છો ?"

પોલે જવાબ દીધો: "હા."

તરત બંનેએ યુદ્ધ શરૂ કર્યું; એક પણ શબ્દ બોલ્યા વિના આ બે હરીફોએ આ ભયાનક યુદ્ધ આદર્યું. બંને શૂરવીર હતા. મોતનો ભય એમાંથી એકેકને ન હતો અને આ યુદ્ધમાં એકનું બલિદાન તો નિશ્ચિત જ હતું; એટલે બંને પ્રતિસ્પર્ધી માથું મૂકીને લડતા હતા. બંનેની આંખો બંધ હતી એટલે તે બન્નેને મન સર્વત્ર ગાઢ અંધકાર જ હતો. તેઓ તો માત્ર પોતાના પગના પડછંદા અને કટારીઓના ક્વચિત્ ક્વચિત્ અથડાવાના અવાજ જ સાંભળાતા હતા. એટલામાં કાઉંટની કટારી કોઈ વસ્તુ સાથે અફળાઈ. તેને એમ જ લાગ્યું કે તેણે પોલને વીંધ્યો, પણ તરત જ તેને પોતાની ભૂલ જણાઈ એટલે તે બોલ્યો: "અરે! મેં તો એમ જ જાણ્યું કે મેં તમને વીંધી નાખ્યા છે."

"કાઉંટ! બોલશો નહીં," રણભૂમિના સર્વ વિવેકને જાણનાર દાના દુશ્મનને છાજે તેવી રીતે પોલે કહ્યું, "તમારા શબ્દથી મને તમારા ઉપર ઘા કરવાની સુગમતા થાય છે."

બન્ને પાછા મૂંગા થઈ ગયા અને ઘોર, વિલક્ષણ યુદ્ધ પાછું જામ્યું.

થોડી વારમાં પોલની કટારીથી રૂમાલના બે કકડા થઈ ગયા. કાઉંટ બોલ્યો: "થોડી વાર થોભો. રૂમાલ તૂટી ગયો છે."

"હવે થોભવાની જરૂર નથી," પોલે કહ્યું, "એમ જ આવવા દો."

આટલી વાત થઈ એટલે બન્ને શત્રુઓએ ઉભયનાં સ્થાન જાણી લીધાં, પણ બેમાંથી એક પણ ક્ષાત્ર ધર્મમાં ઊતરતો ન હતો એટલે બન્નેએ થોડી વાર અંધકારમાં આમતેમ ફર્યા કર્યું અને પાછું યુદ્ધ શરૂ કર્યું. એટલામાં પોલને પગની ઠોકર વાગી અને તે જરાક લથડયો. કાઉંટે અવાજ ઉપરથી સ્થાન નક્કી કર્યું અને બળથી પોતાની કટારી લઈને તે તે દિશા તરફ કૂદ્યો. પણ સામા તેની છાતીમાં બરાબર પોલની કટારી અથડાઈ. કાઉંટે ઝીણો વેદનાનો સાદ કર્યો અને લથડિયું ખાધું.

પોલને પોતાની કટારી લોહીથી ભીની લાગી એટલે તરત જ તેણે પોતાની આંખનો પાટો કાઢી નાખ્યો અને જોયું તો યુવાન કાઉંટ દારતાવીલ સ્થિર થઈને પડયો હતો. તેની છાતીમાંથી રક્ત વહ્યું જતું હતું. કાઉંટ મૃત્યુ પામ્યો હતો.

નીચું મુખ રાખી, દાંત પીસી, ઘેરું મૌન ધારણ કરી પોલ ત્યાંથી ચાલી નીકળ્યો.

: ૧૦ :

પોલ દારપ્રેમાં ઊંઘમાં ચાલનાર માણસ જેટલું જોઈ શકે તેટલું જ જોતો પોતાને ઘેર પાછો વળ્યો. આરસનું પૂતળું ચાલે તેવી તેની ગતિ હતી. કાઉંટના મૃત શરીરને જોઈને, મૃત્યુને નીરખીને ધાર્મિક ગમગીની લાગે તેવી ગમગીની તેને થઈ. પણ તેણે પોતાને ગુનેગાર ગણ્યો નહીં, તેમ જ તેની નિરાશામાં પશ્ચાત્તાપ

પણ ન હતો. સહન ન થઈ શકે તેવું અપમાન તેને આપવામાં આવ્યું એટલે યુદ્ધ સિવાય તેને માટે બીજો માર્ગ ન હતો. વળી યુદ્ધમાં પણ પોતાનું જીવન ખોવાશે એમ ધારીને જ તે તત્પર થયો હતો. પોતાની આંખ બીજાને નડે એમ ધારીને તેણે આંખે પાટા બાંધવાનું સૂચવ્યું હતું. છેલ્લો ઘા પણ તેણે પોતે કર્યો ન હતો, પણ કાઉંટ પોતે જ તેની કટારી સામે ધસ્યો હતો. કાઉંટના મૃત્યુમાં પોતાનો હાથ જ ન હોય તેમ તે તેના મરણથી દિલગીર થયો હતો.

છતાં તેને વિચારની પરંપરા ઉદ્ભવી : “મારી કટારીએ જ તેનો ભોગ લીધો. યુદ્ધમાં નહીં પણ કોઈ પાર્ટી વખતે અમે સામસામા હૉલમાં ભેગા થઈ ગયા હોત તો તેના માથા ઉપર ઝુમ્મર જ તૂટી પડત. વીજળી કે પર્વતમાંથી પથરાની ભેખડ જેમ પોતે નાશ કરવાની શક્તિ ધરાવે છે છતાં તેમાં પોતાની ઇચ્છાને સ્થાન જ હોતું નથી તેવી જ મારી સ્થિતિ છે. મારી ઇચ્છા કોઈ પણ દિવસ અન્યના નુકસાનમાં રાજી નથી, મારું અંતઃકરણ ઔદાર્ય અને સ્નેહથી ઉભરાઈ જાય છે અને છતાં હું ખરાબ શક્તિઓ ધરાવું છું એ હું જાણું છું. વીજળી પોતે મૃત્યુ લાવી શકે છે એ જાણતી નથી. હું—હું તો મનુષ્ય છું—મારામાં જે ભયાનક શક્તિ છે અને જે મારી અનિચ્છાએ પણ ઠેર ઠેર મૃત્યુ આણે છે તેને અટકાવવાનો પ્રયાસ કરવો એ શું મારી ફરજ નથી? જે દુનિયામાં હું માત્ર દુઃખ જ આણી શકું છું તે દુનિયામાં રહેવાનો મને અધિકાર છે? મારાં ભાઈ-બહેનો પ્રત્યેના મારા સ્નેહને લઈને હું મારો પ્રાણુ ત્યાગ કરું તો શું પ્રભુ મને આપઘાત માટે દોષિત ગણશે? આ વિચાર—આ માર્ગ બહુ ભયાનક છે, છતાં મને લાગે છે કે મારા જેવી સ્થિતિમાં મુકાયેલ મનુષ્યને માટે આત્મહત્યા એ પાપ નથી. પણ કદાચ હું ભૂલ કરતો હોઉં તો? તો પછી મારી એલીશીઆને અને મારે તો વિયોગ જ રહે ને! હાય, એ કેમ સહન થાય!”

આવી વિચારપરંપરામાં દુઃખી, કમનસીબ પોલ ડૂબી ગયો. તેવામાં સહસા તેને એક વિચાર સ્ફુર્યો. તરત જ તેના ધખી ગયેલા મુખ ઉપર શાંતિ પ્રસરી રહી. તેના આખા અંગમાંથી જાણે અગ્નિ ઝરી ગયો. તેણે વિચાર્યું:

"બસ, જે આંખમાં આવું હળાહળ વિષ વ્યાપી રહ્યું છે તે આંખો ! તમે જ દૂર થાઓ. પણ તમે સદાની મીંચાઓ તે પહેલાં એક વેળા તમારી પિપાસા શાંત થાય ત્યાં સુધી તેજને, સૂર્યને, ભૂરા ભૂરા આકાશને, પ્રચંડ સમુદ્રને, લીલાંછમ વૃક્ષોને, દૂર દૂરના ક્ષિતિજને, માછીમારોની ઝૂંપડીઓને, ઘેરા સમુદ્ર ઉપર ઝૂકતી કિસ્તીઓને, વીસુવીઅસ અને તેના ધુમાડાની જ્વાળાઓને —આ સર્વ પદાર્થોને નીરખી લ્યો. હે આંખો, તમારામાં ભલે ગમે તેવાં ઝેર ભર્યાં હોય, પણ આજે તો તમે એ બધાંને બરાબર નિહાળો. પછી જગત અને તમારી વચ્ચે સદાનો કાળો પડદો પડવાનો છે."

આવા વિચારમાં ને વિચારમાં તે એલીશીઆને ઘેર ગયો. એલીશીઆ હમેશ સૂતી હતી તે સોફા ઉપર જ સૂતી હતી. પોલ તેની સામે બેઠો. પણ આજે તેની આંખ જમીન ઉપર ઢળેલી નહોતી; આજ તો તે એલીશીઆની આખી આકૃતિનું જાણે પાન કરતો હોય તેમ તેની સામે એકીટશે જોઈ રહ્યો હતો.

એલીશીઆનું અદ્ભુત સૌંદર્ય દુઃખથી સ્વર્ગીય બન્યું હતું. તેનામાંનું સ્ત્રીત્વ લગભગ નષ્ટ થયું હતું અને તેનું સ્થાન સ્વર્ગના ફિરસ્તાએ લીધું હોય એમ જણાતું હતું. તેના ક્ષીણ થઈ ગયેલ સ્નાયુઓ અને ત્વચામાંથી તેનો આત્મા, જાણે આરસની બત્તીમાંથી દીવો ઝબકતો હોય તેમ, પ્રકાશતો હતો. તેની આંખમાં સ્વર્ગના ઊંડાણ અને અનંતતા હતાં અને આકાશમાં તારલા ચમકતા હોય તેમ તે આંખો ચમકતી હતી. તેના ઓષ્ઠ ઉપર જીવનનાં ચિહ્ન પણ ભાગ્યે જ જણાતાં હતાં.

પોલ હમેશની માફક પોતાની આંખો નીચી ઢાળીને બેઠો નથી, પણ પોતાને ધારીધારીને નીરખી રહ્યો છે એવું જોતાં તેના ફિક્કા ઓષ્ઠ ઉપર સ્મિત ફરક્યું. પોલે બધા વહેમ દૂર કર્યા છે અને અસલ પ્રેમથી જ પોતાને ચાહે છે એમ જાણતાં એલીશીઆના હૃદયમાં આનંદના ઓઘ ફૂટ્યા. તે બોલી : "પોલ, હવે તમે મારાથી બીતા નથી?"

"મને-મને તારા સૌંદર્યનું પાન કરવા દે," પોલે ઉત્તર આપ્યો, "તારી નહીં ભૂંસી શકાય એવી સુંદરતા મારા હૈયામાં ઉતારી લેવા દે."

પોલની બળતી આંખોના પ્રકાશમાં ઝંપલાવવા જાણે એલીશીઆનો આત્મા પતંગિયાની જેમ શરીરમાંથી ઊડું ઊડું થઈ રહ્યો. ક્ષણ પછી પોલે વિચાર કર્યો : "ભલે હવે મારી આંખો સદાને માટે મીંચાય. મારા હૈયામાંથી આ છબી કોઈ કાળે પણ નહીં ભુલાય." તરત તે ત્યાંથી ઊઠ્યો અને ત્વરિત ગતિએ પોતાને ત્યાં ચાલ્યો ગયો.

## : ૧૧ :

પોતાને ત્યાં જઈ પોલે સગડીમાં વધુ કોલસા નંખાવ્યા, અને એક તીક્ષ્ણ કટારીને તપાવવા મૂકી. કટારી તપીને બરાબર લાલચોળ થઈ રહી. જ્યારે ખરો સમય આવ્યો ત્યારે તેનું હૈયું ડગમગવા લાગ્યું. પણ એ દુર્બળતાને તેણે દાંત પીસીને દૂર કરી અને ધીમે રહીને કટારીની અણી એક પછી એક બન્ને આંખમાં ખોસી દીધી. તરત જ તેની ચારે કોર જાણે ગાઢ અંધકાર વ્યાપી રહ્યો. કાજળઘેરી કાળી રાત્રિ કરતાં પણ વધુ ઘેરું, ભયાનક અંધારું તેની સમીપ ખડું થઈ ગયું. તેના ત્યાગની પૂર્ણાહુતિ થઈ.

"હાશ!" પોલે વિચાર કર્યો, "હવે, દિવ્ય સુંદરી! તારા જીવનની એક પણ પાંદડીને ક્ષતિ કર્યા વિના હું તારો પતિ થઈ

શકીશ. મારી ઝેરી આંખોની મીટથી તારો આત્મા છળશે નહીં. હું તને પુનઃ જોઈ શકીશ નહીં. પણ તારી સ્વર્ગીય મૂર્તિ મારા હૈયામાં અમર પ્રકાશથી નિરંતર પ્રકાશી રહેશે. હું તને મારા આત્માની આંખોથી જોઈશ. મીઠામાં મીઠા સંગીત કરતાં પણ વધુ મીઠો તારો સ્વર મારા કર્ણને સંભળાશે. અંધકારમાં ડૂબેલ મારા જગતને તારાં વાક્યો પાછું ખડું કરશે. આસપાસના સૌંદર્ય અને ઝળહળતા પ્રકાશને બદલે મારો આત્મા પોતાની પાંખોએ ઊડતો તને જ જોઈ રહેશે. તારું જીવન બચ્યું એટલે મને બીજા કશાનો પશ્ચાત્તાપ નથી. મેં ગુમાવ્યું છે પણ શું ? માત્ર રાત્રિ–દિવસની ઘટમાળ, કુદરતનાં જુદાં જુદા દૃશ્યો, સૂર્યનો પ્રકાશ. પણ જેના હૃદયમાં સાચો સ્નેહ છે એને આ ઘટમાળની, આ દૃશ્યોની અને આ સૂર્યના પ્રકાશની શી તમા !"

કાઉંટના મૃત્યુની વાત સારા નેપલ્સમાં પ્રસરી રહી હતી અને એલીશીઆના કાકાને કાને પણ તે પહોંચી હતી. તેને પોલ ઉપર શક તો ગયો હતો, પણ એલીશીઆની દિવસે દિવસે બગડતી જતી તબિયતને લઈને એને એવો અણસારો પણ પડવા દીધો ન હતો. છેક ઈંગ્લાંડથી કોમોડોરે ડાકટરે બોલાવ્યો હતો, પણ તેય એલીશી-આમાં કંઈ રોગ જોઈ શક્યો નહીં. છતાં તેનો આત્મા ધીમે ધીમે ઊડી જવાની તૈયારી કરી રહ્યો હતો તે સર્વને સ્પષ્ટ જણાતું હતું.

પોલ એક દિવસ રોકાઈને,-પોતાનું દરદ સહેજ નરમ પડ્યું એટલે એલીશીઆને મળવા ગયો. વાડીમાં અનેક વૃક્ષોની ડાંખળી તેને અથડાઈ. ઘણાક છોડના કાંટા તેના શરીરમાં ભોંકાયા. જાણે કુદરત આ રીતે પણ આ અંધ પ્રેમીને કહેતી ન હોય કે 'તું ન જા, તું ન જા !' પણ પોલ ભાવીથી પણ અટકે તેમ ન હતો. મુશ્કેલીથી માર્ગ કાપતો તે દાદર ઉપર ચઢ્યો. ત્યાં કોઈએ તેને આવકાર્યો નહીં. પણ તેની નાસિકાએ કેટલીક ગંધ પારખી.

ગંધથી દોરાઈને તે એક ઓરડામાં ગયો. ઓરડામાં પગ મૂકતાં જ જાણે મૃત્યુના ખંડમાં દાખલ થતો હોય એમ તેના હૃદયમાં લાગ્યું. આંખોએ તો ગાઢ અંધકાર હતો જ; આ નવા વિચારથી તેના હૃદયમાં પણ ગાઢ અંધકાર પ્રવેશવા લાગ્યો.

પોલ આગળ વધતો ગયો. આખરે તે પલંગ આગળ પહોંચ્યો. ત્યાં હાથથી ઢૂંઢતાં, પુષ્પોથી છુપાયેલા અને આરસના જેવા શરીર અને મુખને તે સ્પર્શી શક્યો. એલીશીઆના મૃત શરીરને તેણે પળવારમાં ઓળખી લીધું.

"હા!" પોલના આત્માએ કારમી ચીસ મારી, "એલીશીઆ મૃત્યુ પામી! મેં તેનું ખૂન કર્યું!"

આઘે ખૂણામાં બેઠી રહેલ કોમોડોરે આ અંધ, દીવાના પ્રેમીને ભૂતના ઓળાની માફક ઓરડામાં દાખલ થતાં જોયો હતો. તેણે એનો ભવ્ય તેમ જ ભયંકર છતાં પરિણામે નકામા જેવો ત્યાગ જોયો અને તે વૃદ્ધનું હૈયું રોઈ પડ્યું.

પોલ પલંગ આગળ બેસીને રોઈ પડ્યો. તેના ડૂસકાંથી જાણે ઓરડાની નિર્જીવ વસ્તુઓ પણ આંસુ સારવા લાગી. તેના હાથ મૃત શરીરની રેખાઓને સ્પર્શવા લાગ્યા. થોડી વાર પછી તેણે છેલ્લું નમન કર્યું અને દૃઢ પગલાંથી તે ઓરડાની બહાર જવા નીકળ્યો. તેની આંખો અંધ હતી છતાં તે જાણે કોઈ દિવસ સ્વપ્ન જોતી હોય તેમ જણાતું હતું. ઓરડામાંથી નીચે, નીચેથી વાડીની બહાર અને ત્યાંથી નેપલ્સની શેરીઓમાં થઈને એ અંધ દીવાનો એક દિશા ભણી જવા લાગ્યો. થોડી થોડી વારે તે ઊભો રહેતો અને અમુક ધ્વનિ સાંભળવા કાન માંડતો.

આસ્તે આસ્તે સમુદ્રનો પ્રચંડ અવાજ તેના કાનને સ્પષ્ટ સંભળાવા લાગ્યો. તોફાની પવનથી ગાંડાં બનેલાં મોજાં ભીષણ ડૂસકાં ખાતાં ડુંગરના પથરા જોડે અથડાતાં હતાં, અને તેમ કરીને જાણે

પોતાનું કંઈ અવર્ણનીય દુઃખ ગાતાં હતાં, અને પોતાની વિશાળ છાતીમાંથી નિરાશાના દગ ફીણરૂપે કિનારે ઉછાળતાં હતાં. હજારો આંસુનાં ટીપાં ખડકોને ભીંજવતાં હતાં. પક્ષીઓ હૃદયભેદક ચીસ પાડી આમથી તેમ ઊડતાં હતાં.

પોલ ધીમે ધીમે એક ખડકની કોર આગળ પહોંચ્યો. મોજાંનો ઘૂઘવાટ અને પવનથી ત્રાસતાં ખારાં પાણીનાં બિંદુઓથી તેને પોતાના ભયનું ભાન થવું જોઈતું હતું, પણ તે તેણે ગણકાર્યું નહીં. તેના મુખ ઉપર વિચિત્ર, ઉગ્ર, કાળસમું સ્મિત પ્રસરી રહ્યું. તેના પગ આગળથી જમીન સરી જતી તેણે અનુભવી. તે પડ્યો. એક મોટા તરંગે તેને પોતાના ઉદરમાં ઝડપી લીધો, ક્ષણભર તેને ઉછાળ્યો અને કાળાં, ઊંડાં પાણીએ તેના ઉપર મૃત્યુની ચાદર પાથરી દીધી.

તોફાન સહસા વધી ગયું. જાણે સિપાઈઓ અસંખ્ય સંખ્યામાં કોઈ દુર્ગને ભેદવા મથી રહ્યા હોય તેમ તરંગોની હારમાળા ખડકો અને કિનારા સાથે ભીષણ નાદથી અથડાવા લાગી અને પોતાની છોળો પચાસ પચાસ ફીટ ઊંચે તેમણે ઉછાળવા માંડી. જાણે નરકની દીવાલો હોય તેવાં જણાતાં કાળાં વાદળાંઓ ચીરાવા લાગ્યાં અને તેમાંથી નરકની અગ્નિની જ્વાળાઓ હોય તેમ વીજળીની જ્વાળાઓ ફૂટવા લાગી. વીસુવીઅસના ધુમાડાથી આચ્છાદિત મુખ આ જ્વાળાના પ્રકાશમાં કોઈ યમદૂત વિકટ હાસ્ય હસતો હોય તેવું જણાવા લાગ્યું. વરસાદ લોઢાનો રસ હોય તેમ પડવા લાગ્યો. કુદરત ઉપર વિજય મેળવી, જગતને રસાતાળ કરવાને માટે શયતાને આ રાક્ષસી યુદ્ધ માંડ્યું હોય તેમ પવન, વીજળી, વરસાદ અને ઊછળતા સમુદ્રે જાણે શિવજીનું તાંડવ નૃત્ય આરંભ્યું.

## ૨૯. કાળનાં ચક્ર

કમાડના આગળા ઉપર હાથ મૂકીને, પોતાની પત્નીના ઓરડામાં પાછું ફરીને જોતો ડૉક્ટર સરોજકુમાર ઊભો હતો.

ઓરડામાં શહેરની, શહેરના જીવનની અને શહેરની ધમાલની કશી ગંધ ન હતી; જ્યાં ત્યાં લીલો અને શ્વેત રંગ, સુંવાળો મુલાયમ ગલીચો અને વસન્તનાં સુમધુર–સુવાસિત પુષ્પો નજરે પડતાં હતાં.

ઉંબરામાં ઊભો ઊભો ડૉ. સરોજકુમાર, ઘંટડીનો અવાજ, ભગવાનલાલના પગલાં, હૉલના કમાડની ઉઘાડવાસ અને ભગવાનલાલનો 'આ બાજુ આવો' બોલતો ઘાંટો સાંભળી શકતો હતો. આવનાર દર્દી મનની સ્થિતિ પ્રમાણે ભારે કે ધીમા પગલાંથી અથવા તો આતુર, ઉતાવળભર્યા પગલાંથી અંદર આવતો; અને ત્યાં બેસીને, ટેબલ ઉપર પડેલાં ચોપાનિયાંનાં પાનાં મૌનવત ફેરવતો અને સામે ભીંત ઉપર ટાંગેલાં ચિત્રો વિહ્વળ ચિત્તે જોતા દર્દીઓમાં એકનો ઉમેરો થતો.

દર્દીઓનો આજનો વેઈટીંગ રૂમ ભૂતકાળમાં સરોજકુમારના ચ્હા પીવાના ઓરડા તરીકે વપરાતો હતો. પરન્તુ પોતાની સુન્દર પત્ની પુષ્પાને તે પરણ્યો તે વખતે જ પુષ્પાએ આ યોજના સામે વાંધો ઉઠાવ્યો હતો. પુષ્પાની વાટિકામાં બન્ને ઊભાં હતાં તે વખતે પુષ્પા પોતાના ઘરની ગોઠવણ સમજાવતી કહેતી હતીઃ

"પણ વહાલા સરોજ," તરત જ વીણેલાં પુષ્પોથી ભરપૂર કોમળ હાથ તેના ભણી હલાવતી અને કંઈક નિરાશાથી ભરેલી પુષ્પા બોલી ઊઠી, "જે ઓરડામાં તમારા ખરાબ દર્દીઓ કલાકના કલાક રાહ જોતા બેઠા હોય અને તેમના ખરાબ, ચેપી રોગોના જંતુ પોતાની પાછળ મૂકી જતા હોય તે ઓરડામાં હું તમારી સાથે બેસીને કશું પણ શી રીતે કરી શકું?"

પુષ્પાના મુખને હસતી આંખોએ જોતાં અને તેના પુષ્પોવાળા હાથને પોતાની છાતી આગળ લાવતાં ડૉ. સરોજકુમારે કહ્યું:

"પુષ્પા! મારા સુન્દર–સુવાસિત પુષ્પ! આ જંજાળી મુંબાઈની જિંદગીના ક્ષેત્રમાં તને રોપવામાં હું ભૂલ કરું છું, તને તારી આ પુષ્પવાટિકામાં જ રહેવા દઉં તો નહિ સારું? પરન્તુ હવે તેમ કરવાનો વખત ગયો; હું કાલબાદેવીનો રસ્તો હવે છોડી શકું તેમ નથી." તેના ઊંડા અવાજે વધું ઊંડાણ પ્રાપ્ત કર્યું; તેના અંતરમાં જાણે વજ્રસમ વિકારની કોમળતા પ્રસરી. "અને તારા સિવાય રહી શકું તેમ પણ નથી." તેણે પુષ્પાના હાથ છોડ્યા અને તેના મુખને પોતાની આંગળીઓથી સ્પર્શ કર્યો.

"તેં મને શું કર્યું છે, પુષ્પા? હું હમેશાં આત્મસંતોષી હતો, પરંતુ હવે મને જણાય છે કે હું તારા વિના રહી શકું તેમ નથી, પુષ્પા–મારા પુષ્પ!"

તેની આંખોએ પુષ્પાના મુખને પ્રકાશિત કર્યું. પુષ્પાએ તેની સામા મધુર દૃષ્ટિપાત કર્યો.

"પણ સરોજ" તે બોલી, "તે લોક પોતાના ખરાબ રોગના જંતુ મૂકી જ જાય છે.—"

ડૉક્ટરના મુખ ઉપરના વિકાર જરાક બદલાયા.

"વહાલી," તે બોલ્યો. તેનો અવાજ પાછો હતો તેવો થઈ

ગયો. "મેં તને નહોતું કહ્યું કે 'હું માઈન્ડ સ્પેશ્યાલિસ્ટ' છું? જે લોક મને શોધતા આવે છે તે લોક કંઈ હમેશાં તાવ, શીતળા, ઓરી, અછબડા વગેરે ચેપી રોગથી પીડાતા નથી હોતા!"

"ભલે તેમ હોય, પણ તેઓ પોતાના ભયાનક વિચારો તો પોતાની પાછળ મૂકી જ જાય છે, જે એ રોગોથી પણ વધુ ખરાબ છે. જે ઓરડામાં રોગીષ્ઠ મનુષ્યો કલાકના કલાક વિચાર કરતાં બેઠાં હોય તે ઓરડામાં મારાથી તો ના બેસાય. મને તો એથી કમકમાં આવે. અને તમને યાદ છે?–તે દિવસે તમે ભૂતપ્રેતની વાર્તાઓનું પૃથક્કરણ કરતાં વિચિત્ર લેખ વંચાવેલો કે બહુ જ ઉશ્કેરાયેલાં અથવા અસ્થિર હૃદયો ભીંત અને ફરનીચર ઉપર પોતાની અસર મૂકી જાય છે. કેમ યાદ છે ને? એ લેખ કોણે લખેલો? તમે? હા, હા, વહાલા, કેવો સરસ!...ના ના! મેં વિચિત્ર ક્યારે કહ્યો? હોય તો પણ 'ઘણો સરસ' એ જ અર્થમાં મેં વિચિત્ર શબ્દ વાપર્યો હતો. જુઓ, હજી પણ મને કેવો યાદ છે! તમે તો એમ જ જાણતા હતા કે હું ધ્યાન જ આપતી ન હતી. પણ, જો કે મારે તે વખતે તમારાં મોજાં સાંધવાનાં હતાં તેમ છતાં, હું તે ધ્યાનપૂર્વક સાંભળતી હતી. ખરેખર, તમે ફરનીચરને વિચારો વળગી રહે છે એ સિદ્ધાંત રજુ કરો છો તે સાચો છે. ભગવાનલાલ ગમે તેટલો સાફ કરે, પણ એ વિચારો તો રહેવાના જ ત્યાં — અને આપણે તે વિચારોની વચમાં બેસવું!—"

વીણેલાં પુષ્પો ઉપરથી દૃષ્ટિ ખસેડીને તેની સૌંદર્ય ભરી આંખો ડૉકટરને જોઈ રહી.

સરોજકુમાર હસી પડ્યો. લગ્ન પહેલાં પુરુષને હાસ્ય કરવું કેવું સહેલું લાગે છે!

"ઠીક પુષ્પા," તે બોલ્યો, "કોઈ ને તેની પોતાની જ દલીલોથી સમજાવવો તેના જેવું ઉત્તમ બીજું કંઈ જ નહિ. આપણે ઘરમાં

કેટલાક ફેરફાર કરશું. હું કોન્ટ્રેક્ટરને મળીશ. બેસવાનો ઓરડો, ડ્રોઇંગ રૂમ અને તારો પોતાનો ઓરડો પહેલે માળે રહેશે અને નીચેની જગ્યા મારી અને મારા દર્દીઓની રહેશે. તારે ફક્ત ઘરની બહાર જતાં અને અંદર આવતાં જ ત્યાં પગ મૂકવો પડશે, એટલે જો વખતે દર્દીઓ પોતાના મન અહીં મૂકી જશે તો પણ તારે તેની વચમાં આવવાનું નહિ થાય. પણ હવે મને તારાં વચન પ્રમાણે એક પુષ્પ આપ; પછી આપણે સમુદ્ર કિનારે જઈએ."

આ બનાવને સાત વર્ષ થઈ ગયાં. હવે ડૉ. સરોજકુમારને કોઈ કોઈ વખત લાગતું હતું કે કાલબાદેવીના પોતાના ઘરનો માળ જાણે કોઈ મનુષ્યનું શરીર હોય. મગજથી દોરવવાતું છતાં દરેક અવયવ તદ્દન જુદું જ હતું અને અહોનિશ જાગ્રત રહેતું મગજ સર્વને દોરતું હતું.

પહેલે માળે તેની પત્નીના ઓરડા હતા. ત્યાં તેની સાથેના જીવનમાં તેની ડૉક્ટર તરીકેની ઉપાધિઓને ક્વચિત જ સ્થાન મળતું. આ જીવન આખા યંત્રના હૃદય સમાન હતું. સરોજકુમારનું હૃદય ત્યાં જ વિશ્રાન્તિ લેતું અને ત્યાં જ નિવાસ કરતું.

તેનાથી ઉપલો માળ છોકરાંઓના નિવાસ માટે રાખવામાં આવ્યો હતો. ત્યાં બે નાનાં બાલકોના અવાજ સર્વત્ર આનંદ પ્રસરાવતા વાતાવરણમાં ભળી જતા હતા. નાની પુષ્પની કળીશી એક બાલિકા કઠેરામાંથી તેની સામા મીઠી આંખ માંડતી; એક નાનો બાળક કૂદતા સસલાના ચીંથરાં કરી નાખીને ગંભીરાઈથી તેના પેટમાં જોતો ત્યારે ડૉક્ટરને પોતાની દર્દીઓને તપાસવાની રીતનું વિચિત્ર રૂપમાં દર્શન થતું.

ભોંયતળિયે પોતાનું મગજ નિવાસ કરતું—દિનપ્રતિદિન વધુ તીવ્ર બનતું હતું. દર્દીઓની સંખ્યા વધતી જતી હતી. તેમને આશ્વાસન આપતું મગજ પોતાનું કાર્યક્ષેત્ર ત્યાં શોધતું. આ ભોંયતળિયાના જીવનમાં તેમની સાથે ભાગ લેનાર અન્ય કોઈ ન

હતું, ફક્ત તેમનો ચાકર ભગવાનલાલ 'આ બાજુ આવો'નું વાક્ય બોલીને અને 'અહીંથી જાઓ' કહીને દર્દીઓને દાખલ કરતો અને પાછા મોકલતો અને આ જીવનમાં પોતાનો દીન ભાગ ભવજતો હતો.

કોઈ કોઈ વખત આ જીવનમાં – આ રોજ બદલાતા જતા જીવનમાં – કોઈ ભાગ લેનાર નીકળે – પોતે કોઈને આ જીવનમાં સહભાગી બનાવે એવી તીવ્રેચ્છા ડૉ. સરોજના હૃદયમાં થતી. જ્યારે તેની ઊંડી તીક્ષ્ણ આંખો દર્દીના અસ્થિર હૃદયને વીંધતી અને તેના રોગનું મૂળ શોધી કહાડતી, જ્યારે પોતાના તેજ મગજથી તે દર્દીના કેસનું સચોટ પૃથક્કરણ કરી શકતો હતો અને પોતાના ધીર મનોબળથી દર્દીને પોતાની ઇચ્છાને વશ કરવા શક્તિવાન થતો — ભવિષ્ય સામા બાથ ભીડવાની શક્તિ અર્પી શકતો, જ્યારે પોતાના અડગ ઉત્સાહથી અને પ્રભુ, જીવન અને મનુષ્ય સ્વભાવ ઉપરની તેની આસ્થાથી જ્યારે તે કોઈ અપંગહૃદયી મનુષ્યને પાછો ટટાર કરતો અને તેને દવાખાનામાંથી બહાર નીકળીને નવજીવનના માર્ગમાં નૂતન આશાઓ સાથે પ્રયાણ કરવાની શક્તિ અર્પતો ત્યારે તે બારી આગળ જતો અને કહેતો: "પ્રભુ! કેવી ફતેહ! મારે પુષ્પાને કહેવું પડશે!"

પરન્તુ પુષ્પાના ઓરડામાં જ્યારે તે નાનાં નાનાં સુન્દર કપમાં ચ્હા પીવા બેસતો અને નાની વિલસુને કયો નવો શબ્દ બોલતાં આવડ્યો અને અશોકે કઈ નવી હિકમત શોધી અથવા પુષ્પાએ પોતે નવી મોટરકાર કેવી હાંકી તે વિશેનું પુષ્પાનું વર્ણન સાંભળતો ત્યારે કોણ જાણે શાથી આ દારૂણ યુદ્ધ અને આ આશાભરી ફતેહ બીજી દુનિયાના હોય તેમ લાગતાં. પુષ્પાનો ઓરડો ઊર્મિઓનું સ્થાન હતું; ત્યાં વિચારને અવકાશ ન હતો. ત્યાં નિર્દોષ મજાઓ હતી; જીવનનાં મહાન કાર્યો, તેનાં પરિણામો અને લક્ષ્ય ત્યાં શા કામનાં? હૃદયનું રાજ્ય ત્યાં હતું. મગજનું રાજ્ય નીચે જ રહેવાનું; ઉપર નહિ.

તેમ છતાં લગ્ન અને બાળકોએ પુષ્પાના હૃદયને કંઈક ઊંડું બનાવ્યું હતું ખરું. સરોજકુમારના સ્વભાવ સાથેનો પોતાનો સંબંધ; તેના ભવ્ય પ્રેમની ઊંડી તૃષા તૃપ્ત કરવાને જાગ્રત થવાની આવશ્યકતા; તેનો નિઃસ્વાર્થ, ઉમદા ખવાસ; તેની એકાગ્રતા અને જીવનના ઊંચા લક્ષ્યનું દૃષ્ટાંત અને એ સર્વના કરતાં માતા થતાં આવી પડતા આનંદ અને ભય—આ સર્વને લીધે છૂછલી પુષ્પા–પુષ્પવાટિકામાંની ઉછાંછળી પુષ્પા—સુમધુર, વિનયી સ્ત્રી થઈ હતી. આમ અંતરમાં જાગ્રત થતો પુષ્પાનો આત્મા અને એક કલાકનું અસહ્ય દુઃખ (જો વેઠવા મળે તો) તેના સ્વાર્થીપણાને અને દુનિયાની રૂઢીને વળગી રહેવાના તેના વિચારને નિર્મળ કરીને નવજીવન અર્પવાને બસ હતાં.

પરન્તુ તે દુઃખ અને પરમ વેદનાની ઘટિકા પુષ્પાને મળી જ નહિ, કારણ કે તેના પતિનો સુદૃઢ પ્રેમ તેનું સદા રક્ષણ કરતો હતો; અને જે બનાવથી સરોજકુમારને સુખ અને પુષ્પાને સંપૂર્ણતા પ્રાપ્ત થાત તે જ બનાવને સમીપ આવવા દેતો નહોતો. પણ તેમ છતાં સરોજકુમાર તેની પત્નીમાં વિકાસનાં ચિહ્ન જોતો હતો અને તેથી કોઈ કોઈ વખત તેને પુષ્પાને બદલે માતૃત્વનું પવિત્ર સ્મરણ કરાવે તેવાં 'મેરી' નામથી બોલાવવા જતો—બોલાવવા લલચાતો.

× × ×

આજ સવારે જ્યારે સરોજકુમાર પુષ્પાના ઓરડામાં દૃષ્ટિ નાખતો બારણે ઊભો હતો ત્યારે પુષ્પા ગુલાબથી ભરેલાં મોટાં ફ્લાવર પોટ ઉપર વાંકી વળીને તેની સુન્દર પાંખડીઓ પોતાની ઇચ્છાનુસાર ગોઠવતી હતી. વસન્તનો સૂર્યપ્રકાશ બારી વાટે અંદર આવીને પુષ્પાના કાળા ભમર વાળને ચૂમતો હતો. સરોજકુમારે તે જોયું. તેની દૃઢતા ભરી આંખોમાં સન્માનવૃત્તિભર્યો પ્રેમ સહસા ઝળક્યો.

સરોજકુમારની બાલપણની સખી લીલા એક વર્તમાનપત્ર વાંચતી બેઠી હતી તેણે સૂર્યપ્રકાશ અને પુષ્પોમાંથી ડૉકટરની આંખમાંની વૃત્તિ નીહાળી. લીલા પોતાની આંખ સંકેલી લઈને વર્તમાનપત્રમાં મશગૂલ થઈ.

ઘણા સાદા બાહ્ય સ્વરૂપમાં લીલાનો અંતરાત્મા અતિ સ્વરૂપવાન હતો. પરન્તુ દુર્ભાગ્યે હજી સુધી બાહ્ય સ્વરૂપને ભેદીને અંતરની સંપૂર્ણતાવાળી એ મહિલાને જોનાર કોઈ પુરુષ નહોતો નીકળ્યો. આંખ ન હોવાથી બાહ્ય સ્વરૂપને અને તેની અપૂર્ણતાને જોઈ શકવાને અસમર્થ એવો કોઈ અંધ પ્રેમી તેને મળ્યો હોત તો લીલાના જીવનને પૂરેપૂરું પિછાણી શકત અને તેના દિવ્ય આત્માને સ્પર્શી શકત; અને લીલાની નમ્રતા, લીલાના સુમધુર પ્રેમની વિશાળ છાયાની શાન્તિ અને તેની અદ્દભુત આશ્વાસનશક્તિ અનુભવી શકત; લીલા તેને માટે આ જગતમાં સ્વર્ગ સ્થાપત. પરન્તુ હજી સુધી એવો દીર્ઘ સૂક્ષ્મદષ્ટિવાળો અંધ પુરુષ તેને માર્ગે ચડ્યો ન હતો અને પરિણામે જે સ્થાનને લીલા યોગ્ય રીતે દીપાવી શકત તે સ્થાનને દૂરથી જોવાનું જ તેના નસીબમાં હતું.

પુષ્પા ગમે તેટલો વિકાસ પામે તો પણ પત્નીનું સ્થાન તે કદી નહીં દીપાવી શકે. તે સ્થાનને દીપાવી શકનાર લીલા સરોજકુમારના લગ્ન સમયે પ્રેક્ષકવર્ગમાં જ ગણાઈ. જેનું હૈયું માતૃત્વની પિપાસાને માટે તલસતું હતું, મનુષ્યો નમન કરીને જેનું પૂજન કરે તેવા માતૃત્વને જે જન્મ આપી શકત તે લીલાના ભાગ્યમાં સરોજકુમારના બાળકને રમાડવાનું જ રહ્યું. જે જે બાળકોને તે ઓળખતી હતી તે તે બાળકોના ભવિષ્ય પ્રભુકૃપાથી ઉજમાળાં નીકળે અને અજ્ઞાન માતાપિતાની ભૂલો પણ સવળી પડે તેવી પ્રાર્થના કરવામાં તેનું જીવન વ્યતીત થતું હતું.

તેનો કંઠ અતિ મધુર હતો, પરન્તુ બાહ્ય સૌન્દર્ય ન હોવાથી તે કંઠની મધુરતાનું અસ્તિત્વ અંધારામાં જ રહેતું. તે

કોઈ પણ ગાનારની સાથે સારું વગાડી શકતી એટલે અન્યના સંગીત સાથે સૂર પૂરવામાં જ તેની મદદ લેવાતી.

લીલા દુનિયાદારીની જાણકાર હતી એટલે સરોજકુમાર સૂર્ય-પ્રકાશ અને સુમધુર પુષ્પકળીઓથી ક્ષણભર આકર્ષાયો તે જોઈને લીલાએ પોતાની દૃષ્ટિ સંકેલી.

"વહાલી," ડૉ. સરોજકુમાર બોલ્યો, "આજ સુરતથી તાર આવ્યો છે. ત્યાં એક ગંભીર કેસ માટે મારે જવું પડશે—વખતે રાતે પાછા નહિ અવાય."

"કેવું ખરાબ! આજે કમલિનીને ત્યાં પાર્ટી છે અને મેં એ લોકોને કહ્યું છે કે હું જરૂર ડૉકટરને લેતી આવીશ. મને એકલીને જતાં એવું ખરાબ લાગશે! પણ શું કરવું? ઉપાય નથી. આ ફૂલ જોયાં? આ જોઈને પાછાં પિયરનાં જંગલોમાં જવાનું મન થઈ આવે છે."

ડૉક્ટર કંઈક ખંચાયા. નીચેથી ઘંટડી વાગી. બારણું ઊઘડયું અને વસાયું. ભગવાનલાલનો અવાજ સંભળાયો: "આ બાજુ આવો"

"પુષ્પા," ડૉકટરે કહ્યું, "મેં એક સરસ યોજના ગોઠવી છે. તું મારી સાથે સુરત આવ. હું પાછો તરત જ ફ્રી થઈ શકીશ એટલે પછી આપણે તાપીને કિનારે ફરવા જઈશું. અજવાળિયું છે એટલે ત્યાં બગિચામાં કંઈક દિવ્ય દેખાવ અનુભવીશું. નહિ તો તારી મરજી હોય તો ત્યાં એકાદ નાટક જોવા જઈશું. આપણે કેટલો વખત થયાં સાથે નાટક જોયું નથી!"

ડૉકટર વાત કરતાં લગાર અટક્યો.

બારણા આગળ પુનઃ ઘંટડી વાગી.

ડૉકટરની પત્નીએ પુષ્પોને ફરી ગોઠવ્યાં અને મીઠું સ્મિત કરતાં બોલી:

"વહાલા, તમારી યોજના કંઈક વિચિત્ર જ હોય છે! અમૂક વખતે, મને સુરત જવું જરૂર બહુ ગમે છે અને એમાં ચાંદનીમાં નદીકિનારે જવામાં તો પૂછવું જ શું? તે દિવસે આપણે નહિ ગયાં'તાં! પણ દરેક વસ્તુ કંઈ આપણી ઇચ્છાનુસાર થોડી જ બનતી આવે છે? મારાથી કમલિનીને ત્યાંની પાર્ટી ન જ મુકાય. તમે આવવાના હત તો ઘણું જ સારું થાત. હું તો હજી ધારું છું કે તમે આવી શકશો. આઠ વાગ્યે આવશો તો પણ ચાલશે.

સરોજકુમારના મુખ ઉપર સહસા વેદનાનાં—દુઃખનાં ચિહ્નો જણાયાં. તેમનું મુખ નિસ્તેજ થઈ ગયું.

"નહિ પુષ્પા, મારાથી પાછા નહીં અવાય," તે બોલ્યો, "વખતે સવારે મારે ફરીથી જોવા જવું પડે. વળી પુષ્પા! વહાલી! આજ રાત્રે મને તારી જરૂર હતી. આ કેસથી મને ઘણો શ્રમ પડવાનો છે એટલે એમાંથી હું મુક્ત થાઉં કે તરત જ જો મને એમ ખાતરી હોય કે તું મારી વાટ જુએ છે તો મારા હૃદયને કેવી શાન્તિ મળે!"

લીલાએ વર્તમાનપત્રમાંથી ઊંચું જોયું. સરોજકુમારના અવાજમાં જે ઊર્મિ હતી તે ઊર્મિને તેણે પારખી હતી અને ઊંચું જોતાં તેના મુખ ઉપર ધારેલા વિકાર તે જોઈ શકી. સરોજકુમાર-નું વય ચાળીશ વર્ષનું હતું, તેની બુદ્ધિ અને શક્તિ પ્રચંડ હતાં, અને અસાધારણ કૌવત તેના અંગમાં ધબકતું હતું. છતાં અત્યારે તે, પ્રેમી સ્ત્રીના આલિંગનથી શાન્ત થઈ, વિશ્રાન્તિ લેવા તલસતા કોઈ નાના બાળક જેવો જણાતો હતો. દર્દીની સારવાર પૂરી થયા પછી જણાવાનો શ્રમ તેને અત્યારથી ચમકાવતો હતો. એકાન્તથી ડરતો સરોજકુમાર પ્રેમ અને પ્રેમભરી મિત્રતાનો તરસ્યો હતો. તેને શાની જરૂર હતી તે લીલા બરાબર જાણતી હતી. ઉત્તર સાંભળવાને તે ઉત્સુક બની.

"સરોજ, દર્દી કોણ છે ?"

ડૉક્ટરે ક્ષણભર ઉત્તર ન વાળ્યો; પછી દર્દીનું નામ લીધું. નામ એટલું જાણીતું હતું કે લીલા એકદમ ખુરશીમાં ટટાર થઈ ગઈ.

"સરોજકુમાર," તે બોલી ઊઠી, "એમાં ફત્તેહ મળે તો આનન્દ ! આખી દુનિયામાં તમારી કીર્તિ પ્રસરે ! ઓહો, અમે તમને કેવી રીતે મદદ કરી શકીએ ! અત્યારે તમારે બીજા દર્દીઓને જોવા જ પડશે ?"

સરોજકુમાર હસ્યો.

"લીલા, તું જોવાની હોય તો ભલે; બાકી તો મારે જ જોવા પડશે. પરન્તુ કામથી હું થાકતો નથી," તે બોલ્યો, "ફક્ત જ્યારે કામ પૂરું થાય છે ત્યારે જ મને તેનો થાક લાગે છે. પુષ્પા—" તે પુષ્પા તરફ ક્ષણભર જોઈ રહ્યો અને બોલ્યો: "પુષ્પા, તું ટાઈમસર તૈયાર થશે ?"

"સરોજ," તે બોલી, "હું દિલગીર છું, મને માફ કરો ! પણ આજે તો હું કેમ આવી શકું ? જો તમે આવતી કાલ ઠેરવી હોત ! આયા કોઈ તેના સગાને ત્યાં આજે જવાની છે એટલે છોકરાંને રમાડવાનું મારે માથે આવી પડ્યું છે. ભગવાનલાલ અને પાર્વતી છે, પણ મને એમને ભરોસે છોકરાંને મૂકતાં ચેન પડે નહિ. અને વિલસુને ને અશોકને આજે જનાવરોની રમત રમાડવાનું મેં વચન આપ્યું છે. તે દિવસે તમે જ કહેતા હતા ને કે એમને એક વચન આપ્યું હોય તો તે જરૂર પાળવું – એમને નિરાશ નહિ કરવાં. વળી કમલિનીને ત્યાં આજે પાર્ટી છે. આજે તો વહાલા, મારાથી ન જ અવાય"

"ઠીક, પુષ્પા," ડૉક્ટર શાન્તપણે બોલ્યો, "મેં અમસ્થી તને ગોટાળામાં ઉતારી. આજે હું ચ્હા પીવા ઉપર નહિ આવું, મારે ઘણું જ કામ છે."

સરોજકુમાર ઓરડામાંથી બહાર નીકળ્યો. દ્વાર બંધ થયાં. દાદર ઉપરથી તેના પગલાં નીચે ગયાં.

લીલાએ વર્તમાનપત્ર નીચે મૂક્યું. તે પગ વતી જમીન ખણવા માંડી.

પુષ્પાએ નિશ્વાસ મૂક્યો.

"કોઈક કોઈક વખત એવી સરોજકુમાર દરખાસ્ત લઈ આવે છે!" તે બોલી.

લીલાએ ઓઠ પીસ્યા. પુષ્પાની સામા થવાથી તેને સુધારી શકાવાની નથી એમ જાણતી હોવાથી તે કશું બોલી નહિ.

"બહુ હોંશિયાર માણસો કોઈ વખત કંટાળો આપે છે," તે ક્ષણ બે ક્ષણ પછી બોલી, "જેમને તેમની સાથે રહેવાનું હોય તેમને."

પુષ્પા એકદમ બોલી ઊઠી: "અરે લીલા! આ તું શું બોલે છે? સરોજકુમાર કંટાળો આપે છે? કદી નહિ. તું અહીં દસ દિવસ થયાં રહી છે તે એટલું પણ જાણી શકી નહિ? એ તો કોઈક વખત જ્યારે આવી અચાનક યોજના લઈ આવે છે, અને એક મિનિટની નોટીસથી મને સાથે લઈ જવાનું કરે છે ત્યારે જ એમ સહેજ જણાય છે. મને જરા આગળથી ખબર આપી હત તો કશી જ હરકત ન હતી—કાલે જ આપી હત ને."

"મને લાગે છે કે એમને પોતાને પણ આજે જ ખબર પડી."

"તેનો કશો સવાલ જ નથી. મેં આજે નર્સને બહાર જવાની રજા આપી છે અને તેના વિના છોકરાંને મારાથી મૂકીને જવાય નહિ."

લીલા પોતાના પગ સામું જોઈ રહી. તેના હાથ સદાના જેવા જ સ્થિર જણાયા, પણ મુખ ઉપર લગાર અશાન્તિ જણાઈ.

પુષ્પા—શાન્ત અને સુન્દર પુષ્પા—બીજાં શ્વેત પુષ્પોને લઈને વાઝમાં ગોઠવવા લાગી.

ઓરડામાં શાન્તિ પ્રસરી. ઘડિયાળમાં સાત વાગ્યા.

લીલા જમીન ખણુવાનું છોડી દઈને બે હાથ ઢીંચણુ ઉપર ભેરવીને બોલવા લાગી :

"પુષ્પા, તારા પતિ સરોજકુમાર જેવો પુરુષ જ્યારે તને બોલાવે ત્યારે સર્વ કામ છોડી દઈને પણુ તારે તેની સાથે જવું જોઈએ. પાર્ટીઓ અને ચાકર-નફરની રજા તો શું પણુ બાલકો પણુ સરોજકુમાર જેવા પુરુષ આગળ શી વિસાતમાં? વહાલી બહેન, તેં એમના અવાજમાંની યાચના નથી સાંભળી? અંધારામાં કોઈ બાળક પોતાના વિશ્રામસ્થાનને શોધતું, માતાની ગોદમાં આવવાને અને ત્યાં નિદ્રા લેવાને તલસતું હોય તેવો તેમનો અવાજ હતો. દર્દીઓની સારવાર કરતી વખતે તે કેવા બળવાન થઈ જાય છે તે તો આપણે પૂરું જાણુતાં પણુ નથી, તેમ છતાં તે બળવાન સરોજ-કુમાર પ્રેમમાં નિરન્તર બાળકના જેવા જ રહેવાના–તેમનો આત્મા એવો તરુણુ છે–પ્રેમની પિપાસાથી તલસતો તે આત્મા નિરન્તરનો તરુણુ જ રહેવાનો. ત્રણુ ત્રણુ માણુસો પણુ ન કરી શકે તેટલું કામ તે હમણાં એકલા કરે છે–મને તો બહારથી ખબર પડી છે એટલે તને ક્યાંથી ખબર હોય? એટલે જ્યારે દિવસ પૂરો થાય છે ત્યારે તેમને એક એવા વિશ્રાન્તિસ્થાનની જરૂર છે કે જ્યાં તેમને ઇચ્છાનુસાર વાત કરીને હૈયું ખાલી કરવું હોય તો તેમ કરી શકે અને મૌન ધારણુ કરવું હોય તો તેમ કરે–જાગ્રત રહેવું હોય તો જાગ્રત રહે ને નિદ્રા લેવી હોય તો નિદ્રા લે. પરન્તુ દિવસમાં અનુ-ભવેલી વ્યથાઓ એકાંતનો લાભ લઈને પાછી તેમને હેરાન ન કરે એ સમાલવું જોઈએ. પુષ્પા, તું જ આ પ્રમાણે તેમને માટે કરી શકે તેમ છે. હું તને કહું? મારા જાણુવામાં એવી અડધો ડઝન

સ્ત્રીઓ હશે કે જે સરોજકુમારની સાથે પાંચ મિનિટ પણ વાત થઈ શકતી હોય કે તેને મિત્રની જરૂર છે એમ જાણતી હોય તો પાર્ટીઓ છોડીને સુરત જવા તત્પર થઈ જાય."

"તું પણ શું લીલા, આવી વાત કરે છે!" પુષ્પા મશ્કરી કરતાં બોલી, "હું એથી અદેખી થાઉં જ નહિ. અદેખાઈ કરવી એ ક્ષુદ્રાત્માઓનું કાર્ય છે, એવો મારો સિદ્ધાન્ત છે."

"પુષ્પા, હું એ જાણું છું, બહેન, જાણું છું," લીલા તરત બોલી ઊઠી, "તને અદેખી કરવાની મને ધારણાય ન હતી. અને તારે અદેખાં થવુંય શા માટે પડે? સરોજકુમારે તારા વિના અન્ય સ્ત્રી સામા કદી જોયું જ નથી; અમે બધાં તે જાણીએ છીએ."

લગાર ચિડવાયેલી પુષ્પા, પોતાની ખુરશી ઉપરથી ઊઠીને લીલાના પગ આગળ આવીને બેસી ગઈ અને લીલાના હાથ પોતાના હાથમાં લઈને કંઈક મશ્કરી ભર્યું સ્મિત કરતાં બોલી: "લીલા બહેન, તું જાણે છે? તમે ઉભય એકબીજાને એવી સારી રીતે સમજો છો! મને એમ જ લાગે કે વખતે અગાઉ કોઈ વાર એમ બન્યું પણ હશે કે સરોજે તને પરણવાની ઇચ્છા કરી હોય!"

લીલા હસી અને પછી બોલી: "નહિ પુષ્પા, તું ખાતરી રાખજે કે તેમણે કોઈ વખત પણ આવી માગણી કરી ન હતી; કારણ કે જો તેમણે તે કરી હોત તો હું કદી ના પાડત જ નહિ."

પુષ્પા આનંદથી હસી પડી.

"મારી વહાલી લીલા બહેન," તે બોલી, "તારી સાથે વાત કરવી મને બહુ જ ગમે છે; તું એવું ચોખ્ખું અને વિચિત્ર બોલી દે છે!" પછી કંઈક ગંભીરાઈથી બોલી: "તું એમ ધારે છે કે મને સરોજને માટે સ્નેહ કે દરકાર નથી, એ વાજબી ન કહેવાય. જ્યારે જ્યારે એ બહાર જાય છે ત્યારે ત્યારે મારા હૈયામાં જે લાગણી થાય છે તેની તને શી ખબર? એમની ટ્રેન રાતના અંધકારમાં

સુસવાટ કરતી ક્યાં ચાલી જતી હશે–તેમને નિદ્રા આવી હશે કે નહિ–શી અગવડો વેઠવી પડતી હશે એવા અનેક વિચારો મને સૂવા દેતા નથી. તે વખતે જે બધા સિગ્નલ પાડનારાઓના હાથમાં તેમની જિંદગી રહી હોય છે તે બધા સિગ્નલમેનોનો વિચાર હું કરું છું ને એમ થાય છે કે તેઓ દારૂબારૂ ન પીતા હોય તો સારું." પુષ્પાનો અવાજ કોમળ ઊર્મિઓથી ધબકવા લાગ્યો. "મેં તો ન્યુસપેપરોમાં અકસ્માતોનું વાંચ્યું છે ત્યારથી એમના કોટના ગજવામાં એક કાર્ડ જ રાખી મૂકયું છે. તેમાં લખ્યું છે કે 'કશો અકસ્માત થાય તો મિસિસ સરોજકુમાર, કાલબાદેવી રોડ, મુંબાઈ—એ સરનામે તાર કરવો.' એ કાર્ડ એમના ગજવામાં હોય છે એટલે મને શાન્તિ રહે છે."

ડૉકટરની પત્નીની સુન્દર આંખો અશ્રુભરી થઈ ગઈ. તેની પાંપણો પ્રકાશમાં ઝબકવા લાગી. લીલા પુષ્પાના કપાળ ઉપર આવેલી એક લટ સ્નેહાળ હાથે પાછી ગોઠવતી ક્ષણભર મૌન ધારણ કરી રહી; પછી બોલી: "પુષ્પા, અને ધાર કે અકસ્માત થયો અને કોઈએ તને તાર કર્યો તો તું શું કરે?"

"શું કરું?" પુષ્પા આંખો વિકસાવતી બોલી, "કેમ વળી? તેમની પાસે જાઉં!"

"પણ ધાર કે તે વખતે નર્સ બહાર ગઈ હોય–અહીં કોઈ તને મળવા આવવાનું હોય–તેં છોકરાંઓને અમુક વચન આપ્યું હોય"–

"લીલા, લીલા, તું કેવી ખરાબ રીતે બોલે છે! આ બધાં કામ મને ક્ષણ વાર પણ ન રોકે. જો તે માંદા હોય કે ઇજા પામ્યા હોય તો હું કપડાં પેક કરવા પણ ન રહું–વખતે–પાર્વતી પાસે હેન્ડબેગ પેક કરાવું, પણ ગમે તેમ હોય તો પણ પહેલી ટ્રેન જ પકડું."

લીલાએ પગવતી સામી ખુરશીને ઠોકર મારી. તેની ભમર ચડી. પછી તે ધીમેથી બોલી: "હા, પાર્વતી અને હેન્ડબેગ તો પ્રોગ્રામમાં આવવાં જ જોઈએ." પછી પુનઃ ખુરશીને ખસેડીને લીલાએ પુષ્પાના

ધ્રૂજતા હાથ પોતાના હાથમાં લીધા અને કહ્યું: " અહા ! પુષ્પા, વહાલી બહેનડી ! તારી વાત સાંભળતાં મને શ્વેત ગુલાબવૃક્ષની વાત યાદ આવે છે. એક મિનિટ બેસ અને મારી વાત સાંભળ !

" સાન્તાક્રુઝમાં બે મારા સ્નેહીઓ રહે છે—ચન્દ્રકાન્ત અને તેની પત્ની મોહિની. મોહિનીને પોતાની વાડીને અને ખાસ કરીને તેમાંના શ્વેત ગુલાબોને માટે ઘણું લાગી આવે છે. તેમને એક ચાર વર્ષની મેના નામની પુત્રી હતી. મેના તે ખરેખર, કોઈ પણ માણસનું દિલ જીતી લે તેવી મધુરી મેના જ હતી. હું ગયા જૂન માસમાં તેમને ત્યાં એક દિવસ ગઈ હતી. વાડીમાં એક મોટા, ધોળાં ગુલાબના છોડ પાસે ચ્હા પીતાં અમે બેઠાં હતાં, છોડ ઉપર ધોળા ગુલાબ લચી પડતાં હતાં. મોહિની આ પુષ્પોને માટે ઘણી મગરૂર હતી. થોડી વાર ટપ, ટપ, ટપ નાનાં પગલાં પાડતી મધુરી મેના ત્યાં આવી. તે અમારા બન્નેની સામે ક્ષણભર જોઈ રહી. એટલામાં તેની દૃષ્ટિ ગુલાબના છોડ ઉપર પડી અને એ ગુલાબના ફૂલ ઉપર તેનું મન ચોંટયું. તેણે પોતાની માને બાઝી પડીને યાચના કરતા અવાજે કહ્યું: ' મમ્મી, આ ફૂલ ઘના મજાનાં છે ! હું બે–ત્રણ લઉં ? " મોહિની-એ ઉત્તર વાળ્યો: " ના, ફૂલ લેવાય ? મેં તને કેટલીય વાર કહ્યું કે વાડીમાંથી ફૂલ તોડવાની જીદ કરવી નહિ. જાઓ, આયા કને જાઓ." મેના કશું બોલી નહિ, પરન્તુ તેના કોમળ હૈયાને જે આઘાત થયો તે હું જાણી શકી. બિચારી ભગ્ન હૃદયે પાછી ચાલી ગઈ. મોહિનીએ પછી બાળકને કેમ ઉછેરવાં તે વિષય ઉપર મને ભાષણ આપ્યું. પણ તેના ઉત્તરમાં મેં તો ફક્ત એટલું જ કહ્યું કે મોહિની, છોકરાં ફૂલથી રમી ન શકે તો એ ફૂલવાડી શા કામની ? " મોહિનીએ હસતાં હસતાં કહ્યું કે " લીલા, તું પરણી નથી એ જ ઠીક કર્યું છે; નહિ તો તું તારાં છોકરાંઓને બગાડી જ નાખત. "

" આ પછી અમે વાત બદલી નાખી. મોહિની પુત્રી પાછળ

ગાંડી છે, પણ અમુક ખોટા સિદ્ધાંતો તેના મગજમાં એવા ઠસી ગયા છે!"

આટલું બોલીને લીલા સહેજ અટકી. પુષ્પાની સામે તેણે મીટ માંડી. એક પગને જમીનને ટેકવીને બીજો પગ સહેજ ઊંચો રાખીને લીલાએ હાથ વતી ટેકવ્યો, અને હાથમાંની ઝીણી સોનાની બંગડી સામે જોતી તે પુનઃ બોલીઃ

"ત્રણ અઠવાડિયાં પછી પાછાં ત્યાં જ જઈને પુત્રી વિનાની, દુઃખથી રીબાતી માને આશ્વાસન આપવા જવાનો મને તાર મળ્યો. ત્યાં જઈને હું જોઉં છું તો ફક્ત એક કલાક પહેલાં જ મેના આ આ જગતને ત્યાગી ગઈ હતી. તેના કુમળા શરીરને શ્વેત ગુલાબનાં પુષ્પોથી ઢાંકી દીધું હતું. હાથ ઉપર ફૂલ, પગ ઉપર ફૂલ, મુખ ઉપર ફૂલ, જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ફૂલ જ પડેલાં હતાં.

"મોહિની મને જોઈ ને રડી પડી, અને ચીરાતા અવાજે બોલીઃ 'લીલા, તે દિવસે બાળુડી મેના ફક્ત એક ફૂલ માગતી હતી—ફક્ત એક જ. અને તે મેં અભાગિયણે તેને ન લેવા દીધું! હાય, મારી મેના!'

"'મોહિની,' મેં તેને આશ્વાસન આપવા માંડયું. 'મોહિની! એમ ગાંડી શીદ થાય છે? અત્યારે તેં એને આટલાં તો આવ્યાં છે!'

"'અત્યારે'! નિરાશાથી તૂટી પડતા અવાજે તે બોલી; 'અત્યારે હવે શા કામનાં? હવેનાં હજારો ફૂલો, તે વખતે તેણે એક લીધું હત અને તેને જે આનન્દ મળત તે આનન્દ આપવાને અશક્ત છે. પણ હાય! વેળા ગઈ! અરે પ્રભુ! શું કાળચક્ર કદી પાછાં હઠી શકે તેમ નથી? શું હું કદી મારી મધુરી મેનાનો અવાજ નહિ સાંભળી શકું? તે જાણે મને કહેતી હોયઃ 'મમ્મી! હું એક ફૂલ લઉં?' અને હું જવાબ આપું કે 'તારાથી જેટલાં લેવાય તેટલાં લઈ લે!'

"પરન્તુ મેના તેનો ઉત્તર કેમ વાળે? માના આંસુ તેના હાથ ઉપર પડ્યાં એટલે હાથ ઉપર પડેલાં પુષ્પો સરી પડ્યાં.

"અહો! પ્રેમનું દાન બહુ મોડું અર્પવામાં આવ્યું!"

લીલાની આંખો હજી પોતાની બંગડી તરફ જ હતી. પુષ્પાની આંખમાંથી આંસુ ટપકયે જતાં હતાં.

"અહા, પુષ્પા!" તેનો મધુર પણ દૃઢ અવાજ આગળ બોલ્યે જતો હતો, "આપણ સર્વથી આ ભયાનક ભૂલ થવી સ્વાભાવિક છે. જ્યારે આપણાં વહાલાં આપણને છોડીને સદાને માટે ચાલ્યાં જાય છે ત્યારે આપણે હજારો ફૂલોની માળા અર્પવા તૈયાર થઈએ છીએ, પણ તેઓ જીવતાં હોય તે વખતે એક ફૂલ પણ આપવાની ના પાડીએ છીએ. જે વખતે જરૂર હોય તે વખતે આપણે તે ફૂલ આપતાં શીખવું જોઈએ. જે વખતે તેઓ તેને ભોગવી શકે, તેની મીઠી સુગંધ અનુભવી શકે, તેના સૌન્દર્યને ઓળખી શકે! વહાલી જ્યારે સરોજકુમાર હમણાં ફૂલ માગે છે ત્યારે તું તેને આપ! પુરુષો પોતાની ઇચ્છા તરત જ પરિપૂર્ણ થાય એમ ઇચ્છે છે. આપણે સ્ત્રીઓ તેમને માટે રાહ જોઈ શકીએ છીએ. આપણા મૃત્યુથી પણ આપણને જો કંઈક સ્નેહ મળવાનો હોય તો આપણે મૃત્યુથી પણ આનંદ પામીએ છીએ. મૃત્યુ પછી પણ આપણને મળનારા માનથી આપણે સંતુષ્ટ થઈએ છીએ. પણ પુરુષો તો ફક્ત મૃત્યુ પછી એક ચિતાના જ અભિલાષી હોય છે. તેમની જરૂરિયાતો આપણા કરતાં વધુ સાદી, દૃઢ અને તીવ્ર હોય છે. જ્યારે લડાઈ પૂરી થાય છે ત્યારે પુરુષ જૂનું બખ્તર મૂકી દઈને નવું પહેરીને નવા રણસંગ્રામમાં ઝઝૂમે છે. તે લડાઈને સમયે જ તું હાથમાં મીઠા જળનો પ્યાલો લઈને તેને પડખે ઊભી રહે. પુષ્પા, યાદ રાખ, કાળનાં ચક્રો આગળ જ વધ્યે જાય છે, કદી પાછાં હઠતાં

નથી ! તને પાછળથી દુઃખ ન થાય તેને માટે હું તને અત્યારથી કહું છું. ”

લીલાએ ઊંચું જોયું અને બોલતી બંધ થઈ. તેના મુખ અને દૃષ્ટિ ઉપર દઢતા અને કાર્યની એકાગ્રતાની રેખાઓ જણાઈ, પરન્તુ તેની આંખમાં તો કુમળાશનાં ઊંડાણ જ હતાં.

પુષ્પા ઊઠી અને લીલાના કપાળ ઉપર ચુમ્બન કરતી નમ્રભાવે બોલી : “ મારા કરતાં તને સરોજકુમાર પરણ્યા હોત તો સારું થાત; તું મારા કરતાં તેમને વધુ સારી મદદ આપી શકત. પણ તેમણે મને પસંદ કરી છે તો હું મારાથી બનતું કરીશ. હું સુરત જઈશ. ”

આટલું બોલીને ધીમેથી, મસ્તક નમાવીને પુષ્પા ઓરડામાંથી બહાર ચાલી ગઈ.

લીલા વિચારમાળામાં ડૂબી ગઈ. આટલું કહેતાં તેને હૈયામાં કંઈ કંઈ થઈ ગયું હતું. એમ છતાં આની અસર ક્યાં સુધી ટકશે તે કહી શકાય તેમ ન હતું. પૂર્ણતા પ્રાપ્ત કરવાને માટે દરેક આત્માએ પોતે જ દુઃખ સહન કરવાં જોઈએ. માત્ર અન્યના અનુભવની કથા સાંભળ્યાથી જ પૂર્ણતા પ્રાપ્ત થવી મુશ્કેલ છે.

આ સત્ય લીલા જાણતી હતી. તેના વિચારો પુષ્પાની પાછળ જતા હતા. થોડી વાર પછી તે ત્યાંથી ઊઠી અને ટેબલ આગળ ટીંગાડેલી ડૉક્ટરની છબી–પુષ્પાની માનીતી છબી–સામે જોઈ રહી. પરંતુ પુષ્પાએ ડૉક્ટરને ઓળખ્યા તે પહેલાંની — જ્યારે લીલા અને સરોજકુમાર બે ગાઢ સ્નેહી હતાં અને સરોજકુમારની આશા અને અભિલાષાની ભાગિયણ લીલા જ હતી ત્યારની — તે છબી હતી. ઉમદા હિંમતથી ભરપૂર, પોતાના લક્ષ્યમાં દઢ શ્રદ્ધાવાળા, જ્યાં જવું હોય ત્યાં જઈ શકે તેવી તીવ્ર બુદ્ધિવાળા, જીવનને પ્રથમ પગથિયે જ ઊભેલા તે યુવાન પુરુષની કાળી, ચળકતા આંખો સામે

લીલા જોઈ રહી; પોતાનામાં શક્તિ છે એવો ભાવ બતાવતા ઓપને તે જોઈ રહી. તે કાળી ચળકતી આંખોમાં શ્રમ કે થાકની નિશાની જણાતી ન હતી.

લીલાએ તે છબી ઉતારી અને પોતાના હાથમાં રાખી.

"સરોજ, મારા બાળસખે!" તે બોલી, "મેં તારા માટે મારાથી બનતું કર્યું છે. મારી પાસે જે જે હોત તે તે હું તને આપત. પણ તારે સૌન્દર્ય જોઈતું હતું અને મારી કને તો માત્ર પ્રેમ જ હતો. તને સૌન્દર્ય મળ્યું ત્યારે હવે તું પ્રેમને માટે તરસ્યો થયો છે. પ્રભુ તને તે અપાવે! સરોજ, મેં તો મારાથી થાય તેટલું કર્યું."

એટલામાં અચાનક બારણું ઊઘડયું એટલે છબી ખીલી ઉપર ભેરવવાને લીલા પાછી ફરી. પુષ્પા અંદર દાખલ થઈ.

"લીલા, જોયું? છેક અત્યારે દરજી કપડાંનું માપ લેવા આવ્યો છે અને તૈયાર કરેલાં કપડા મને પહેરાવી જોવા આવ્યો છે. તું અહીં છે તો કેવું સારું! ચાલ, તું જરા જો. હું દરજી સાથે ભાંજગડમાં ઊતરી શકતી નથી."

× × × ×

ટ્રેન પકડવા સાડા આઠે ડોકટર ઘેરથી ઉપડવાનો હતો. ઘડિયાળમાં આઠ થયા. લીલા પણ પોતાને ત્યાં તે જ દિવસે જવાની હતી એટલે લૂગડાં પહેરીને રાહ જોતી બેઠી બેઠી વિચારતી હતી: "હજી પુષ્પાએ લૂગડાં કેમ નહિં પહેર્યાં હોય? પોતાના ઓરડામાં છે તે લૂગડાં પહેરીને જ, બહાર નીકળશે તો સાથે જવાશે?" લીલા ઉચાટ કરતી ગણગણી.

એટલામાં પુષ્પા લીલાની પાસે આવી. લીલા પુષ્પાને શરીરે ઘરનો જ સાળુ જોઈને સ્તબ્ધ થઈ ગઈ.

"કેમ, લીલા! મારી સામે એમ કેમ જોઈ રહી છે?" પુષ્પાએ પૂછ્યું.

"તું સુરત જવાની હતી ને? તું તો હજી આ ડ્રેસમાં છે!" લીલાએ ઉત્તર વાળ્યો.

"ના, પછી મેં માંડી વાળ્યું. મારે જવાનું ખાસ મન હતું, પણ હવે તો કેમ તૈયાર થવાય? અને છોકરાંને એમ એકલાં મૂકીને જવું મને ઠીક નથી.—"

બારણું એકદમ ઊઘડ્યું અને ડૉકટર અંદર આવ્યા.

"વહાલા, તમારે માટે સ્હા તો થઈ નથી, ત્યારે—" પુષ્પા બોલી ઊઠી.

"ના રે," ડૉકટરે કહ્યું, "મારે એક દર્દીને જોવા જવાનું છે અને બહાર મોટરકાર આવીને ખોટી થાય છે. મારે તો ફક્ત તમને મળવા જ આવવું હતું." પછી કંઈક ધીમે સાદે બોલ્યો: "મારી સાથે નહીં અવાય તેની ચિંતા કરીશ નહિ. તને આવવાને માટે પૂછવું એ જ જરા સ્વાર્થી હતું. વળી આજે લીલા પણ પાછી પોતાને ઘેર જવાની છે એટલે તેને સાહેબજી કરવા આવ્યો છું."

"લીલા, સાહેબજી, મળજે પાછી વહેલી. મારી તરફ અને મારા કુટુમ્બ તરફ તું જે પ્રેમ બતાવે છે તેને માટે હું જેટલો આભાર માનું તેટલો થોડો છે."

"સાહેબજી, સરોજ!" આમ બોલતી લીલા ઊભી થઈ અને શેકહેન્ડ કરવા હાથ લાંબો કર્યો. "બહુ શ્રમ ન વેઠતા. તમારું કુટુમ્બ મને સર્વદા પ્રિય જ છે એ યાદ રાખજો. હું તો ફક્ત મારાથી બનતું કરું છું."

સરોજકુમાર 'સરોજ' નામ સાંભળીને સહજ ચમક્યો. આટલે

વર્ષે આજ લીલાએ પાછું એકલું 'સરોજ' કહ્યું ! ડૉક્ટર કંઈક વિચારમાં પડીને લીલા સામું જોઈ રહ્યો. પણ લીલાના મુખ ઉપર કશા વિકાર જણાયા નહિ.

"સાહેબજી, પુષ્પા," સહેજ ફરીને સરોજકુમારે પુષ્પાને કહ્યું.

"સાહેબજી," જાહેરમાં પ્રેમગોષ્ઠી થાય તે તેને રુચતું ન હતું એટલે પુષ્પાએ એકદમ ઉત્તર દઈ દીધો, "તમે જ્યારે સુરતમાં મજા કરતા હો ત્યારે સંભારજો કે ઘેર બિચારી પુષ્પા છોકરાંને રમાડવામાં અને ઘરના કામકાજમાં રોકાઈ રહી છે."

બારણું એકદમ બંધ થયું. ડૉક્ટર બહાર ચાલ્યા ગયા. પુષ્પા આનન્દ વગરનું હાસ્ય હસી અને લીલાને પાછું બધું સમજાવતાં બોલી : "સરોજકુમારે મને એમ કહેવું જ નહોતું. હું કેમ જઈ શકું ? અને તેં વળી તેમને ટેકો આપ્યો ! આહા ! હું સાથે ગઈ હોત ! તેમની મોટરકારનો અવાજ હજી સંભળાય છે."

× × × ×

સાંજના પાંચ વાગ્યા.

પુષ્પાના ઓરડાની બારીએ પડદા નાખી દીધા હતા. ભીંત ઉપરના અને છત ઉપરના વિજળીના દીવા ઓરડામાં પ્રકાશ નાખી રહ્યા હતા. હૃદયમાં ભવિષ્યની આગાહીથી જે દુઃખ થતું હતું તેના કાળા પડછાયાને બહારના પ્રકાશથી નિર્મૂળ કરવા પુષ્પાએ બધા દીવા સળગાવ્યા હતા.

સરોજકુમારની મોટરકાર ચાલી ગઈ તે પછી પુષ્પાના ઘરમાં બધું અવળું જ થયું હતું. લીલા પણ ગઈ. ઘરમાં તદ્દન એકાન્ત લાગવા માંડ્યું. છોકરાં પાસે જતાં જણાયું કે આયાએ તે દિવસને માટે રજા નહોતી માગી, પણ પછીને દિવસે રજા માગી હતી.

આયાએ કહ્યું :

"બાઈ, મેં તો બુધવાર જ કહેલો." પુષ્પાએ કહ્યું : "નહિ, તેં મંગળવાર જ કહેલો." પણ આયા એકની બે ન થઈ.

આથી નિરાશ થઈને પુષ્પા પાછી વળી. સુરત જવામાં તેને જે મોટી હરકત લાગતી હતી તે આવી રીતે પાયા વિનાની જ હતી તે વાતનું સ્મરણ થવાથી તેના હૈયામાં અસહ્ય દુ:ખ થવા લાગ્યું.

લીલા આ વાત જાણત તો શું કહેત !

પુષ્પાને વિચાર થયો કે લાવ જરા બહાર ફરી આવું; આમ ધારીને મોટરકાર મંગાવીને બહાર ફરવા ગઈ. પણ ત્યાં પણ તેને ન ગમ્યું. સુરતમાં પતિ સાથે કેવો આનન્દ થાત એ જ વિચાર તેને આવવા માંડયા. મોટરમાં સાથે પતિ હોય, જે જે જોવાનું હોય તે તે બતાવતા જતા હોય તે ક્યાં અને આમ એકલાં ફરવા જવાનું ક્યાં ! પોતે ભલી છે, સૌન્દર્યથી ભરપૂર છે અને સદ્‌ગુણી છે એ વાતનું સ્મરણ શું સરોજકુમારનો પ્રેમ તેને વારંવાર નહોતો કરાવતો ?

આજે તે સ્મરણની ખાસ જરૂર હતી. પોતાને લીલાએ હલકી પાડી નાખી હતી. લીલા સરોજકુમારને સરોજ શા માટે કહે ? અને વળી જાણે સરોજકુમારની જરૂરિયાત તેની પત્ની કરતાં વધુ સમજતી હોય તેમ શા માટે બતાવતી હતી ?..." ફક્ત આજે હું સુરત ગઈ હોત ! પણ એમાં મારો શો વાંક ? કેટલા થોડા ટાઈમમાં તૈયાર થવાનું કહ્યું હતું ? પણ ડૉક્ટરે પોતે જ કહ્યું હતું કે એમાં વાંક પોતાનો હતો એટલે મારે દિલગીર થવું નહિ. હું અહીં એમની કેટલી ચિંતા કર્યા કરું છું તેની તેમને ખબર હોવી જ જોઈએ. વળી જ્યારે નાસ્તો કરવાનો અને ચ્હા પીવાનો વખત હતો ત્યારે તે કર્યા વગર એમ ને એમ ચાલ્યા જવાની શી જરૂર હતી ? એક દર્દીને ઓછો જોયો હતો ! સુરતમાં એવા પૈસાદાર ડચરા એકદમ મરી શા માટે જતા નથી કે આમ વારંવાર મુંબઈથી ડૉક્ટરોને તેડાવ તેડાવ કરે

છે! લીલાને ડૉક્ટરનું બહુ લાગતું હોત તો ચ્હા પીતી વખતે એ એટલી આનન્દી દેખાત જ કેમ? લીલા કહેતી હતી કે મારો દોષ હતો અને સરોજકુમારે પોતાનો જ દોષ કહાડયો. ત્યારે ખરું કોણ? લીલા કે ડૉક્ટર? વળી ડાક્ટર જ...પણ સુરતમાં અત્યારે કેવી મજા પડત! કોઈ બીજું સ્વાર્થી મનુષ્ય હોત તો જરૂર આયાને ધમકાવીને પણ સુરત જાત. આયા આમ પાછળથી ફરી જાય તેમાં કોઈ શું કરે? લીલાને કોણ પરણવાનું હતું? એને છોકરાં ઉછેરતાં કે ઘર ચલાવતાં ક્યાં જરાયે આવડે છે?

આમ વિચારમાળામાં ચડતાં પુષ્પાના મુખ ઉપર નિસ્તેજ સ્મિત ફરક્યું, ગાલ ઉપર ડૉક્ટરને પ્રિય નાનો ખાડો પડ્યો. સરોજકુમાર હાજર હોત તો એ વિશે કંઈ પણ બોલત અને પોતાના અઢળક પ્રેમનો પુરાવો આપત.

મોટરકારની ગતિથી તેની આંખમાં ઘેન આવવા માંડ્યું. પોતાના કુશળ હાંકનારને શરણે આવી ત્વરાથી માર્ગ કાપવાની અસરથી તેને આનન્દ મળવા લાગ્યો.

રસ્તામાં, ટ્રામના ખડખડાટના ધ્વનિ સુરતમાં તાપીનાં શાન્ત મોજાં જેવાં સંભળાવા લાગ્યા. પુષ્પાને એમ જ થયું કે સરોજકુમારને ઓચિંતી મળવા જાય છે અને જ્યારે ડૉક્ટરને મળશે ત્યારે પોતે કહેશે: 'આખરે વહાલા, હું તો આવી.'

સહસા મોટરકાર ભીડથી અટકી. પુષ્પા પોતાની સ્વપ્નજાળમાંથી ઝબકી. આસપાસ દૃષ્ટિ કરતાં એક પુરુષ અને એક સ્ત્રી પાસે વિક્ટોરિયામાં જણાયાં. સ્ત્રીના ખોળામાં શ્વેત પુષ્પોનો ગજરો પડ્યો હતો. પુરુષે વાંકા વળીને તેને કશુંક કહ્યું એટલે સ્ત્રીએ તેમાંથી એક શ્વેત પુષ્પની કળી લઈને તેને આપી. તે વખતનો સ્ત્રીનો સુખથી ભરેલો વિનયી પ્રેમ મોટરકાર સુધી પહોંચ્યો અને તેના હૈયામાં એક નવો જ પ્રકાશ પડ્યો. પુરુષે પુષ્પ લીધું, કોટના બટનમાં સંભાળ-

થી ભેરવ્યું. તે વખતે ઉપકારના શબ્દો તેના મુખમાંથી સંભળાયા નહિ, પરંતુ પોતાનો અને પોતાના સર્વસ્વનો તે પુરુષ અધિષ્ઠાતા છે, એવા પ્રકારના તે પુરુષના મુખ ઉપરના ભાવથી તે સ્ત્રી સમ્પૂર્ણ રીતે સંતોષ પામી હોય તેમ જણાયું. તેની આંખો અને ઓષ્ઠ કોમળતાથી સ્મિત કરવા લાગ્યાં; અને તે ગજરાને ક્ષણભર ઊંચકીને તે સ્ત્રીએ પોતાના ગાલને તેના વડે સ્પર્શ્યો.

"પાછી હંકાર," પુષ્પાએ સહસા મોટરડ્રાઈવરને કહ્યું. તરત મોટરકાર વળી. લીલાનો અવાજ તેને સાંભર્યો અને તેના હૃદયને ભેદવા લાગ્યો: "જ્યારે સરોજકુમાર હમણાં ફૂલ માગે છે ત્યારે તું તેને તે આપ. પુરુષ પોતાની ઇચ્છા તરત જ પરિપૂર્ણ થાય એમ ઇચ્છે છે. જ્યારે તેને કોઈ વસ્તુ જોઈએ છે ત્યારે તેને તે વર્તમાન સમયે જ જોઈએ છે—તરત જ જોઈએ છે!"

"અરે લીલા, લીલા, તું બહુ નિમકહલાલ છે; તેં તારાથી બનતું કર્યું."

પછી તરત જ તેણે છોકરાંઓને બોલાવ્યાં અને તેમને વચન આપ્યા પ્રમાણે જનાવરોની રમત રમવાનું શરૂ કર્યું. છોકરાંઓને બીજી રમત રમવાનું મન થયું, પણ પુષ્પાએ ના પાડી. જે જે બાબતોની હરકતોનાં બહાનાં કહાડ્યાં હતાં તે બધાં બહાનાં તૂટી જાય છે એમ જણાયાથી પુષ્પાને અસહ્ય વેદના થઈ. બાળકો તે પછી ઘણા વર્ષો સુધી 'જનાવરોની રમત માને બહુ ગમે છે' એમ જ કહેતાં!

પ્રથમ તો બધું સાંગોપાંગ ચાલ્યું, પણ પછી અશોકે પુષ્પાને દુનિયા ઉત્પન્ન થઈ તે વખતે જનાવરો, વહાણો વગેરે હતાં કે નહિ તે બાબત પ્રશ્નો પૂછવા માંડ્યાં. પુષ્પાને આ વિષયની કશી જ માહિતી ન હતી એટલે તે ગભરાઈ, પણ આખરે તેણે જવાબ દીધો:

"દીકરા, હું તે વખતે ત્યાં હતી નહિ એટલે શી રીતે જાણું?"

અશોક એક નાના રીંછને એક મોટા હાથીની પીઠ ઉપર

બેસાડવાનો પ્રયત્ન કરતો હતો તે મૂકીને પોતાની નાની પાટલૂનના ગજવામાં બે હાથ ઘાલીને ગંભીરતાથી પોતાની માના મુખ સામું જોઈ રહ્યો. પુષ્પા એક કોચને અઢેલીને જમીન ઉપર બેઠી હતી. તેનું સુન્દર મસ્તક કોચ ઉપરના એક મખમલના તકિયા ઉપર ટેકાવ્યું હતું અને અશોકની સામા જોતાં આંખોમાં પ્રેમ અને કોમળતા પ્રકાશી રહ્યાં હતાં.

અશોકના મુખ ઉપરની કઠોરતા માના સૌન્દર્યને જોઈને પીગળી ગઈ. માની અજ્ઞાનતા માના સૌન્દર્ય નીચે દબાઈ ગઈ. આવી સૌન્દર્ય-ની દેવી કનેથી અન્ય વસ્તુઓની અપેક્ષા રાખવી એ ગેરવાજબી છે એમ તેને જણાયું !

"મા, તું જવાબ આપી શકતી જ નથી," અશોકે ગંભીર મુખે કહ્યું, "બાપુ આવે ત્યાં સુધી મારે રાહ જોવી પડશે. તેં પોતે જે કંઈ નહિ કર્યું હોય તે વિશે તું કશું જાણતી નથી."

"અશોક, તું તારી માને અન્યાય કરે છે," પુષ્પા દયામણે અવાજે બોલી, "તું આવા આવા પ્રશ્નો પૂછે તેનો કોઈ પણ માણસ શો ઉત્તર આપી શકે ?"

"કોઈ પણ સાધારણ માણસ આપી શકે," અશોકે હઠ પકડીને કહ્યું.

"અશોક, તું આજે આમ કેમ કરે છે ? તારા કહેવા પ્રમાણે તારી મા મૂર્ખ છે એમ જ ને ?" પુષ્પા બોલી.

"હા મા, એમ તો ખરું, પણ—" અશોક બોલ્યો; બોલતાં બોલતાં કંઈ જુદો વિચાર આવતાં તે અટક્યો અને પછી બોલ્યો :

"પણ તું એવી સારી છે કે તારે એવા ગુણની ગરજ જ નથી." આટલું બોલીને સરોજકુમારની નાનકડી આવૃત્તિ પુષ્પાને વહાલથી બાઝી પડી.

"મા, આજે બાપુ ઘરમાં નથી એટલે અમે તારી આગળ પ્રાર્થના કરશું," પોતાને સૂવાનો વખત થયો એટલે અશોક બોલ્યો.

"ઠીક," પુષ્પાએ ઉત્સાહ વગર કહ્યું. પુષ્પાને આ ટેવ પસન્દ ન હતી અને સરોજકુમાર શા માટે આવી ટેવને ઉત્તેજન આપતા હશે તેની તેને સમજણ પડતી ન હતી. પરન્તુ ના કહેવાથી નાનકડા દીકરાની આંખમાં માની અજ્ઞાનતા જ જણાશે એમ લાગવાથી તેણે હા કહી.

અશોકે પોતે બરાબર ઊભા રહીને પોતાની નાની બ્હેન વિલસુને પણ પોતાની જોડે ઊભી રાખી. પછી એ ગંભીરતાથી બોલ્યો: "પ્રભુએ કહ્યું છે, મારા નામથી જે માગો તે મળશે."

"મા, આ તમને ખરું લાગે છે?" તેણે પૂછ્યું.

"હાસ્તો, ખરું સ્તો, હું ધારું છું કે ખરું જ હશે," પુષ્પાએ અછડતો જવાબ આપ્યો.

"પણ 'જે' નો અર્થ શો?" અશોકે પૂછ્યું.

"એનો અર્થ કંઈ નહિ," પુષ્પા બોલી.

"ત્યારે આપણે શા માટે બોલવું જોઈએ?"

"લગારે જરૂર નથી. તેથી જ હું આયાને કહું છું કે આવું આવું છોકરાંઓને ન શીખવવું જોઈએ," પુષ્પાએ વિલસુના વાળના ગૂંચળાંમાં મુખ છુપાવતાં કહ્યું.

અશોક એકદમ સ્તબ્ધ થઈ ગયો અને ટટાર ઊભો રહ્યો. તેના મુખ ઉપર જરાક દુઃખના ભાવ જણાયા. પુષ્પાને લાગ્યું કે પોતાના શબ્દોથી અશોકના કુમળા હૈયા ઉપર આઘાત થયો છે એટલે તે લગાર ખસિયાણી પડી ગઈ અને અશોકના મુખ સામા કચવાતે મને જોઈ રહી. બન્ને વચ્ચે મૌન પ્રસરી રહ્યું.

એટલામાં નર્સ આવી અને વિલ્સુને અને અશોકને સૂવા લઈ જવા તૈયારી કરી.

પુષ્પાએ અશોકને ચુમ્બન કર્યું અને "આપણે હવે ક્યારે વિક્ટોરિયા ગાર્ડનમાં જઈશું?" એમ પૂછ્યું. અશોકે ચુમ્બન કર્યું પણ ગાર્ડન વિશે કશું જ કહ્યું નહિ. ઓરડામાંથી જતાં જતાં અશોક પાછો ફર્યો અને હિંમતથી બોલ્યો: "મા, પેલા વાક્યનો અર્થ કાંઈ હોય કે નહિ હોય પણ એ વાક્ય મેં મારું પોતાનું કરી લીધેલું છે. બાપુ કહેતા કે આપણી જરૂરિયાતોને અનુસરતું લાગે તેવું વાક્ય આપણે રોજ પ્રાર્થના કરતી વખતે બોલવું જોઈએ અને તેને આપણા સુકાન તરીકે ગણવું જોઈએ. મેં તેથી આ વાક્ય મ્હોંએ કર્યું છે."

અશોકે પોતાનું મસ્તક હિંમતથી ઊંચું રાખ્યું, પણ તેના મનમાં એમ ધાસ્તી હતી કે વખતે મા તિરસ્કારથી કે હાસ્યથી આ શબ્દો તરછોડી નાખે.

પરંતુ પુષ્પા હસી નહિ. તે તો ઓરડામાંની આ નાની પણ શૌર્યભરી આકૃતિને જોઈ રહી. તેના સિદ્ધાન્તો વિશેની તેની શ્રદ્ધાએ પોતાના હૃદય ઉપર પણ અસર કરી. પછી કંઈક સ્મિત કરીને તે બોલી: "તે ખરું હશે દીકરા, પણ તને હજી એવી શી જરૂરિયાતો છે?"

"મને જરૂરિયાતો નથી? એટલું જ તું તો જાણે છે ને!" આટલું બોલીને અશોક ઓરડામાંથી બહાર જતાં જતાં પાછો બોલ્યો: "મારે પેલા ભાંગી ગયેલા રીંછને તદ્દન સારું કરી દેવું છે."

એકલી પડ્યા પછી અશોકની એક આગલી ટીકા પુષ્પાને યાદ આવી અને તેની દિલગીરીમાં તેથી વધારો થયો. "તેં પોતે જે કશું પણ ન કર્યું હોય તે વિશે તું જરા પણ જાણતી નથી."

આ વાક્યે તેના માનસિક દૃષ્ટિબિન્દુ ઉપર નવો જ પ્રકાશ પાડ્યો. ખરેખર તેમ જ હતું !

પોતાને સરોજકુમારનાં કાર્યો વિશે શી માહિતી હતી ? નીચે જે દર્દીઓ આવતા હતા તેમને વિશે તેને શી ખબર હતી ? તેમનાં જે ભાષણો સાંભળવા હજારો લોકો હાજર થતા અને ઘેર વાંચીને મનન કરતા તે ભાષણો વિશે પોતે શું જાણતી હતી ? પોતાના પતિના જીવનના મહાન ઉદ્દેશો વિશે પોતે શું જાણતી હતી ? લીલા અનેક વાર આ વિષય ઉપાડવા માગતી, પણ પોતે હર વખતે તે ફેરવી નાખતી.

પોતાના નાના બાળકના શબ્દોથી ચોંકીને પુષ્પાને એ સર્વનું સ્મરણ થયું. કેટલી કેટલી વખત સરોજકુમારે પોતાના માનીતા વિષય વિશે ક્ષીણ થઈ ગયેલી અને રોગિષ્ઠ ' વીલપાવર ' ને સુધારવાના પોતાના ઉપાયો, નષ્ટ થતા જ્ઞાનતંતુઓ અને ઉન્માદી મગજોનો પુનરુદ્ધાર કેમ કરવો, મૃત્યુના કરતાં પણ વધુ ભયાનક અંધકારની ખીણમાં બંદીવાન તરીકે ચાલતા અને રોગથી કચરાતા મનુષ્યોને સુખ અને તન્દુરસ્તી કેમ અર્પવી એ વિશે વાત કરવા યત્ન કર્યા હતા. પણ કોઈ વખત પુષ્પાએ તેમાં ભાગ લીધો ન હતો, સમજવાનો યત્ન કર્યો ન હતો, કશું સાંભળ્યા વિના પોતે બધું સાંભળતી હતી તેમ બતાવ્યું અને લાગ મળતાં જ પોતાની શુષ્ક અને નિર્જીવ બાબતો કહેવા મંડી ગઈ હતી હતી. સરોજકુમારે, આવા વિષયોમાં પોતાની પત્ની ભાગ લે એવી ઇચ્છારૂપ શ્વેત પુષ્પની યાચના તો ન કરી હોય !

પુષ્પા ધીમે ધીમે પોતાના ઓરડામાં ગઈ અને પોતાની સખીને ત્યાં પાર્ટીમાં જવાની તૈયારી કરવા લાગી. એમ થયા કરતું કે જવાની કશી જ જરૂર નથી. આઠ વાગ્યા. હમણાં મોટરકાર આવશે અને પાર્ટીમાં પોતાને લઈને ધમધમાટ કરતી ઊપડી જશે.

અહા ! સુરતમાં સાથે ગઈ હત તો કેવો આનન્દ મળત ! વહાલા પતિની સોડચમાં ભરાઈને તાપીનાં શાન્ત, ગંભીર જળ ચન્દ્રિકામાં નિદ્રા લેતાં હોય તે જોઈ શકાત. અસલની માફક ચાકર–નફરોની મદદ સિવાય પતિપત્ની કેવાં સુખથી, કેવા સ્નેહથી, કેવી સાદાઈથી દિવસ પસાર કરી શકે છે એ અનુભવી શકાત !

ઓરડામાં વીજળીનો દીવો પ્રકાશી રહ્યો હતો. પુષ્પાની આંખો તેને જોઈ રહી. પોતે સુરત ગઈ હોત તો શું થાત એ વિચારોમાં તેનું મન ઘસડાયે જતું હતું. તેની આંખોમાં કોમળતા અને સ્નેહ તરવરતાં હતાં. તેના મૃદુ ઓષ્ઠ ઉપર મૃદુતા પ્રસરી રહી હતી. દીવાના પ્રકાશમાં તેના કાળા ભમ્મર વાળ કો દિવ્ય પ્રકાશથી પ્રકાશતા હતા.

" આહ ! કેવો મારા સરોજકુમારનો પ્રેમ ! લીલાએ બરાબર જ કહ્યું હતું કે ' પોતાના પ્રેમસ્થાનમાં તો સરોજકુમાર બાળક જ રહેવાના. પ્રેમની પિપાસાથી તલસતો તેમનો આત્મા નિરન્તર તરુણ જ રહેવાનો.' આ લીલાએ શાથી જાણ્યું હશે ? હું–તેમની પત્ની–એ વાત સત્ય છે એમ ન જાણી શકું ? " વિચારમાળામાં પુષ્પાનું હૃદય ગુંચવાયું.

" લગ્નના સાત વર્ષમાં સરોજકુમારનો પ્રેમ ઉત્તરોત્તર વિકાસ પામતો જ ગયો હતો. જ્યારે જ્યારે મને તેમની સાથે લઈ ગયા હતા ત્યારે ત્યારે જાણે ' હનિમૂન ' ગાળવા જ લઈ ગયા હોય તેવો દિવ્ય સ્નેહ પતિમાં હું જોતી. ત્યારે આ વખતે પ્રસંગો મારાથી કેમ વિસરાઈ ગયા ? આજે જે સમય હું અને તે–ઉભય દિવ્ય સ્નેહની છાયામાં ગાળી શકત તે સમય શા માટે મેં ગુમાવ્યો હશે ? પતિને જ્યારે મારી ખરી જરૂર હતી ત્યારે મેં શા માટે ના પાડી હશે ? હું શા માટે મારા કર્ત્તવ્યમાંથી પાછી હઠી હઈશ ?

"આહ, હું કેવી સ્વાર્થી ! કેવી ક્ષુદ્ર ! કેવી મારામાં જ તલ્લીન રહેનારી ! મને કોઈ ચાહે એટલા માટે જ ચાહનારી; ચાહવાના દિવ્ય આનન્દનો ઉપભોગ કરવાને હું કેવળ અસમર્થ છું ! તેમનો મારા પ્રત્યેનો પ્રેમ તે હું ફક્ત તેમની ફરજ તરીકે જ સમજી છું, પણ બદલામાં મેં કંઈ સ્નેહ કે કોમળતા તેમને અર્પ્યાં નથી." આમ વિચાર કરતાં પુષ્પાએ પોતાનું મુખ પોતાના બે હસ્તવડે ઢાંકી દીધું.

"આહ ! સરોજ," પુનઃ તેનું હૈયું બોલવા લાગ્યું, "લીલાના નહિ પણ મારા સરોજ ! હવેથી આમ નહિ થાય ! તું પાછો આવીશ ત્યારે એવી પત્નીને જોઈશ કે જે પત્ની તને અને તારાં કાર્યોને સમજી શકશે, અને તેના હાથ શ્વેત પુષ્પોથી હમેશાં છલકાતાં જ રહેશે; તું જ્યારે જ્યારે માગશે ત્યારે ત્યારે તને અર્પવા તે સર્વદા તૈયાર જ હશે."

વિચારમાળા બંધ પડી. પાર્ટીમાં જવાની બિલકુલ ઇચ્છા ન હતી, પરંતુ સરોજકુમાર પોતાને તે પાર્ટીમાં જ હાજર ધારશે એટલે ત્યાં નહિ હોઉં તો ખોટું એમ ધારીને જવાને તૈયાર થઈ.

ભગવાનલાલ હાથમાં એક તાર લઈને આવ્યો, તાર આપીને બારણું ધીમેથી બંધ કરીને પાછો ચાલ્યો ગયો. પુષ્પા આનન્દની ઊર્મિથી તે તાર સામે જોઈ રહી. "સરોજનો જ તાર ! તેમની ટેવ પ્રમાણે મને 'ગુડ નાઈટ' ઇચ્છવાને મોકલ્યો ! મને મોકલવાનું કેમ નહિ સૂઝયું ? હવે તો વખત નથી."

પુષ્પા એક આરામ ખુરશી ઉપર બેઠી અને હાથમાં તેણે તાર ઝાલી રાખ્યો. હૃદયના છેલ્લા તુફાન પછી પતિના શબ્દો વાંચવાથી શી અસર થાય છે તે અનુભવવાની તેને ઇચ્છા થઈ. તેણે શાન્તિથી પરબિડિયું ફોડ્યું તાર લાંબો જણાયો. એક વાર વાંચીને પુનઃ વંચાયો. થોડી વાર તે શાન્ત બેસી રહી. ઘડિયાળમાં થતા ટક, ટક અવાજને સાંભળી

રહી. પછી પુનઃ તાર વાંચવો શરૂ કર્યો. બીકથી–દર્દથી ધ્રૂજતા અવાજે તેણે તાર મોટેથી વાંચ્યો.

"પોલિસ ઓફિસર—સુરત તરફથી.

"જણાવવાને દિલગીર છું કે ડૉ. સરોજકુમાર મોટરકારના અકસ્માતથી ચગદાઈ ગયા છે, તરત જ મૃત્યુ પામ્યા છે. શું કરવું તે જણાવશો."

પુષ્પા ઊઠીને દ્વાર ભણી ગઈ. ત્યાં ભગવાનલાલ તે ઊઘાડીને અંદર આવ્યો. "બાઈ, બહાર ગાડી આવી," તે બોલ્યો.

"મારે અત્યારે ગાડી નહિ જોઈએ, પાછી લઈ જવાની કહે."

પુષ્પા પોતાના ઓરડામાં પાછી ગઈ અને કમાડ બંધ કર્યાં. ઓરડામાં દીવા ઝગઝગાટ પ્રકાશી રહ્યા હતા તેને હોલવી નાખ્યા. અંધકારમાં તે પોતાના – પોતાના પતિના – ઉભયના ખાલી પલંગ આગળ ગઈ, તાર પલંગ ઉપર મૂક્યો અને શાન્ત, સ્તબ્ધ ઊભી રહી.

"અરે પ્રભુ," તે બોલી, "મને વિચાર કરવાની શક્તિ આપ......હું શક્તિવાન નથી. મારો નાનો બાળક મને મૂર્ખ ધારે છે. મારો સરોજ મને સુન્દર ધારે છે. પરન્તુ તું જાણે છે કે મારું સૌન્દર્ય મને ફાટી ગયેલાં ચીથરાં જેવું ભાસે છે. મારા દુઃખના સમયમાં ઓ પ્રભુ ! મને વિચાર કરવા દે !......હું કંઈક યાદ લાવવા માગું છું. હાય !" તે ચીસ પાડી ઊઠી: "હાય કાળચક્ર ! કાળનાં ચક્રો કદી પાછાં હઠતાં નથી; નિરન્તર આગળ જ વધ્યે જાય છે. અને તેથી જ હવે વખત વીતી ગયો છે. અરે પ્રભુ ! ઘણું મોડું ! મારાં પુષ્પો તૈયાર છે–વહાલાને અર્પવાને તૈયાર છે. પરંતુ મેં એ ઘણાં મોડાં તૈયાર કર્યાં...આહ ! અશોકે હમણાં જ કહ્યું હતું કે–પ્રભુ ! તારા નામથી જે કંઈ માગીશું તે મળશે; અને અશોકે એમ પણ કહ્યું હતું કે જે કંઈ એટલે જેની આપણને જરૂર હોય તે સર્વ ! પ્રભુ–ઈશ્વર–પરમેશ્વર ! હું કાળનાં ચક્રો બાર કલાક પાછાં હઠે એમ માગું છું,–એટલા માટે જ કે હું તેમની સાથે જઈ શકું."

પલંગ આગળ પુષ્પા ઘૂંટણીએ પડી અને દીનભાવે બોલી: "પ્રભુ! એક વાર–ફક્ત એક જ વાર આ કાળનાં ચક્રને પાછાં હઠાવો કે હું તેમની સાથે જઈ શકું!"

પુષ્પાએ ચીસ પાડી. બહારના કોઈથી ના સંભળાય તેટલા માટે તેણે મોંમાં સુજનીનો ડૂચો માર્યો.

"પ્રભુ! એક વાર–ફક્ત એક જ વાર આ કાળનાં ચક્ર પાછાં હઠાવો કે હું તેમની સાથે જઈ શકું!" તે ફરીને બોલી.

તેણે પોતાના સુન્દર લાંબા વાળ છોડી નાખ્યા અને હાથ સાથે બાંધ્યા. દર્દે તેને બેભાન થતાં અટકાવી અને વિચારમાળામાં મદદ કરી. તે વારેવારે એક જ વાત ઉચ્ચારતી હતી:

"હે ઈશ્વર! આ કાળચક્ર પાછાં હઠાવો કે હું તેમની સાથે જઈ શકું! 'કંઈ પણ'નો અર્થ આપણે જે ઇચ્છીએ તે જ કેની? ઓ પ્રભુ, હું એક બીજી તક માગું છું! પાછાં હઠાવો—આ કાળચક્ર પાછાં હઠાવો કે હું તેમની સાથે જઈ શકું!"

પછી તેણે મૌન ધારણ કરીને નમન કર્યું. હૃદયના ધબકારા કાનને ફાડી નાખતા હતા અને ઓરડો ચકર ચકર ફરતો હોય તેમ જણાતું હતું. પરંતુ પલંગને ટેકાવીને પણ તેણે નમન કર્યું.

રસ્તા ઉપરનું કમાડ ખખડ્યું. દાદર ઉપર કોઈ આવતું હોય તેમ જણાયું.

પુષ્પાએ પુનઃ ચીસ પાડી: "પ્રભુ, પ્રભુ! આ કાળચક્રને પાછાં–થોડાં પાછાં હઠાવો!"

ઓરડાનું કમાડ ઊઘડ્યું અને બંધ થયું. કોઈક મનુષ્ય ઉંબરા આગળ ઊભું રહીને જ ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યું.

ક્ષણ પછી ડૉ. સરોજકુમારનો અવાજ સંભળાયો: "આ

અંધારામાં વહાલી ! આ શું કરે છે, પુષ્પા ?" ડૉકટરે સ્વીચ દાબી. ઓરડામાં પ્રકાશ પ્રસરી રહ્યો.

"અરે પ્રભુ ! આ કાળચક્ર પાછાં હઠાવો કે હું તેમની સાથે જઈ શકું !" પુષ્પા બોલી.

સરોજકુમારે તેને પોતાના હાથથી ઘેરી લીધી અને ઊંચકીને પલંગ ઉપર સુવાડી. સરોજકુમારને સહસા આઘાત થયો હોય તેમ તેના મુખ ઉપર મહાવેદનાનાં ચિહ્ન જણાયાં. તેણે પુષ્પાને હાથે વિંટળાયેલા વાળ છૂટા કર્યા અને સુમધુર ઓષ્ઠ ઉપર લાગેલું રક્ત લૂછી નાખ્યું. પછી પુષ્પાને પોતાના હૃદય સરસી સ્નેહથી ચાંપીને ડૉકટરે ધીમેથી કહ્યું.

"પુષ્પા, મારી વહાલી પુષ્પા ! તને કશાકથી બીક લાગી હોય તેમ લાગે છે–તને કશો આઘાત થયો છે. પરન્તુ હવે ચિન્તા નથી, વહાલી. હું પાછો તારી કને આવ્યો છું. સાંભળ પુષ્પા, મારું કામ જલદી પૂરું થઈ ગયું એટલે મને લાગ્યું કે ફાસ્ટ ટ્રેન પકડી શકીશ. એટલે મેં ગમે તેમ કરીને પણ તે પકડી. કંઈ નહિ પુષ્પા, વહાલી, સાંભળ ! કાળચક્રની કશી ચિન્તા નથી. મને એમ થયું કે બારોબાર પાર્ટીમાં આવીને તને અજબ કરી દઈશ. આજે પવન ઘણો હતો એટલે હું ઉતારે ઓવરકોટ લેવા ગયો. ત્યાં જઈને જોઉં છું તો મારો એક મિત્ર મને કહ્યા વિના જ મારો ઓવરકોટ લઈને ચાલ્યો ગયો હતો એમ મને જણાયું. તેથી હું ઓવરકોટ વિના જ અહીં આવ્યો છું. ઠંડીથી ઠૂંઠવાતો તારો સરોજ તને મળવા આવ્યો છે, પુષ્પા ! તું એને તાપવાનું સાધન પણ નહિ આણી આપે ?"

સરોજકુમાર બોલતો બંધ થયો. નીચા વળીને તેણે પુષ્પાના મુખ સામું જોયું. ડૉકટરની તીક્ષ્ણ આંખો પુષ્પાના દર્દભર્યા મુખની

એકએક રેખા જોઈ રહી. તેણે એક ડુસકું ખાઈને પુષ્પાના ઓષ્ઠ ઉપર પોતાના ઓષ્ઠ દાબ્યા.

"પુષ્પા–પુષ્પા–"

પુષ્પાએ પોતાના હાથવતી પલંગ ઉપર પડેલો તાર બતાવ્યો. સરોજકુમારે તે જોયો અને વાંચ્યો.

"અરે!" તે બોલ્યો, "કચડાઈને મૃત્યુ પામ્યો! જે બિચારાએ મારો ઓવરકોટ લીધેલો તે જ બિચારો આ અકસ્માતનો ભોગ થઈ પડ્યો લાગે છે. મારા ઓવરકોટના ગજવામાં મારું કાર્ડ અને કેટલાંક બીજા કાગળિયાં હતાં." પછી પાછો સરોજકુમાર નીચો વળ્યો અને સાનન્દાશ્ચાર્ય અવાજે સ્નેહથી, મમતાથી બોલ્યો:

"આહ! પુષ્પા! તું મને આ પ્રમાણે ચાહતી હતી?"

આ આનન્દાશ્ચર્યભર્યા અવાજે પુષ્પાને બચાવી.

પુષ્પાએ પોતાનું મુખ ડૉકટરની છાતીમાં છુપાવી દીધું અને ઘાણું જ રુદન કર્યું. હૈયું ખાલી થતાં તેના આત્માએ ડૉકટરના પ્રેમની છાયામાં — પોતાના હૈયાના વિશ્રાન્તિસ્થાનરૂપ પતિના સ્નેહની છાયામાં — વિશ્રાન્તિ લીધી.

આખરે જ્યારે તેનાથી બોલાયું ત્યારે તેણે બોલવાનો યત્ન કર્યો:

"હું જો–"

"હમણાં મૂંગી રહે, વહાલી, તું જ ખરી હતી."

પરન્તુ પુષ્પાએ પોતાનો હાથ ડૉકટરના મુખ ઉપર દાબ્યો અને તેને મૂંગા રહેવાની નિશાની કરીને પછી તેનો હાથ લઈને અતિ નમ્રતાથી અને કોમળતાથી ચુમ્બન અર્પ્યું.

"વહાલા સરોજ," તે બોલી, "હું ખોટી હતી, તું જ સાચો હતો; તારા પ્રેમે જ સંપૂર્ણતા પ્રાપ્ત કરી છે! પરન્તુ મારી પ્રાર્થના

પ્રભુએ સાંભળી અને મને આ તક આપી. મારા વ્હાલા, મારી કને એક ચીમળાયેલું પુષ્પ છે, પણ તે તારું જ છે. તું મને એક વાર તક આપ, સરોજ–તારી સેવા કરવાની એક તક આપ—તારી સેવા કરવાની—હું એ જ માગું છું–તે જ ઇચ્છું છું; કારણ કે હવે હું ચાહવાની કિંમત સમજું છું."

સરોજકુમારે ત્યારે જાણ્યું કે વર્ષોની હૈયાની પિપાસા તૃપ્ત કરનાર વસ્તુ પુષ્પાએ અત્યારે પોતાને અર્પી છે.

"મેરી," તે બોલ્યો, "મેરી–દેવી–મારી જીવન સખી !"

તેણે પુષ્પાના હૈયા ઉપર પોતાનું મસ્તક સહસા મૌન ધારણ કરીને નમાવ્યું; પુષ્પાએ પોતાના શ્વેત પુષ્પશા હસ્તે તેના કાળા ભમર વાળને સ્પર્શ્યાં. ઉભય આત્મા અનેરી જ્યોત્સ્નાથી પ્રકાશી રહ્યા.

## ૨૭. તસ્કરની તરફેણમાં

વાર્તાનું મથાળું વાંચીને કોઈએ ગભરાવાની જરૂર નથી, કોઈએ પોલીસને ખબર આપવાની આવશ્યકતા નથી, કે કોઈએ મારી સામા ધિક્કારની લાગણી દર્શાવવાનું પ્રયોજન નથી. હું તસ્કર-મંડળીનો સભ્ય નથી, તેમનાં કાર્યો પ્રત્યે મારી સહાનુભૂતિ નથી, તેમના પ્રત્યે મારો સ્નેહભાવ નથી કે તેમના પ્રત્યે મારો પક્ષપાત પણ નથી.

કોઈને સહજ પ્રશ્ન ઉદ્‌ભવશે કે તો પછી આ લેખ શાને? પ્રશ્ન સ્વાભાવિક છે. એનો ઉત્તર પણ એટલો જ સ્વાભાવિક છે. નિષ્પક્ષપાતપણે ન્યાય આપવાની વૃત્તિ મારા હૃદયમાં બહુ જ તીવ્ર-રૂપે વસે છે. શું રાજ્યદ્વારી ક્ષેત્ર લ્યો કે શું સાંસારિક ક્ષેત્ર લ્યો! ધાર્મિક ક્ષેત્ર લ્યો કે કોઈ પણ અન્ય ક્ષેત્ર લ્યો! એ ક્ષેત્રમાં રહેલા તમામ પક્ષનું પૃથક્કરણ તદ્દન નિષ્પક્ષપાતપણે કરવાનો મને એક જાતનો શોખ છે. કોઈ પણ પક્ષ પ્રત્યે મને પક્ષપાત નથી, કોઈ પણ પક્ષ પ્રત્યે મને તિરસ્કાર નથી. એ જ મનોવૃત્તિને લઈને તસ્કરોની તરફેણમાં કંઈ બોલવાને, કંઈ લખવાને હું ઉત્તેજિત થાઉં છું. બાકી તસ્કરોની વૃત્તિઓને ઉત્તેજન આપવામાં મને કોઈ પણ જાતનો તન, મન અને ધનનો અંગત લાભ નથી, એટલું જ નહીં પણ અમુક અંશે મને ગેરલાભ જ થવાનો સંભવ છે, એ સત્ય હું સારી પેઠે સમજું છું. અને એ સમજીને જ હું આ લખી રહ્યો છું.

યુરોપની છેલ્લી મહાન યાદવાસ્થલીને પરિણામે જગતમાં લગભગ દરેક ક્ષેત્રમાં, દરેક દિશામાં ભારે ઉત્ક્રાંતિ થઈ રહી છે. મનુષ્યના સાદા જીવનમાં કહો કે પ્રજાના જીવનમાં કહો, સ્ત્રીઓની મનોદશામાં કહો કે બાળકોની મનોવૃત્તિમાં કહો, જ્યાં દૃષ્ટિ ફેરવો ત્યાં સર્વત્ર અદ્ભુત ફેરફાર થઈ રહ્યા છે. પહેલાં જે સાહિત્ય હતું તે આજે નથી, રાજાઓ–રાજ્યતંત્રો હતાં તે આજે નથી. પહેલાંના અર્થ-શાસ્ત્રો અને નીતિશાસ્ત્રો અત્યારે લગભગ નકામાં થઈ ગયાં છે. પહેલાં પચાસ રૂપિયાની માસિક આવકવાળો વર્ગ આપણા દેશમાં નવાબી ઠાઠમાં રહેતો. આજે પાંચસોની આવકવાળા ગભરાયેલા હૃદયે પોતાના હિસાબની ચોપડીઓ તપાસી રહ્યા છે. કંઈક તવંગરો રોલ્સ રોઈસમાં ફરનારાઓ આજે ભીખારીના વર્ગમાં આવી ગયા છે, અને ભીખારી વર્ગના ઘણા આજે તવંગરો થઈ બેઠા છે.

આ તો મહાન પ્રશ્નોની વાતો થઈ, પણ જીવનની સાદામાં સાદી વાતો પણ આજે જુદા જ સ્વરૂપમાં આપણી આગળ ખડી છે. પાપડીની ઋતુમાં પૈસાની બશેર પાપડી ખાનાર અમે સુરતીઓ આજ તે જ ઋતુમાં એક આને શેર લઈને મહાવ્યયથી જીવન ગુજારી રહ્યાં છીએ. લગ્નની મોસમમાં જમણવાર નહીં, મરણની મોસમમાં પણ જમણવાર નહીં ! વરસના ત્રણસો પાંસઠ દિવસ ઘેર જ જમવાની પ્રથા હાલમાં જાણે સાધારણ થઈ ગઈ છે ! આ બધો ફેરફાર આપણને જીવનની ઘડીએ ઘડીએ સાલે છે. આપણામાંના દરેક વર્ગનાં માણસો આ ફેરફારથી દુઃખી અવસ્થામાં આવી ગયા છે. તસ્કરો પણ આખરે મનુષ્યો છે; જુદા જુદા વર્ગોમાંના એક વર્ગના છે એટલે એમની સ્થિતિ પણ પહેલાંના જેવી નથી રહી એ સત્ય આપણે જાણી લીધે જ છૂટકો. એમની સ્થિતિ બગડતી જવાનાં કારણો ઘણાં છે તેમ જ એ દૂર કરવાના માર્ગો સહેલા નથી.

કેટલાકો–આંકડાના શોખિનો–એવી દલીલ કરી શકે છે કે હાલ પહેલાંના કરતાં વધુ પ્રમાણમાં ચોરીઓ થાય છે એટલે એ લોકો

પહેલાંના કરતાં અત્યારે સારી સ્થિતિમાં જ હોવા જોઈએ. પહેલાં આપણે આપણા ગામમાં નિરાંતે ઉઘાડાં બારી-બારણાંએ સૂઈ શકતાં, તાળાની જરૂર માત્ર કૂતરાં બિલાડાંને ગૃહપ્રવેશ કરતાં અટકાવવામાં જ સમાયેલી હતી. આજે એ જમાનો ક્યાં છે? વગેરે, વગેરે.

નિસ્પૃહીપણે, નિષ્પક્ષપાતપણે આપણે આ દલીલો સંબંધી વિચાર કરીશું તો જણાશે કે આ જ દલીલો તસ્કરોની હમણાંની ગંભીર થતી જતી-દિવસે દિવસે બગડતી જતી-સ્થિતિના અચૂક પુરાવા રૂપે છે. પ્રથમ, તસ્કરોની સંખ્યા ઓછી હતી અને હાલ વધારે છે એ વાત આપણે સાચી માની લઈએ તો તે ઉપરથી શું સાબિત કરી શકાય છે? આજ એક ધંધામાં પાંચ જ માણસો હોય અને પાંચ વરસ પછી તે જ ધંધામાં પાંચસો માણસો હોય તો તે ઉપરથી આપણે શા અનુમાન ઉપર આવી શકીએ? એ જ કે જ્યારે પાંચ માણસ હોય ત્યારે ત્યાં કમાણી વધારે હોય અને જેમ જેમ માણસોની સંખ્યા ધંધામાં વધતી જાય તેમ તેમ તે ધંધામાં કમાણી ઓછી થતી જાય.

વળી અસલના વખતમાં તસ્કરના ધંધામાં થોડાં જ માણસો, એટલે બધાં જ પોતાના ધંધામાં ઘણા પ્રવીણ! આજે ગમે તે માણસ, તેને બીજો કોઈ ધંધો જડે નહીં એટલે, તસ્કરના ધંધામાં પડે! આથી પરિણામે ધંધામાં રહેલી પ્રવીણતાનું પ્રમાણ ઘણું ઓછું થઈ ગયું, ધંધો લગભગ ઉઘાડો પડી ગયો અને પરિણામે કમાણી ઘટી ગઈ. આપણે ત્યાં ઘરોની અને જમીનોની દલાલીના ધંધામાં, મિલ-જિન સ્ટોર્સના ધંધામાં, ઈમ્પોર્ટ અને એક્સપોર્ટના ધંધામાં, સોલીસીટરોના ધંધામાં — વગેરેમાં આવી જ રીતે બિનઅનુભવી માણસોનો મોટી સંખ્યામાં ઉમેરો થવાથી તે તે ધંધામાં કમાણી ઘણી જ ઓછી થઈ ગઈ છે. અને કમાણીનાં સાધનો ઉઘાડાં પડી જવાથી ગ્રાહકો હવે પહેલાંના જેટલા સહેલાઈથી સપડાતા નથી, એ વાત આજે બધાય ધંધાના અનુભવી માણસો આપણને કહેવા

લાગ્યા છે. એટલે આ બધા ધંધામાં જે નિયમ છે તે જ નિયમ તસ્કરના ધંધાને પણ શા માટે લાગુ ન પડે? પડવો જ જોઈએ. તસ્કરોની કમાણી ઘટવાનું આ મોટામાં મોટું કારણ!

આ સિવાય બીજું એક મહત્ત્વનું કારણ છેલ્લી લડાઈને પરિણામે જ ઊભું થયું છે એમ કહીએ તો ચાલે. કેટલાય તવંગર લોકો ભીખારી થઈ ગયા અને તે વર્ગમાંથી કેટલા તવંગર થઈ ગયા એમ આપણે ઉપર જાણી ગયા છીએ. હવે તસ્કર–શાસ્ત્ર સંબંધે જે માણસો જરાતરા પણ જાણતા હશે તે તરત સમજી જશે કે એ શાસ્ત્રના નિયમ પ્રમાણે જેમનું ઘર પોતાના પુનિત પગલાંથી પાવન કરવું હોય તેમની રહેણીકરણી, તેઓ પોતાનો કીમતી માલ ક્યાં રાખે છે વગેરે ઝીણી ઝીણી બાબતો અગાઉથી જાણવાની ખાસ જરૂર છે.

આ અસલના તવંગર લોકોને સાચા હીરા–મોતીના દાગીનાના શોખ હતા, પૈસાની મોટી રકમો ઘરમાં રાખવાના કોડ હતા, એક વખતે ચોરી થઈ તો પણ પોલીસોને ખબર આપવાની ઇચ્છા એમને થતી નહીં. હવે જમાનો બદલાયો છે. હવેના તવંગરોને આભૂષણોનો શોખ જ નથી રહ્યો એમ કહીએ તો ચાલે. શોખ હોય તો પણ કામ પ્રસંગે જ ઘરમાં લાવે; બાકી તો બેંકની તિજોરીઓમાં જ રાખી મૂકે. તે ઉપરાંત, સાચાં ઘરેણાંને બદલે તદ્દન ખોટાં ઘરેણાં ઘાલતાં પણ તેઓને શરમ નથી લાગતી! આપણે શાંતિથી વિચાર કરીએ તો આપણને તરત જણાશે કે આવી ધૃષ્ટતાથી તસ્કર વર્ગને કેટલું બધું નુકસાન થયું છે અને થાય છે! એ બિચારાઓ કકડતી ઠંડીમાં, વરસાદ પડતો હોય તે વેળાએ કે ઘોર અંધારામાં ગમે તેમ દુઃખ વેઠીને અને પોતાનાં જાન અને સ્વાતંત્ર્યને ભયમાં મૂકીને તમારે ત્યાં આવે; ત્યાં ભૈયાઓ, પઠાણો અને કૂતરાઓની ચોકીઓ વટાવી તમારા દાગીનાઓ સંભાળથી લઈ જાય અને પરિણામે જ્યારે તેઓ વેચવા જાય ત્યારે પૂરા પાંચ રૂપિયા પણ ન મળે. અને બધાય

દાગીના ખોટા નીકળે ત્યારે એમના હૃદયમાં શી વ્યથા થતી હશે તે તમે કલ્પી શકો છો ? એમાં તેઓ વાજબી નથી ?

આજથી પચીસ–પચાસ વરસ પહેલાંનો જમાનો લઈએ ! ત્યારે તસ્કરોને કેટલું સુખ હતું ! કેવા કેવા સંજોગો તેમની તરકીબોમાં કામ કરી રહ્યા હતા ! લગનસરામાં મોટી મોટી જાનો ગાડાંઓ લઈ લઈને નીકળતી. પાસે પુષ્કળ નાણું તેમ જ દાગીના રાખવામાં આવતા. પચાસ–પચાસ વરસના કોડિલા વરરાજાઓ પણ, લગન કરવા જતી વખતે, ચાર–પાંચ હજાર રૂપિયાનો માલ શરીર ઉપર રાખતા, તો પછી નાની વયની કન્યાઓનું તો પૂછવું જ શું ? આજે એમાંનું કંઈ છે ? છે તો પણ કેટલું છે ? દિવસે દિવસે એમાંય કેટલો ફેરફાર થતો જાય છે ? હવે જાનો જાય તે પણ ટ્રેનમાં અને ઘરેણાં લૂગડાંનાં તો ઠેકાણાં જ નહીં. સુધરેલી ગણાતી ન્યાતોમાં તો વરરાજા છ આનાનો કોલર અને બે રૂપિયાની ટાઈને જ શણગાર માની લે છે ! કન્યાઓ પણ પહેલાંના જમાનાના પ્રમાણમાં પૂરા પાંચ ટકા જેટલાં પણ આભૂષણો પહેરતી નથી. સાથે સાથે ગામમાં પોલીસોનો ત્રાસ પણ વધારે. આ સ્થિતિથી એમના ધંધાની કેટલી બરબાદી થઈ છે એ સૌ કોઈ સમજી શકે તેમ છે.

આટલું જાણે બસ ન હોય તેમ, પહેલાં ઘરોની બારીઓ ખુલ્લી જ રખાતી, અને બારીઓ પણ કાચની કે કાચ જેવાં હલકાં લાકડાંની. આજે મુંબઈના પરાંઓમાં પણ ઘર બંધાતાં જુઓ તો ઘરધણીઓ બારીઓને જેમ અને તેમ જાડા સળિયા મુકાવવામાં મચી પડ્યા જણાય છે. કોણ સૌથી જાડા સળિયા મુકાવે છે અને તેમાં પણ ઊભા સળિયા એકલા જ નહીં, પણ આડા સળિયા પણ કોણ વધુ મુકાવે છે એની હરીફાઈ, માત્ર પોતાનો જ સ્વાર્થ જોનાર ઘરધણીઓ, જાણે માંહોમાંહ્ય કરી રહ્યા છે. બારણાં મજબૂત લાકડાંનાં હોય છતાં તેની પાછળ મોટા ભજ મૂકવામાં ઘરધણીઓ એક જાતની વડાઈ માની બેઠા છે. વળી ઘરમાં સોનાના ખમીસના બટન, કોટના

બટન, બંગડીઓ, રૂપાંનાં વાસણો વગેરેને બદલે બંદૂકો, ડાંગો, લોઢાંના સળિયા અને જાડી લાકડીઓ એ જાણે આજકાલની ફેશનની વસ્તુઓ થઈ પડી છે!

આવા ફેરવાયેલા સંજોગોમાં અને બદલાયેલી વસ્તુસ્થિતિમાં આપણા એ તસ્કર મિત્રોના પક્ષમાં બોલનાર કોઈ પણ નીકળ્યો છે? એમના ધંધાને લઈને એમનાથી જાહેરમાં ચર્ચા થઈ શકતી નથી; તેઓથી ના. સરકારને કે પૂ. મહાત્માજીને પોતાની ફરિયાદો રજુ કરી શકાતી નથી.

ત્યારે એમણે શું કરવું? કઈ રીતે પોતાના ધંધાની આબાદી પુનઃ સ્થાપવી? આપણે એમને કઈ કઈ રીતે મદદ કરી શકીએ? આજ સુધીમાં એમના બાપદાદાઓએ નહીં અનુભવેલી દરિદ્રાવસ્થા આજ તેઓ અનુભવી રહ્યા છે તેમાંથી એમણે કઈ રીતે છૂટવું? આ બધા સવાલોનો કોણ ઉત્તર દેશે?

## ૨૮. મોટા માણસ

**અમારા** ક્લબના મકાનમાં હું, કનૈયાલાલ, સ્નેહવદન તથા ભાનુશંકર બેઠા હતા.

કનૈયાલાલે ભ્રકુટિ ચઢાવી, કંઈક જોન મોરલીની પેઠે બેસવાનો અને કંઈક કોઈ મહાકવિ કે ચિત્રકાર બોલતો હોય તેવો અભિનય કરી કહ્યું: "નાનાભાઈ! જગતમાં જુદી જુદી ઘણી વિસ્મય પમાડે તેવી શોધ થાય છે. વાંદરાની ગ્લેંડ લઈને તેને મનુષ્યના શરીરમાં રોપી દેવાથી વૃદ્ધાવસ્થામાંથી પુનઃ યુવાવસ્થા આવે છે —"

સ્નેહવદન: "તમારે તો એની જરૂર જ પડવાની નથી. એ ગ્લેંડ તો તમારા શરીરમાં પહેલેથી જ છે."

ભાનુશંકર મોટેથી હસી પડયા. હું હસવા જતો જ હતો. પણ કનૈયાલાલની આંખની લાલાશ જોઈ અટકી ગયો.

કનૈયાલાલ: "હાથીઓને હાસ્યરસની વૃત્તિ હોય છે એમ પ્રાણીશાસ્ત્રના ઉસ્તાદો કહે છે, તે હું માનું છું. પણ એ સાથે હું એટલું પણ માનું છું કે એમનામાં બીજી કોઈ પણ ઉચ્ચ વૃત્તિ હોતી જ નથી."

હાથીની ઉપમા સ્નેહવદનના વિશાળ પાયા ઉપર રચાયેલા શરીર સાથે બંધબેસતી હોવાથી સ્નેહવદન તપવા જતા હતા, એમને મેં અટકાવ્યા અને કનૈયાલાલને પોતાની વાત આગળ ચલાવવાનું કહ્યું.

"હં, હું શું કહેતો હતો!" કનૈયાલાલે શરૂ કર્યું, "જુઓ ને એપલીનો, એરોપ્લેનો વગેરેની શોધો પણ થઈ, મોટી મોટી મનવારો બંધાઈ, ઝેરી ગેસો શોધાયા, પણ મનુષ્યોની સ્થિતિ સુધરી ખરી?"

"હા, ભયંકર રોગોની સામા દાક્તરોએ ઉપાયો શોધવા માંડ્યા છે અને તેમાં તેમને અમુક વિજય પણ મળતો જાય છે," હું બોલ્યો.

"એ કબૂલ છે, પણ," કનૈયાલાલ વધુ ગંભીર થતાં બોલ્યા, "મારું કહેવું પૂરું સમજ્યા વિના બોલવું નકામું છે. હું એમ કહેવા માગું છું કે જે પ્રમાણે શીતળાની રસી મુકાવનાર માણસને શીતળા ન થાય તેજ પ્રમાણે એક માણસ વૃદ્ધ હોય તેને વાંદરાની ગ્લેંડ મૂકો તો તે યુવાન થઈ જાય. આ રીતે એક માણસ સામાન્ય હોય તેને કોઈ રસી મૂકવાથી તે મોટો થઈ શકે એવી શોધ કોઈએ કરી છે ખરી? હું કહું છું કે નથી થઈ; અને જ્યાં સુધી એવી શોધ થઈ નથી ત્યાં સુધી મનુષ્યોની સ્થિતિ સુધરી કઈ રીતે કહેવાય!"

"એવી રસી તૈયાર થશે ત્યારે તો તમારે એનો ઉપયોગ કરવો જ પડશે," સ્નેહવદને ઝુકાવ્યું.

"એ તો હવે જાણે સમજ્યા, પણ એના થોડા ઘણા ઉપાય પુસ્તકોમાં તેમ જ વર્ત્તમાનપત્રોમાં જણાવવામાં આવ્યા છે ખરા," હું બોલ્યો, "જુઓ ને, દાખલા તરીકે મેં ઘણા માણસો પાસેથી સાંભળેલું છે કે અમુક મોટા માણસો જ્યારે નાના હતા ત્યારે તદ્દન ગરીબાવસ્થામાં હતા અને મ્યુનિસિપાલીટીના દીવાએ પોતાનું લેસન વાંચતા."

"મને એમાં ઘણું સહરાગતભર્યું લાગે છે," ભાનુશંકરે કહ્યું, "મેં પોતે પણ આ વાત ઘણા માણસો પાસેથી સાંભળેલી અને બીજાને પણ મારા કોઈ ઓળખાણવાળાના સંબંધમાં જ બનેલી, એ પ્રમાણે કહેલું. પણ સાચું પુછાવો તો મને એમાં શ્રદ્ધા નથી. જે

વખતની આ વાત કહેવામાં આવે છે તે સમયમાં વીજળીના દીવા કે કીટસનો ન હતાં. માત્ર ફગફગીઆ દીવા હતા. આ દીવા થાંભલા ઉપર હોય અને નીચે ઓટલા ઉપર બેસીને વાંચવું અને તે પણ લેસન વાચવું એ મને પોતાને તો અશક્ય જ લાગે છે. તમે જાણો છો કે સ્કુલમાં મારો નંબર ડાબા હાથ તરફ બહુ જ આકર્ષાતો હતો, આથી કંટાળીને મેં આ અખતરો અજમાવેલો. પરિણામે મારો નંબર છેક જ એ તરફ ચાલ્યો ગયો અને બાપુના હાથનો સ્વાદ મારે ચાખવો પડ્યો એ નફામાં."

"અલબત્ત, મને પોતાને પણ આ દીવાના ઉપાયમાં વિશ્વાસ નથી," કનૈયાલાલ બોલ્યા, "તેમ છતાં તમારી પોતાની જુઆની પરથી એનો નિર્ણય કરી શકાય નહિ. હા, એક વાત ખરી કે આ જાતના દૃષ્ટાંતો અમુક માણસ મોટા થઈ જાય છે પછી જ આગળ ધરવામાં આવે છે. જયારે જયારે મોટા માણસો પોતાની મા વિષે બોલે છે ત્યારે ત્યારે મને હમેશાં એમ થાય છે કે એ લોકો જાણી જોઈને અસત્ય કથન જ કરે છે. મારી પાસે એવા અનેક દાખલા મોજૂદ છે કે જેઓ બહુ જ માના કહ્યાગરા હતા અને છતાં ભીખારી જ રહ્યા."

"તમે પોતે માના કહ્યાગરા હતા કે નહિ?" સ્નેહવદને પૂછ્યું.

"મિ. સ્નેહવદન," કનૈયાલાલે કંઈક ઉશ્કેરાઈને કહ્યું, "આવા પ્રકારની શુષ્ક અને અર્થવિનાની મશ્કરીઓ તમે કર્યા જ કરશો તો, મારે સખેદ જણાવવું પડે છે કે, તમે એક સાચો મિત્ર ખોઈ બેસશો અને તેને બદલે એક ભયંકર શત્રુ ઊભો કરશો."

"જી," સ્નેહવદને જવાબ વાળ્યો.

"શાંતિથી સાંભળો તો તમારું જ્ઞાન પણ વધે," કનૈયાલાલ બોલ્યા, "વળી મોટા માણસ એટલે પૈસાદાર જ નહિ. પૈસાદાર કેવી રીતે થવું એના નુસખા પણ આ જગતમાં ઘણા બજારમાં મળે છે. અલબત્ત, એ ખરા છે કે ખોટા એ વિષેનો નિર્ણય કોઈએ શાસ્ત્રીય

પદ્ધતિએ કર્યો નથી. છતાં મને પોતાને તો એમ લાગે છે કે એમાંનો મોટો ભાગ ખોટો જ છે. છતાં હું જે મોટો માણસ કહું છું એ જુદું જ માણસ છે. માણસ લક્ષાધિપતિ હોય છતાં મોટો માણસ ન પણ હોય. અમુક વ્યક્તિ વિદ્વાન હોય છતાં મોટી વ્યક્તિ ન પણ ગણાતી હોય. !"

"સાચું પુછાવો તો મને હવે તમારા બોલવામાં ઝાઝી સમજણ પડતી નથી," ભાનુશંકરે કહ્યું.

"આ વિષય સામાન્ય મનુષ્યો સમજી શકે એવો નથી," કનૈયાલાલ ગંભીરતાથી બોલ્યા, "પણ હું એક સાધારણ દૃષ્ટાંત સમજાવું: વિશ્વામિત્ર રાજા હતા, ધનવાન હતા અને તેમણે લાખો વર્ષ તપ કર્યું હતું; છતાં તેમને માત્ર રાજર્ષિ પદ જ મળી શક્યું હતું, બ્રહ્મર્ષિ પદને પ્રાપ્ત કરતાં સાત–પાંચ થઈ હતી. જ્યાં સુધી વિશ્વામિત્રને બ્રહ્મર્ષિપદ નહોતું મળ્યું ત્યાં સુધી તે મોટા છતાં મોટા ન હતા. હું આજ જે મોટા માણસ વિષે બોલી રહ્યો છું તે આ જાતના મોટા માણસ! એક માણસ પોણોસો પુસ્તકો લખે છતાં કોઈ તેને સાક્ષર તો શું પણ લેખક પણ કહે નહિ; જ્યારે બીજો માણસ એક નાનું કાવ્ય લખે અને અમર થઈ જાય. કેટલાકો બિચારા પોતાનાં ભાષણો સંભાળથી લખે. એ ભાષણો સાંભળવા જોઈતો શ્રોતાવર્ગ, ગમે તે બાનાએ અને ગમે તે પ્રયાસે, એકઠો કરે અને પછી બોલવા ઊઠે. અડધીએક મિનિટમાં જાણે સો–બસો ભયંકર સર્પો ફુંફાડા મારતા હોય તેવો સુસવાટો સાંભળનારાઓમાંથી બહાર ખીલી નીકળે. પેલો જેમ જેમ ભાષણ કરવાનો યત્ન કરતો જાય તેમ તેમ અવાજના તરંગો ચઢતા જાય. એ તરંગોમાંથી હાસ્યનાં પ્રચંડ મોજાં પ્રગટે અને પરિણામે જે ભાષણથી ભાષણકર્તાએ જનસમાજને દિઙ્મૂઢ કરી નાખી પોતાને અમર કરવાના આભ જેવા અભિલાષ ધર્યા હોય તે જ ભાષણથી તે પોતાની જાતને સદાનો મૂર્ખ બનાવી મૂકે!

"બીજો માણસ એથી ઊંધું જ વર્તન કરે. ગમે તે જગ્યાએ ગમે તેવા સંજોગોમાં માત્ર એક મિનિટની તૈયારી પછી બોલવા ઊઠે. તે વખતે જબરો ઘોંઘાટ હોય. નાનાં બાળકો આવી સભાઓ વિરુદ્ધ પોતાનો અંતરનો અવાજ પ્રદર્શિત કરતાં હોય. તેવે સમયે પેલી વ્યક્તિ બોલવા ઊઠે. અર્ધ ક્ષણમાં બધું શાંત! શ્રોતાઓ પેલાના મુખમાંથી ઝરતા શબ્દો ઝીલવા એકતાન થઈ જાય. આ બધું શા માટે? કયા કારણને લઈને?"

લાંબે સમયે કનૈયાલાલે અમને સૌને રસ પડે તેવો વિષય કાઢ્યો હતો એટલે અમે પણ ઉપહાસવૃત્તિ છોડી એમાં ભાગ લેવા ઉત્સુક થયા.

"તમારું કહેવું ખરું છે," હું બોલ્યો, "મારા એક મિત્ર હતા તેમણે તમે કહો છો તેવા "મોટા માણસ" થવા બહુ પ્રયત્ન કરેલા, પણ હજી સુધી તો તેઓ ફાવી શકયા હોય તેમ જણાતું નથી. તેમણે ભાષણકર્તા થવાનાં ફાંફાં મારેલાં, પણ સાંભળ-નારાઓમાં તેમની પ્રતિભા પડી શકી નહિ. સંગીતશાસ્ત્રી થવાનો તેમણે યત્ન કર્યો, પણ માત્ર તેમનાં કુટુંબીજનો જ તેમના સંગીત-ની કદર પિછાણી શકયાં. તેમણે સભાઓ સ્થાપી, મંડળો ઊભાં કર્યાં, જનતાને અનેક જાતની તાલીમ આપવાનો મહાન ઉદ્દેશ જાહેરમાં રજૂ કર્યો, માસિકોમાં લેખો લખ્યા, રાજયદ્વારી વિષયોમાં નેતાઓને શિખામણો આપી, સંસાર સુધારામાં નવી દિશાઓ બતાવવા માગી — પણ આ સઘળું પાણીમાં ગયું. આજ પણ એ નાના જ છે. સારી દુનિયા ડોલાવવાના એમના મનોરથ છતાં એમનાથી એમની પત્ની અને બાળકોને પણ ડોલાવી શકાયાં નથી."

"તમે બધા જરાક ફિલસૂફીમાં ઊતરી પડયા લાગો છો," સ્નેહવદન બોલ્યા, "એ ફિલસૂફીમાં હું ઊતરવા માગતો નથી. પણ મારા એક સ્નેહીનો અનુભવ હું જાણું છું. તમારે સાંભળવો હોય

તો હું સંભળાવું: એ ભાઈ ને નાના હતા ત્યારથી નેતા થવાની ભારે હોંશ. નાનપણમાં પોતાનાથી નાનાં છોકરાંઓને એકઠાં કરીને રમતો રમાડે, ઉજાણીઓ કરે અને એવી રીતે પોતે નેતાપદ પ્રાપ્ત કરવાના પ્રયાસ માંડે. પણ દરેકમાં થતું એમ કે પહેલી બધી મહેનત એમની, પણ જે વખતે જાહેરમાં જશ લેવાનો હોય તે વખતે કોઈ બીજું જ એ જગ્યા લઈ લે. એ ભાઈ એક મંડળ સ્થાપે, તેમાં ગમે તે યુક્તિ વાપરીને જો પોતે તેના પ્રમુખ થઈ બેસે તો જાણી જ લેવું કે કાં તો એ મંડળનું આયુષ્ય બે–ચાર માસનું જ હોય અને કાં તો છ માસમાં એવા જ સંજોગો ઊભા થાય કે જેથી એમને પ્રમુખપદનું રાજીનામું આપવાની જ ફરજ પડે, અને આખરે એક સામાન્ય સભાસદ તરીકે તેઓ ચાલુ રહે. હમણાં બે–એક માસ ઉપર જ એમણે કોઈ ફંડના લાભાર્થે એક મોટો કૉન્સર્ટ ઊભો કરેલો હતો. તેમાં કમિટીમાં પહેલાં કેટલાક મિત્રોના દબાણથી અને કૉન્સર્ટનું હિત સચવાય એટલા માટે તેમને પ્રમુખપદેથી ખસી જવું પડ્યું; અને એક મોટા શેઠીઆનું નામ ત્યાં ગોઠવાઈ ગયું. પછી એમણે મંત્રીપદને માટે બાજી રચી, પણ છેક છેલ્લી ઘડીએ એમને ઠેકાણે એક સન્નારીનું નામ સૂચવામાં આવ્યું, જેની તેમનાથી ના પાડી શકાઈ નહિ. આખરે એમણે કૉન્સર્ટમાં કોઈ જાણીતો 'પાર્ટ' લેવાનું નક્કી કર્યું અને રાણકદેવીના પ્રયોગમાં ખેંગારનો પાર્ટ લેવનો મનસૂબો કર્યો.

"કમિટી બેઠી હતી તે વખતે પાત્રોનું નક્કી થતું હતું, ત્યારે મારા મિત્રે એકદમ કહ્યું: 'ખેંગાર હું થઈશ.'

"આ સાંભળી બીજા એક ગૃહસ્થ બોલી ઊઠ્યા: 'ઓહો, તો તો પછી બીજું જોઈએ જ શું? એ તો આપણા સર હેન્રીની ઈર્વીંગ છે.'

"'સોના કરતાં પીળું શું?' એક વિદુષી બાઈએ કહ્યું, 'પણ

ચાણક્યનો પાર્ટ રંભાબહેને એક શરતે જ લેવાની હા પાડી છે અને તે એ કે ખેંગાર એમના પતિ થાય.'

"'ત્યારે તો પછી હરિભાઈ (મારા મિત્ર) એ ન જ લઈ શકે,' બીજાએ ટાપસી પૂરી.

"આમ ખેંગારનો પાર્ટ હાથમાંથી સરી પડ્યો એટલે કંઈક ગભરાઈને હરિભાઈ બોલ્યા : 'ત્યારે હું સિદ્ધરાજ થઈશ.'

"'ફર્સ્ટ ક્લાસ,' એક માણસ બોલ્યો.

"'આ બાબતમાં આપણે એકલું અભિનયકલા ઉપર જોવાનું નથી,' એક ભાઈ બોલ્યા, 'એટલું જ જોવાનું હોય તો તો હરિભાઈને માટે એવું આપણામાં બીજું છે જ કોણ? પણ આમાં તો આપણે પૈસા કેમ વધારે એકઠા કરી શકાય એ જોવાનું છે.'

"'હા, એ વાત તો પહેલી જ, અને હરિભાઈ એને માટે તો ગમે તેવો ભોગ આપવા તૈયાર જ છે. આ બધું ઊભું જ એમણે કર્યું છે ને!'

"'પેલા શેઠ છગનલાલનો છોકરો એ પાર્ટ લેવાને બહુ આતુર છે અને એ શેઠ સો–દોઢસો રૂપિયા આપે તેમ છે, તો પછી—'

"'અરે, ત્યારે એને જ લેવા દો ને,' બધાં સામટાં બોલી ઊઠયાં.

"ત્યાર પછી જે પાત્રને અરધીએક લીટી બોલવાની હતી તે માટે એકાદ માણસે હરિભાઈનું નામ સૂચવ્યું. હા પાડવી કે સ્વમાન જાળવવા ના પાડવી એ વિચારમાં હરિભાઈ હતા એટલામાં જ કોઈએ એ પાર્ટને માટે બીજાનું નામ દીધું અને હરિભાઈ જેવા મશહૂર નર એવા નાના પાર્ટમાં શોભે જ નહિ એમ બધાંએ કહ્યું. એટલે હરિભાઈને હા કે ના કહેવાનો વખત જ આવ્યો નહિ.

"ને પછી હરિભાઈએ પ્રોમ્પટર તરીકે રહેવાની ઇચ્છા દર્શાવી. બધાએ લગભગ હા કરી એટલામાં એક જણ બોલી ઊઠ્યું: 'તમે બધાં પણ ઠીક લાગો છો! હરિભાઈના માથા ઉપર તો આખા પ્રોગ્રામનો બોજો છે. એમને એ કામમાં બેસાડીને તમારે પ્રોગ્રામની રેવડી કરવી છે? એ કામમાં તો કોઈ પણ ઉલ્લુને તમે નીમી શકો છો. ને ને બીજા કોઈને પણ એ કામ માથે લેવાની મરજી નહિ હોય તો આ સેવક તૈયાર છે. કારણ કે હું કબૂલ કરી જ લઉં છું કે આપણે બધાં કામોમાં ગધેડા નંબર વન છીએ.'

"બધાં હસી પડ્યાં અને એ કામ પેલા ઉલ્લુને સોંપાયું. હરિભાઈ ખરેખર અકળાયા અને છેવટે તેમણે બારણા આગળ ટિકિટ તપાસવાને માટે ઊભા રહેવાની ઇચ્છા જાહેર કરી.

"'જાઓ રે જાઓ, હરિભાઈ સાહેબ! એ પટાવાળાનું કામ અમારાથી તમને સોંપાય?' કોઈએ કહ્યું, 'આ ભીમભાઈ શરીરે મલ્લ જેવો છે એને જ એ કામ સોંપવાનું. વળી જીભે મીઠો અને આ ગામનો કાળ એટલે બધાને ઓળખે. વખત જોઈને વાત કરે તેવો છે અને બટકબોલો એટલે કોઈને માઠું લગાડ્યા વગર બધું સાંગોપાંગ ઉતારે તેવો છે.'

"'હા ખરે!' બે-ત્રણ જણે ટહુકો કર્યો, 'હરિભાઈને એ હલકું કામ સોંપાય પણ ખરું? એ તો બિચારા મોટા મનથી ગમે તેવું હલકું કામ કરવાને તૈયાર હોય.'

"'ત્યારે-ત્યારે કોન્સર્ટ વખતે બે-ચાર શબ્દો બોલવાના તે કામ કોણે મથે લીધું છે?' હરિભાઈએ ડૂબતો માણસ તરણાને બાઝે એ ન્યાયે બીતાં બીતાં કહ્યું.

"'એમાં હરિભાઈ, તમે કાળજી રાખતા જ નહિ,' એક યુવક બોલી ઊઠ્યો. 'આ જમાનામાં એ કામ તો હવે સ્ત્રીઓનું જ થઈ ચૂક્યું છે અને વસુબહેન એને માટે તો તૈયાર જ હશે. એ તો

આમોફોનની ચૂડી જેવાં છે ! તમે કહો એટલે આ ચા–આ–આલ્યું !'

"'જાઓ જાઓ, આ તો તમે મારું અપમાન કરો છો !' વસુએ હસતાં હસતાં કહ્યું. અને કોઈએ ના પાડી નહિ એટલે વસુબહેનને માથે જ એ કામ આવી પડ્યું.

"છેવટે હરિભાઈએ પડદા ખેંચવાનું કામ હાથ ધરવાનું કર્યું, પણ તેમાં વિધાતાએ ક્રૂરતાથી તેમને ફાવવા દીધા નહિ.

"કૉન્સર્ટ વખતે હરિભાઈ રાણુક વગેરે સ્ત્રી–પાત્રોનાં છોકરાંઓને સમજાવી પટાવીને રાખવાનાં મુશ્કેલીભર્યાં કામોમાં રોકાઈને બહાર કંપાઉંડમાં ફરતા હતા અને પિપરમિંટ, ચોકલેટ વગેરે લઈ આવવામાં પોતાના ખીસામાંથી આશરે રૂપિયા દોઢનું પાણી થયું એ હતાશ હૃદયે જોઈ રહ્યા હતા !"

"તમે જે દૃષ્ટાંત આપ્યું એ છેક ખોટું તો નથી, પણ એમાં અને મારી 'મોટા માણસ'ની વ્યાખ્યામાં ભેદ છે," કનૈયાલાલ બોલ્યા, "દિવ્ય અને હાસ્યાસ્પદ વચ્ચે માત્ર એક સૂક્ષ્મ રેખાનું અંતર છે. જે મનુષ્ય 'મોટું માણસ' થઈ જ શકતું નથી એ મનુષ્ય દિવ્યના પ્રદેશમાંથી તે સૂક્ષ્મ રેખા ઓળંગીને હાસ્યાસ્પદના પ્રદેશમાં ચાલ્યું જાય છે એવી મારી માન્યતા છે. બાકી —"

કનૈયાલાલ ક્યારે પૂરું કરત અથવા તો આગળ શું બોલત એ હું જાણતો નથી, પણ એટલામાં સ્નેહવદને ઘડિયાળમાં જોયું તો બારેક વાગવા આવ્યા હતા એટલે એ ગર્જી ઊઠ્યા: "ઓ માય ગૉડ ! મારા અને તમારા બધાના બાર વાગી ગયા. હું મિસિસને સાડા નવ વાગ્યે ઘેર આવી જઈશ એવું કહીને ઘેરથી નીકળેલો. ચાલો, સાહેબજી, ઊઠીઆઓ !"

"સાહેબજી," હું પણ ઘેર જવાના પ્રયાસમાં ગુંથાઈ જતો બોલ્યો.

## ૨૯. છૂટકારાનું મૂલ્ય

**મુંબઈની** સી. સી. આઈ.ની કુશાદે લૉન ઉપર અમદાવાદના લક્ષાધિપતિ મિલમાલેક હિંમતલાલ જેઠાલાલ એક સાંજે એકલા બેઠા હતા; બેઠા બેઠા ચાહ, કેકસ વગેરેને ઇન્સાફ આપતા હતા. અર્વાચીન જમાનામાં અમદાવાદથી મુંબઈ આવવું એ રમત વાત ગણાતી હતી. હિંમતલાલ જેઠાલાલ સી. સી. આઈ.ના સભ્ય હતા. જ્યારે તે સી. સી. આઈ.માં આવતા ત્યારે ગજા બોલ્યા અને દાઢી હાલી એવું કરનાર બે–ત્રણ જણ તો સાથે હોય જ. પણ આજે તેઓ એકલા જ હતા એટલે શૂન્ય વદને આસપાસનાં અન્ય આવનારાંને જોઈ રહ્યા હતા. એટલામાં એક અપ–ટુ–ડેટ ફૅશનમાં કપડાં પહેરેલ યુવક લટાર મારતો ત્યાં આવી પહોંચ્યો. "ઓહોહો ! કેમ શેઠ સાહેબ !" યુવકે પોતાનો ગભરાટ છુપાવવાનો યત્ન કરતાં વિનય અને સ્નેહથી ભર્યા ભર્યા અવાજે પ્રશ્ન પૂછવાની હિંમત કરી.

"સારું." બરફથી પણ વધુ ઠંડો અવાજ ઉત્તરમાં નીકળ્યો.

"આપ મુંબઈ આવ્યા છો ?" પાછો પ્રશ્ન પૂછવામાં આવ્યો.

શેઠની પાસે બીજી એક ખુરશી ખાલી પડી હતી, છતાં શેઠે આ યુવકને બેસવાનું ન કહ્યું.

"તમે જુઓ છો ને કે હું આવ્યો છું. અને તમે જાણો છો ને કે હું આ નવાઈનો નથી આવ્યો. અવારનવાર આવું છું," શેઠે જવાબ વાળ્યો.

"હાજી. હેં હેં હેં ! આ તો સહજ પૂછ્યું. વનુ સારી છે ને ? મજામાં છે ને ?" યુવકે હિંમત ન ખોતાં પૂછ્યું.

"વનુ એટલે મારી છોકરી વનલતા કે ની ? હં, જુઓ મિ. રમણ મહેતા, મેં તમને ઘણી વાર કહ્યું કે હું તમારા જેવા કશા પણ ધંધા વગરના જુવાનને મારી એકની એક છોકરી પરણાવવાનો નથી," શેઠે કહ્યું.

"પણ— "

"વચમાં ન બોલો. મારે જે કહેવાનું છે તે કહી લેવા દો. મેં અગાઉ તમને ના પાડી હતી. છતાં તમે અમદાવાદમાં મારી પુત્રીની પાછળ પાછળ ભમતા હતા. તે પછી હું પૂના ગયો ત્યાં પણ મેં તમને અમારી પૂંઠ પકડતા જોયેલા. ત્યાંથી હું ધારું છું કે અમે મહાબળેશ્વર ગયાં ત્યાં પણ તમે અમારી આસપાસ ભમતા હતા. એમ શા માટે કરો છો ?" શેઠે કહ્યું.

"સાહેબ, અમદાવાદમાં અને પૂનામાં તો હું ક્રિકેટ મૅચ રમવા આવ્યો હતો."

"મહાબળેશ્વરમાંય મૅચ હતી કેમ ?" શેઠે પૂછ્યું.

"ના જી, ત્યાં તો ક્રિકેટની મોસમ નહોતી એટલે હું જરા ચડી આવ્યો હતો," રમણ મહેતાએ કહ્યું.

"પણ મેં તમને અગાઉ પણ કહેલું કે ની કે ધંધાવગરના આદમીને હું મારી છોકરી ન જ આપું. તમારો ધંધો કયો ?" શેઠે પૂછ્યું.

"સાહેબ, ધંધો ? જુન–જુલાઈથી લગભગ ફેબ્રુઆરી સુધી તો મારે ક્રિકેટમાં જ ધ્યાન આપવું પડે છે. અને એમાં ફૉર્મ જાળવી રાખવું એ ઘણું કપરું કામ છે, સાહેબ ! એ મોસમ પૂરી થાય ને બીજી શરૂ થાય ત્યાં સુધી બેડમીન્ટન, દોડવાનું, સ્કિપિંગ, સ્વીમિંગ

વગેરે કરીને શરીરને 'ટિપ-ટૉપ' રાખવું પડે — અને આપને ખાનગીમાં કહું કે હવે જે પણ ટીમ ઇંગ્લંડ આસ્ટ્રેલિયા જશે તેમાં મને ચૂંટી કાઢ્યા વિના એ લોકોનો છૂટકો જ નથી," રમણે કાંઈક ઉત્સાહથી કહ્યું.

"ઓહોહો ! આખા હિંદુસ્તાનમાં દડા રમતાં થાકયા નહિ એટલે હવે ઇંગ્લંડ અને આસ્ટ્રેલિયા જવાના છો ? એને તમે ધંધો કહો છો ? નાનાં છોકરાં રમે તે જાણે સમજ્યા, પણ તમારા જેવા બાવીસ-ચોવીસ વરસના યુવાનો ગેડીદડા રમીને દિવસો પસાર કરે તેને ધંધો કહેવાય ? ક્રિકેટ રમ્યાથી પેટ નહિ ભરાય," શેઠ બોલ્યા.

"પણ પેટ ભરાય અને તે પણ સારી રીતે ભરાય એટલું મારા બાપ મૂકી ગયા છે એ આપ ક્યાં નથી જાણતા," રમણ બોલ્યો.

"તે હશે. પણ માણસે પોતાનું હીર તો બતાવવું જોઈએ ને ! તમે કોઈ એરોપ્લેનના પાઇલટ હો, કોઈ કંપનીના સંચાલક હો, અરે, તમે બહાદુરીથી કોઈનો જાન બચાવ્યો હોય તો પણ કાંઈ લેખાસર. માત્ર દડા ઉછાળવાથી માણસ કશા પણ ઉપયોગનો છે એવું માનવાને હું તૈયાર નથી," શેઠે કહ્યું.

"પણ સાહેબ, અત્યારે હું આખા દેશમાં પ્રખ્યાત છું અને બીજાં બે-ચાર વર્ષમાં આખી દુનિયામાં — એટલે કે જ્યાં જ્યાં ક્રિકેટ રમાય છે ત્યાં ત્યાં બધે — પ્રખ્યાત થઈ જઈશ. અને હું આપને ખાતરી આપું છું, કે એ પ્રમાણે ક્રિકેટમાં નામ કાઢવું એ બચ્ચાંના ખેલ નથી," રમણ કાંઈક ઉશ્કેરાઈને બોલ્યો.

"એ ગમે તે હો, પણ તમે કાં તો કશોક ધંધો કરો અને કાં તો કાંઈક અવનવી બહાદુરી બતાવો તો જ હું તમારી માગણી પર ધ્યાન આપું. અલબત્ત, તમે ધંધો પણ નથી કરી શકવાના અને બહાદુરી પણ નથી બતાવી શકવાના એ હું જાણું છું. એટલે મારી

તો તમને ભલામણ છે કે તમે ભલે ઇંગ્લંડ, અમેરિકા, રશિયા જ્યાં ફાવે ત્યાં જઈને ક્રિકેટ રમ્યા કરો અને મારી છોકરી વનલતાને પરણવાનો લોભ છોડી દો. ચાલો, સાહેબજી." હિંમતલાલ શેઠે આટલું કહ્યું અને પછી પોતે જ ઊઠીને ચાલતા થયા. બિચારો રમણ મહેતા એમનો એમ ઊભો જ રહી ગયો !

પણ એમ એ ઊભો પણ ક્યાં સુધી રહે ? હિંમતલાલ શેઠ દેખાતા બંધ થયા એટલે દીર્ઘ નિશ્વાસ મૂકીને રમણ એક ખુરશી ખસેડીને બેઠો અને બોયને બીજી ચાહ લાવવાનો ઓરડર આપ્યો. થોડી વારમાં તેના બે મિત્રો આવી પહોંચ્યા : એક પૈસાદાર પણ બ્રીફલેસ બૅરિસ્ટર ધનંજય અને બીજો જાણીતો સીનેમા સ્ટાર કૈલાસ. રમણે બંનેને આવકાર તો આપ્યો, પણ પેલા બે ચતુર માણસો તરત ચેતી ગયા કે દાળમાં કાંઈક કાળું છે. એટલે ધનંજયે આ પ્રમાણે અનાયાસે તહોમતદારની ઉલટપાલટ તપાસ કરવાની તક મળી તેનો પૂરેપૂરો ઉપયોગ કરવા માંડ્યો. કેસોના અભાવે ધનંજયનું મૂળ વાચન જાસુસી કથાઓનું હતું એટલે એણે જ્યારે રમણની વાત સાંભળી અને ખાસ કરીને હિંમતલાલ શેઠના છેલ્લા ઉદ્ગાર સાંભળ્યા કે કાં તો ધંધો કરી બતાવો, કાં તો બહાદુરી બતાવો ત્યારે એનું મગજ એકદમ કામ કરવા મંડી પડ્યું.

"રમણ ! તું જિંદગીમાં કોઈ પણ જાતનો ધંધો કરી શકે એવો કશો સંભવ લાગતો નથી," ધનંજય બોલ્યો.

"તું જો બૅરિસ્ટરનું કરે તો રમણ ધંધો કરે," કૈલાસે કહ્યું.

"મારો અને તારો અત્યારે વિચાર કરવાનો નથી. આપણે બે તો પરણીને બેઠા છીએ. અત્યારે આપણે રમણને કેવી રીતે હિંમત જેઠાની છોકરી મળે એનો વિચાર કરવાનો છે." ધનંજયે વાતને રસ્તે આણી.

"એ છોકરી બાપની ઇચ્છા વિરુદ્ધ પરણી જાય તો શું?" કૈલાસ બોલ્યો.

"અરે ભાઈ, છોકરી બાપની ઇચ્છા વિરુદ્ધ પરણવાની ના પાડે છે એ જ મોટી પંચાત છે ને," રમણે હતાશ થઈને કહ્યું.

"ઓહ, આઈ સી!" કૈલાસે આટલું કહીને સિગારેટ સળગાવી.

"કૈલાસ! તમારી લાઈનમાં ભેજાંની જરૂર નથી એટલે તું ફાવ્યો છે. આવી બાબતમાં ડહાપણ ન કર," ધનંજયે કહ્યું.

"ત્યારે તું ડહાપણ કરીને રમણનો ઉદ્ધાર કર. હું ક્યાં ના કહું છું?" કૈલાસ બોલ્યો.

"હું તે જ વિચારમાં છું. પણ તું વચમાં અર્થ વગરનું બોલી બોલીને મને વિચાર કરવા દેતો નથી ને!" ધનંજયે કહ્યું, "પણ મારું ડીટેક્ટીવ વાર્તાઓનું વિશાળ વાચન મને આમાં જરૂર કામ લાગશે."

"તો તો સારું," રમણે કહ્યું.

"અરે હા, હં! ના ના, પણ કેમ નહિ બને? જો ની, બિરાદર, તું તાતા સ્ટીલના ઓરડીનરી, ડીફર્ડ વગેરે શેરો એટલી સંખ્યામાં ખરીદી લે કે તાતાવાળાઓ તને એમની કંપનીમાં ભાગીદાર બનાવે," ધનંજય બોલ્યો.

"મારા કરતાં વધુ ભેજાંની હયાતી આમાં મને જણાતી નથી," કૈલાસે હસી પડીને કહ્યું.

"યાર પૈસા લાલવા ક્યાંથી?"

"હંઅ, ત્યારે, સરકારમાં કાંઈ મોટો ઓદ્દો લઈ લે તો!" ધનંજયે પૂછ્યું.

"વાઈસરૉય કે કમાન્ડર–ઈન–ચીફ થવાની મેં ના પાડી નથી. પણ એ મળે ત્યારે કે ની! વનુએ – વનલતાએ મને છએક માસ–પહેલાં

બહુ કહ્યું ત્યારે મેં નોકરીની પણ તલાશ કરેલી, પણ સો ઉપરથી કોઈએ એક રૂપિયો પણ મને લેવાને માટે વધારે કહ્યો નહિ," રમણ બોલ્યો.

"હાં હાં! મારી ખાતરી હતી કે આ ધનંજયનું વાચન એને દગો નહિ દે. બસ, બિરાદર! મારી યોજના તૈયાર છે. માત્ર એમાં વનલતાની સંમતિની ખાસ જરૂર છે. તે આપણે મેળવી લઈએ," ધનંજયે ઉત્સાહથી કહ્યું.

"પણ વનલતાને મળવાનું હમણાં હમણાં મારે માટે અઘરું બની ગયું છે," રમણ નિરુત્સાહથી બોલ્યો, "છતાં હું મળી લઈશ. બોલો, તમારી શી યોજના છે?"

ધનંજયે પોતાની યોજના સંભળાવી. કૈલાસને તો એમાં ભાગ લેવામાં ખૂબ આનંદ પડશે એમ લાગ્યું. રમણ જરા ઢીલો થયો, પણ બીજો માર્ગ જણાતો ન હતો એટલે એને પણ એમાં હા પુરાવવા સિવાય બીજો છૂટકો ન હતો.

મિત્રો છૂટા પડ્યા. રમણ મુશ્કેલીથી વનલતાને મળ્યો અને એની સંમતિ પણ એણે લઈ લીધી. કાળજીથી યોજના તૈયાર કરી દીધી.

* * *

પોતાની નામરજી છતાં, પુત્રીના આગ્રહને વશ થઈ, હિંમતલાલ શેઠ વાલકેશ્વરથી ટેક્સીમાં વરલીને દરિયે ગયા. ટેક્સીને ત્યાં છોડી દીધી. સાંજ પડી. અંધારું પણ થયું. વરલીના તે ભાગમાં હજી તે વેળા પૂરા બંગલા બંધાયા ન હતા. માણસોની અવરજવર બહુ ઓછી – નહિ જેવી – હતી. પિતાએ પાછા જવા કહ્યું. પુત્રીએ આસપાસ જોયું ત્યાં અંધારામાં એક કાર ઊભી દેખાઈ. "નસીબે ટેક્સી પણ મળી ગઈ. ચાલો." કહીને પુત્રી ઊભી થઈ. પિતા પણ ઊઠ્યા અને બંને કારમાં બેઠા. કાર ચાલી.

કાર કાંઈક ત્વરાથી ઊપડી. પુત્રી અનેક પ્રકારની વાતો કરીને પિતાને વાતમાં મશગૂલ બનાવતી હોય તે પ્રમાણે એકધારું બોલી. એટલામાં કાર એક સાવ નિર્જન જણાતા સ્થાને એક નાના બંગલા આગળ ઊભી રહી. કાર હાંકનાર નીચે ઊતર્યો અને સામેથી એક બીજો પુરુષ પણ લગભગ લશ્કરી પોષાકમાં ત્યાં આવી ઊભો રહ્યો. બંનેએ રીવૉલ્વરો કાઢી અને પિતા–પુત્રીને, એક પણ શબ્દ બોલ્યા વિના બંગલામાં જવાનું કહ્યું. મુંબઈની સહી-સલામતીને ટેવાયેલા હિંમતલાલે વિરોધ ઉઠાવવાનું શરૂ કર્યું, પણ એક પુરુષે રીવૉલ્વરથી જ પડખામાં ગોદો માર્યો એટલે શેઠનો વિરોધ શાંત થઈ ગયો. બંગલામાં એ બંનેને ઉપલે માળે લઈ જવામાં આવ્યાં. ત્યાં નાનો ઝાંખો દીવો બળતો હતો.

"હાહાહા ! કેમ શેઠજી ! પાંચ – પંદર દિવસ અહીં ફાવશે ખરું ને ?" એક પુરુષે વિકટ હાસ્ય હસીને કહ્યું.

"પણ–પણ–" હિંમતલાલે તતપપ અવાજે બોલવા માંડ્યું.

"બાપુજી, ના બોલો. એ મૂઆ તો આપણને મારી નાખશે,' પુત્રીએ ગભરાતે અવાજે કહ્યું.

"બોલવા દો, બોલવા દો, અમારે વાંધો નથી. પણ ઊભા ઊભા શીદ બોલો છો ? બેસીને બોલો," પેલા પુરુષે મૂછ ઉપર તાલ દેતાં અને રીવૉલ્વર રમાડતાં કહ્યું.

"આનું કારણ શું ?" શેઠે પૂછ્યું.

"કારણ બીજું શું હોય ? તમે મિલો ચલાવીને લાખો રૂપિયા કમાઓ ત્યારે અમે આવા ધંધા કરીને થોડા તો કમાઈએ ને ! અમે કહીએ તેટલા રૂપિયાનો બંદોબસ્ત કરશો તો તમને જરા પણ ચિંતા કરવા જેવું રહેશે નહિ," બીજા પુરુષે વધારે કઠોર રીતે કહ્યું.

"કેટલાક રૂપિયા ?" શેઠે પૂછ્યું.

"અમારે વધારે જોઈતા નથી. અમે ચાર જણ છીએ. આઠ લાખ બસ થશે," બીજા પુરુષે એક સિગારેટ સળગાવતાં કહ્યું.

"આઠ લાખ રૂપિયા ?" હિંમતલાલે અકળાઈને કહ્યું, "એક પાઈ પણ નહિ આપું."

"તો કાંઈ નહિ. તમારે તો હવે આમેય કેટલાં વરસ કાઢવાં છે ! પણ આ તમારી જુવાન છોકરીને નાહક મોતના પંજામાં શીદ મૂકતા હશો ?" પેલાએ જવાબ આપ્યો.

"એ તો પહેલાં પહેલાં બધાં જ એમ કહે છે. એમ રૂપિયા ઓકી દેતાં કોને સારું લાગે ?" પહેલા પુરુષે કહ્યું, "પણ ત્રણ–ચાર દિવસમાં સીધા થઈ જશે."

"ઠીક ત્યારે, આપણને પણ ક્યાં ઉતાવળ છે !" બીજાએ કહ્યું, "જુઓ, થોડી વારમાં તમારા માટે ખાવાનું આવશે. આજે અચાનક તમે મળી ગયા એટલે કદાચ તમારા મોભાને છાજે તેવું ભોજન અત્યારે તમને નહિ મળે, પણ કાલથી તમારે કહેવું નહિ પડે. સિગાર, સિગારેટ પણ મૂકી જશે."

"પણ જોજો હોં ! કાંઈ અડપલાં કરવા ગયા તો ભગવાનનું નામ લેવા જેટલો પણ વખત નહિ મળે !" જતાં જતાં એક બોલ્યો.

× × ×

જમવાનું પતી ગયું. પોતે બે સિવાય બીજું કોઈ હાજર નહોતું એટલે હિંમતલાલને સિગાર સળગાવીને પીવાની હિંમત આવી હતી. ગભરાટ તો ઓછો નહોતો થયો, પણ બીજો ઉપાય ન હતો. એટલે શેઠ ઉદાસ ચિત્તે સમુદ્રનું ગર્જન સાંભળી રહ્યા હતા. વચમાં એ એટલું બોલ્યા : "દીકરી ! આવી જગ્યાએ ફરવા જવાના તારા ચાળામાં આપણે આ ઉપાધિમાં આવી પડ્યાં. પણ તું પણ શું કરે ? કોણ માને કે મુંબઈ જેવા શહેરમાં વરલી ઉપર આ પ્રમાણે ડાકુઓ માણસને ઉઠાવી જતા હશે !"

"પણ હવે કરવું છે શું?" પુત્રીએ પૂછ્યું.

"શું કરવું? આવી રીતે પુરાઈએ તો અનેક રીતે છટકી જવાનું આપણે વાર્તામાં વાંચીએ છીએ કે સિનેમામાં ફિલ્મમાં જોઈએ છીએ. પણ આપણાથી એ રીતે થોડું જ નસાય એમ છે!"

'ત્યારે? આમને હાથે મરી જવું? બાપુજી!" પુત્રીનો અવાજ કંપ્યો.

"હજી તો આ લોકો સલુકાઈથી વરતે છે. આંખ કાઢશે ત્યારે રૂપિયાની જોગવાઈ કરશું. પણ સાળા માગે છે પણ કેટલું? આઠ લાખ!" પિતા બોલ્યા.

થોડી વાર મૌન સેવાયું. પછી પુત્રી વળી બોલી: "બાપુજી, આઠ લાખ આપતાં પણ એ લોકો આપણને જતાં કરે એમ કેમ ધારી શકાય? રૂપિયા મળે એટલે પછી આપણને જરૂર એ લોકો મારી નાખવાના." પુત્રીના અવાજમાં એક પ્રકારની ધ્રુજારી સ્પષ્ટ જણાતી હતી.

"પણ દીકરી, તો પછી કરવું શું? "હિંમતલાલે કહ્યું.

"મને એક વિચાર સૂઝે છે," પુત્રી બોલી.

"શો?"

"જમવાનું લાવનાર માણસ જ આપણો ચોકીદાર જણાય છે. એને પૈસાની લાલચ આપીને આપણે ફોડીએ," વનલતા બોલી.

"એટલે શું એ આપણને છોડી દે! કે જઈને પોતાના બાપ પોલીસને કહે?" શેઠે પૂછ્યું.

"એમ તમે અકળાઓ છો શા માટે? તમે કહેતા હો તો હું નહિ બોલું," વનલતા બોલી.

"દીકરી, આવે વખતે હું ચીડવાઈ જાઉં એ સ્વાભાવિક છે. મારે તો જાણે ઠીક, પણ તારી જિંદગી આવા ભયંકર જોખમમાં

છે તેનું મને નહિ લાગતું હોય? બોલ, બોલ, તું શું કહે છે?" શેઠે પૂછ્યું.

"આપણે આ ચોકીદારને ફોડીને રમણને ચિઠ્ઠી મોકલીએ તો?" પુત્રીએ કહ્યું.

"અરે ભોળી દીકરી! અત્યારે આપણા જાન જોખમમાં નહિ હોત તો હું એટલું હસત! તું તે કાંઈ ગાંડી બાંડી થઈ છે! આખી જિંદગીમાં જે માત્ર છોકરાંની રમત રમ્યો છે તે અહીં કાળના મોંમાં આવીને આપણને ઉગારે! ઊલટાંનો એ જો પોલીસ–બોલીસને ખબર આપશે તો પોલીસ બહાર આવશે ત્યાં આ દુષ્ટો આપણને ઠાર કરશે," શેઠે જવાબ વાળ્યો.

"પોલીસને ખબર ન આપતાં કાંઈક માર્ગ નીકળે તો જ કાઢવો એમ હું ચિઠ્ઠીમાં લખું. તમને એની સામે નાહકની રીસ છે. બાકી ઈંગ્લંડમાં ક્રિકેટ રમી રમીને અંગ્રેજોએ નેપોલીઅનને પણ હરાવ્યો હતો. અને વળી એ આટલામાં જ રહે છે. ચિઠ્ઠી તો લખી જોઈએ," વનલતા બોલી.

"દીકરી, તું અને તારા જેવાં કેટલાં એ રમત પાછળ ઘેલાં થઈ ગયાં છો. બાકી ક્યાં એ નેપોલીઅનને હરાવનાર વેલીંગટન અને ક્યાં પેલો શેકેલો પાપડ ન ભાંગી શકે એવો રમણ મહેતા! છતાં તને ફાવે એમ કર. પણ ઓડનું ચોડ ન વેતરાય તેટલું જોજે. તારી હજાર ચિઠ્ઠીથી પણ રમણભાઈ અંધારું થયા પછી ઘરની બહાર નીકળવાની હિંમત કરે એ હું માનતો નથી," હિંમતલાલ બોલ્યા.

"કરી જોવામાં શો વાંધો છે? આમે મરવા તો બેઠાં છીએ," આટલું બોલીને વનલતાએ ચિઠ્ઠી લખી. બહારના બારણા આગળ ચોકીદાર બેઠો હતો. તેની સાથે કંઈક ગુસપુસ કરી અને પછી પાછી આવીને એક ખુરશીમાં બેઠી.

"શું થયું?" શેઠે પૂછ્યું.

"માણસ પલટચો તો ખરો. ચિઠ્ઠી બરાબર પહોંચશે ખરી. પછી તો જે થાય તે ખરું," વનલતાએ જવાબ આપ્યો.

"થવાનું શું હતું? ચિઠ્ઠી વાંચીને ગભરાઈને, રડીને પલંગ પર સૂઈ જવાના એ રમણભાઈ! ગભરામણમાં પોલિસની ધમાલ ન કરે તો સારું. 'નહીં' તો બચાવવા કરતાં આપણને યમપુરીમાં મોકલી આપશે," હિંમતલાલે કહ્યું.

"હું એમ નથી ધારતી. લારવૂડ, મેકડોનલ્ડ, ફાર્ન્સ વગેરે જેવા ફાસ્ટ બોલરો સામે ઊભા રહેવું, ફર્સ્ટકલાસ બેટ્સમેનોના બેટ આગળ લગભગ જઈને બોલ ઝીલી લેવા એ બધામાં બહાદૂરી વિના ચાલે જ નહિ. અને અક્કલ પણ જોઈએ જ." વનલતાએ આટલું બોલી આંખ વીંચી દીધી.

ચારેક કલાક વીતી ગયા હશે. હિંમતલાલ શેઠ પલંગ ઉપર આમતેમ પાસાં ફેરવતા જાગામેટાની સ્થિતિમાં હતા. વનલતાએ કદાચ થોડી ઊંઘ લઈ પણ લીધી હોય. એટલામાં બંગલાના પાછલા ભાગની બારી ઉપર ટકોરા થયા. થોડા ટકોરા સાંભળ્યા કે હિંમતલાલ ઊઠ્યા અને બારી પાસે જઈને ધડકતે હૈયે ઊભા. તેમણે દીકરીને જગાડવાની જરૂર જોઈ નહિ. પછી ધીમે રહીને હિંમતલાલે પોતાની બાજુ તરફથી બે-ત્રણ ધીમા ટકોરા માર્યા. એનો સામો જવાબ મળ્યો અને પછી ધીમેથી બારીનો કાચ નીકળીને બારીને પેલે પડખે ઊભેલ માણસના હાથમાં ધીમે રહીને પડ્યો. અંધકારમાં પણ શેઠે રમણનો અવાજ સાંભળ્યો અને ઓળખ્યો : "કોણ હિંમતલાલ શેઠ? વનલાત-વનુ કેમ છે? સહીસલામત છે ને?"

જવાબમાં શેઠે હા પાડી એટલે રમણ પાછો બોલ્યોઃ "વખત ખોવામાં માલ નથી. ઝટ કરો! તમે પહેલાં આ સીડી ઉપરથી ઊતરો. જોજો. પગ સરશે કે અવાજ થશે તો ત્રણેનું મોત છે. હું વનુને લઈને આવું છું."

બારી ઊઘડી. શેઠ બહારના પાછલા કઠેરામાં ઊતર્યા અને ત્યાંથી ભગવાનનું નામ જપતા સીડી ઉપરથી નીચે પણ ગયા. પાછળ રમણ અને વનલતા આવ્યાં. ચૂપચાપ ત્રણે ચાલ્યાં. પોતે ક્યાં છે અને ક્યાં જાય છે એનું જરા પણ પોતાને ભાન ન હતું અને ગાઢ અંધકારમાં ખાસ કશું દેખાતું નહોતું તેમજ આ જીવસટોસટનું કામ હતું, છતાં શેઠ એટલું તો જાણી શક્યા કે રમણ અને વનલતા જોઈએ તે કરતાં વધારે એકેકને અથડાઈને ચાલતાં હતાં. થોડી વારમાં એક પ્રચંડ કાર આગળ ત્રણે આવી પહોચ્યાં. પેલો ચોકીદાર પણ લપાતો છૂપાતો ત્યાં ઊભો હતો. એને રમણે નોટોનો ચોડો સરકાવ્યો હોય એમ શેઠને લાગ્યું.

રમણે શેઠને મોટર હાંકનાર પાસે બેસાડ્યા અને પોતે અને વનલતા પાછળ બેઠાં. મોકટકારે થોડી વારમાં ઝડપ પકડી. એના અવાજને વીંધીને પણ 'વનુ' અને 'રમુ'ના નામો વારંવાર હિંમતલાલના કાને સંભળાયા કર્યાં, એટલું જ નહિ પણ ત્રણ જણ માંડમાંડ બેસી શકે એટલી જગ્યા હતી છતાં રમણ અને વનલતા એવી રીતે બેઠાં હતાં કે બીજાં બે જણ આરામથી બેસી શકે. પણ એ વખતે શેઠ વિરોધ કરવા જેવી સ્થિતિમાં ન હતા. કાર વાલકેશ્વર પહોંચી.

× × ×

અમદાવાદમાં ભવ્ય રીતે હિંમતલાલ જેઠાલાલની એકનીએક પુત્રી વનલતાનાં લગ્ન સારા મુલકમાં મશહુર ક્રિકેટિયર રમણ મહેતા જોડે થયાં. રમણના મિત્રોમાં કૈલાસ અને ધનંજયે પણ હાજરી આપી હતી. એમના અવાજ અને અમુક પ્રમાણમાં એમની આકૃતિ પણ શેઠ હિંમતલાલને પરિચિત લાગી. પણ એઓ અગાઉ ક્યાં મળ્યા હતા તે યાદ કરવાને તેમણે ઘણો યત્ન કર્યો છતાં હિંમતલાલને કાંઈ યાદ આવ્યું નહિ. ધનંજય અને કૈલાસને પણ શેઠ મળ્યા હોય એમ યાદ ન હતું એટલે વાત એટલેથી જ અટકી.

## ૩૦. દસ વૃદ્ધ સાવજ

એક નાના રેસ્ટોરાંમાં પાંચ-સાત માણસો બેઠા હતા. દરેકની પાસે વિલાયતી દારૂનો એકેક ગ્લાસ પડયો હતો. કેપ્ટન વિકટર છકસ બોલ્યો :

"દારૂ બનાવવાના પ્રેસમાં તમે જેમ દરાખને પીસો તેમ ભલે તમે માણસોને પીલો, તેમનામાંની જરીયે જરી મીઠાશ તમે કાઢી નાખો, એ પગે કચરાયેલ કચરા જેવા જણાય ત્યાં સુધી તેમને છૂંદો, — તમે એ બધું કરી શકો છો ! પણ તમે એક વાત ન ભૂલતા કે છૂંદાયેલ, કચરાયેલ, પિસાયેલ દ્રાક્ષના પાકમાંથી બ્રાન્ડી બને છે.— ઘણો નહિ પણ સખ્ત — અને એ બ્રાન્ડીનો માત્ર એક ઘૂંટડો એ છૂંદાયેલ સારાય દ્રાક્ષના પાકના સ્વભાવ અને બળના પ્રતીક રૂપે છે. હું શું બોલું છું તે તમે સમજો છો ને ? માણસો એ પ્રકારના હોય છે. એક પ્રજાને ભલે તમે નીચોવી નાખો, તેને છૂંદી સપાટ કરી નાખો અને એના રુધિરનું એકેએક ટીપું નીચોવી નાંખો. પણ સાંભળો : એ છૂંદાયેલ, સપાટ થઈ ગયેલ પ્રજામાંથી બળવાન અને પ્રાણવાન મદિરા ઉત્પન્ન થશે. જરૂર, એમ થવાનું જ. દ્રાક્ષની ભીંસમાંથી મદિરાની ભવ્યતા અસ્તિત્વમાં આવે છે ! લોકોની યાતનામાંથી પ્રજાની ભવ્યતા ઉત્પન્ન થાય છે !

"તમે દ્રાક્ષના બાહ્ય રૂપને છૂંદી નાંખો, પણ એ ક્રિયાથી તમે

એને અંતિમ ભવ્યતા અર્પી છે. માણસની બાબતમાં પણ એમ જ બને છે. માણસ કસોટી વિના સહેલાઈથી બગડી જાય–દ્રાક્ષની પેઠે–તેવી નરમ વસ્તુ છે. પણ ભીંસ અને અંધારી કોટડી જેમ દ્રાક્ષમાંથી અમર મદિરા ઉત્પન્ન કરે છે તેમ માણસમાં પણ અમર અને અડગ નિશ્ચય ઉપજાવે છે !

"હું ફ્રેંચમેન છું; છૂંદાયેલ દ્રાક્ષમાંનો એક છું. પણ અત્યારે હું જ તમને કહી રહ્યો છું કે આ પળે પણ અંધકારમાં દ્રાક્ષની પેઠે અસંખ્ય માનવીઓના રુધિરમાંથી ટપક ટપક ટીપાં ટપકતાં રહે છે, અને મારી પ્રજાનો અડગ, અણુનમ, અદમ્ય, અમર જુસ્સો એકઠો થતો જાય છે.

"મારા તરફ જુઓ : વહેતા ઝરામાં કપડાં ધોવાય તેમ મેં માર ખાધો છે. જેમ ઘાસ ચગદાય તેમ મને ચગદવામાં આવ્યો છે. પણ 'દશ શૂરા સાવજ' સાથે મેં જ મોતનો સામનો કર્યો હતો."

અને કેપ્ટન વિકટર ઇકસે અંગ્રેજી દારૂનો ગ્લાસ મોંએ માંડતાં ઘેરા બુલંદ અવાજે કહ્યું : "દસ શૂરા સાવજ અને ફ્રાંસની ભવ્યતર ભવ્યતા ખાતર !" એ ગ્લાસ ગટગટાવી ગયો અને બોલ્યો : "હવે સાંભળો."

"અમે પાછા હઠચા એ વિશે મારે ખાસ કશું કહેવાનું નથી. એ પીછેહઠ ભયંકર અને સર્વ રીતે નાશવંત હતી. મારા મોતની છેલ્લી ક્ષણ સુધી એ પરાજયની અસહ્ય ગંધ મારા નાકમાં રહેશે; એ અસહ્ય ગંધ, એ વિપરીત વિનાશની ગંધ, ફાટે તેવા ગોળાઓના ધુમાડા સાથે પેટ્રોલ અને સળગતાં તેલની તેમ જ ધૂળ અને રાખની ગંધ. એ ગંધ જર્મન ધસારાની હતી. જંગલમાં જેમ મોટી કીડીઓ વિરાટ સમુદાયમાં ધસતી આવે તેમ પોતાના મરેલા સિપાઇઓની ઉપર થઈને જર્મન સૈનિકો આવતા હતા. ટેંકો રાક્ષસો પેઠે ગર્જના કરતાં ચાલ્યાં આવતાં હતાં. મોટાં દેવળોથી પણ મોટાં

લાગતાં, ગોળા અને ગોળીઓ છોડતાં ટેંકો, જાણે મોટું શહેર પૈડાં ઉપર ધસતું હોય તેમ, આગળ ને આગળ આવતાં જતાં હતાં. અને ઉપર, શયતાનના સિપાઈઓનાં અગણિત ટોળાં નર્કમાં પડતાં હોય તેમ, યુદ્ધવિમાનો હૈયાં ફાડી નાખતી ચીસો પાડતાં હતાં. દોસ્તો ! એ શબ્દ સિવાય બીજો શબ્દ મને એને માટે જડતો નથી. એના એકલા અવાજે અમને પથ્થર જેવા થંભાવી દીધા. પણ અમે ત્યાં ને ત્યાં ઊભા રહ્યા. જે શક્ય હતું તે મારી ટુકડીએ કર્યું. હું લગભગ દીવાનો બની ગયો. હું લવારો કરવા મંડ્યો. ગાંડાની પેઠે મેં ગાળો ભાંડવા માંડી. પણ મારી ટુકડીના એક પછી એક માણસો પડતા ગયા. મારો જૂનો દોસ્ત લેફ્ટેનન્ટ ઝેવીઅર પણ પડ્યો. જાણે માંસ કપાતું હોય તેમ ફ્રેંચ લશ્કર કપાઈ ગયું; જાણે અનનસના ટુકડા થતા હોય તેમ તેના ટુકડે ટુકડા થઈ ગયા. પાસેના પુલને તોડી નાખવો જોઈતો હતો, પણ કોઈએ તેમ કર્યું નહિ, એટલે કાળાંશાહી વાદળાં પેઠે ટેંકો આવ્યાં. ફ્રાંસ તેની છેલ્લી આંકડી અનુભવતું જમીનદોસ્ત થતું હતું. જર્મની તેનું ગળું દબાવી રહ્યું હતું. ટેંક અને આકાશી નૌકા રૂપી અંગૂઠા ફ્રાંસની ધોરી નસને ગૂંગળાવી રહ્યા હતા. અમે માત્ર ડચકાં ખાઈ શકતા હતા અને પગ પછાડી શકતા હતા. અને એ પછાડા પણ ધીમા પડતા ગયા. અમારું માથું ઘૂમરીએ ચઢ્યું. સનેપાત ! અંધકાર ! મારી ટુકડીમાં માત્ર સત્તર માણસો રહ્યા.

"મેં એમને પાછળ હઠાવ્યા. પછી હું શરમાયો. મેં એમને ફરીથી આગળ લઈ જવાનું કર્યું. તેમણે મને અટકાવ્યો. હું જખમી થયેલો હતો અને પૂરેપૂરી શુદ્ધિમાં ન હતો.

"જી હા. જેને તમે અત્યારે તમારી સામે આ બધી વાતો કરતો જુઓ છો તે વિક્ટર હ્યુક્સ પોતાની ટુકડીના જીવતા રહેલા સત્તર માણસોને લઈને પાછો હઠ્યો.

"તે વખતે મેં એમ વિચાર કરેલો કે, હું પાછો હઠું છું પણ આખું સૈન્ય તો ટકી જ રહ્યું હશે. એટલે એની સાથે હું પાછો આગળ વધીશ અને જર્મનોને બર્લિન સુધી પહોંચાડી આવીશ. તે વખતે મને એ ખબર નહોતી કે દુશ્મનોને માટે માર્ગ તૈયાર કરી રાખવામાં આવ્યો હતો — કે ફ્રાંસ દુશ્મનોના હાથમાં વેચાઈ ચૂક્યું હતું. આવી વાતો શક્ય હોય એ માનવાને હું તૈયાર ન હતો.

"સર્વ દેશદ્રોહીઓના પતનાર્થે હું આ કડવા અને ખરાબ બિયરનો એક વધારે ગ્લાસ પીવા તૈયાર છું અને ત્રીજો ગ્લાસ એ 'દશ શૂરા સાવજો' માટે......ટોલી ગામના એ દસ વૃદ્ધ છતાં ભવ્ય સાવજો ખાતર !

"અમે પાછા હઠતાં ટોલી નામના એક નાનકડા ગામડામાં જઈ પહોંચ્યા. હું બાળક હતો ત્યારે આ ગામડામાં થોડો સમય રહી ગયેલો એથી હું એનાથી ઠીક ઠીક પરિચિત હતો. અનેક નાનાં ગામડાં જેવું એ પણ એક નાનું ગામડું હતું. કોઈ પણ મહત્ત્વનો પ્રસંગ ત્યાં બનતો નથી. જિંદગી ધારણ કરીને તેને ટકાવી રાખવા સિવાય કોઈ મનુષ્ય ત્યાં ભાગ્યે બીજું કામ કરે છે. બીજાં હજારો ગામડાંથી આ ગામડું જુદું તરી આવે છે—માત્ર એક બાબતમાં : ત્યાં એક સાધારણ સિપાઈગૃહ છે.

"નેપોલિયન બોનાપાર્ટની પડતી પછી એક સિપાઈગીરીના પ્રશંસક દારૂના વેપારીએ દસ નાનાં ઝૂંપડાં બંધાવ્યાં અને તે તેણે યુદ્ધમાં લડી લડી રીઢા બનેલ દસ વૃદ્ધ સિપાઈઓને વિના ભાડે રહેવાને આપ્યાં. તે ઉપરાંત તે વેપારીના વસિયતનામા પ્રમાણે એ દસ સિપાઈઓને દર અઠવાડિયે દારૂ અને તંબાકુ માટે અમુક રકમ અપાતી. ગામ તરફથી ત્યાં બળતણ અને દીવાનો પ્રબંધ પણ થઈ ગયો. આ પ્રમાણે, પોતાના પેન્શન અને આ સગવડથી દસ વૃદ્ધ

સિપાઈઓ મૃત્યુની વાટ જોતા અમુક રીતે શાંતિથી પોતાની જિંદગી ત્યાં ગાળી શકતા. આ દસ જણ દયા ઉપજાવે તેવા હતા.

"તેઓનું આખું જીવન છાવણીમાં અને બરાકોમાં ગયું હતું. તેમને સિપાઈગીરી સિવાય બીજા વિષયનું જ્ઞાન ન હતું. વસિયતનામાના કાયદા પ્રમાણે જે સિપાઈને કોઈ સગુંવહાલું ન હોય તે સિપાઈને જ આ ઝૂંપડામાં રહેવાનું મળતું. એથી ટોલી ગામના આ દસ રીઢા સિપાઈઓ, જેઓ હાલ સ્વર્ગમાં છે અને જેઓએ પોતાની આખી લાંબી જિંદગી ફ્રાંસના લશ્કરમાં જ ગાળી હતી, તેઓ દુનિયામાં એકલા જ હતા.

"હું જ્યારે નાનો હતો અને ટોલી ગામમાં રહેતો હતો ત્યારે એમને વારંવાર જોતો. પેન્શનમાંથી તેઓ પોતાની જરૂરિયાત વસાવતા. દર શનિવારે તેમને દારૂ અને તંબાકુ માટે ત્રણ ત્રણ ફ્રાંક મળતા. એથી તે દિવસે બરાબર પોણાબારે તેઓ કાફે રોશના રેસ્ટોરાંમાં જતા અને પોતપોતાના પૈસામાંથી ધોળો અને લાલ દારૂ લઈને બીડી પીતા અને વાતો કરતા બેસતા. એમનાથી લોકોને આનંદ મળતો. તેઓ આખો વખત જે લડાઈઓ લોકો સાવ ભૂલી ગયેલા તે લડાઈઓની અને જે સ્થળોનાં નામ પણ લોકોએ સાંભળેલાં નહિ તે સ્થળોની વાત અને ચર્ચા કર્યા કરતા.

"કોઈ કોઈ વેળા કોઈ ત્રાહિત આદમી આનંદની ખાતર તેમને પૂછતો : 'પછી પેલી ઈંડો–આપવાની લડાઈનું શું થયેલું ?' તરત એ દસમાંનો એકાદ પોતાનાં સાહસ અને બહાદુરીનું વર્ણન કરવા મંડી પડતો અને પછી તે ત્રાહિત એમને દારૂ પિવડાવતો. કોઈ વેળા એ દસમાંનો કોઈ ભાન ભૂલી જવાય એટલું પણ ચડાવી દેતો. પરિણામે એ વર્ષોથી ભૂલાઈ ગયેલાં ગીતો પોતાના લગભગ મૃતવત કંઠથી ગાતો. અને લગભગ સિત્તેર વર્ષના દારૂડિયાને પોતાનો ટેકો આપીને લગભગ બોતેર વર્ષનો બીજો સિપાઈ પોતાને ઉતારે લઈ જતો તે જોવાની લોકોને મજા પડતી.

"તેઓ બિચારા અતિવૃદ્ધ અને ચીંથરેહાલ હતા. તેમને અન્ન તો પૂરતું મળતું, પણ પીવાનું અને બીડીઓ બહુ ઓછી મળતી. કેટલીક વાર તો તેઓ ભીખ માગવા જેવું પણ કરતા. અને કેટલીક વાર તો તેઓ વાડીમાં થોડું કામ કરવાનું માથે લેતા અને તેના બદલામાં દારૂ અને તંબાકુ લેતા. કોઈ વાર તેઓ બીજાને હેરાનગતીરૂપ પણ થઈ પડતા. કોઈ કોઈ વાર તેઓ ભાન ભૂલી જતા ત્યારે ભયંકર ગાળો પણ બોલતા અને જેમ જેમ વૃદ્ધ થતા ગયા તેમ તેમ ઘણી વાર તેઓ પોતાનું ભાન ભૂલી જતા.

"તેઓ ઘણુંખરું ભૂતકાળની લડાઈઓની જ વાત કરતા; અને વાત કરતા ત્યારે પોતાના અતિશય પાતળા હાથ હવામાં ખૂબ વીંઝતા. એક સાર્જન્ટ મેજર એંશી વર્ષનો હતો અને એનો મોટો ભાઈ સેડાનની લડાઈ લડેલો. તે પોતે ઉત્તર આફ્રિકાની લડાઈની એક વાત કહેતો કે એક મોટો પથ્થર ઉથલાવી પાડીને તેણે પોતાના કમાંડરની જિંદગી બચાવેલી. તેમની છાતી ચાંદોથી હમેશાં ભરાયેલી રહેતી. તેઓ બધા ભવ્ય દેખાવની મોટી મૂછ રાખતા. તેઓ હજામત કરવામાં નિયમિત હતા અને ટટાર ચાલતા.

"ટોલી ગામના લોકો એ દસ જણાને ટોલીના 'દસ વૃદ્ધ સાવજ' કહેતા.

"તમને મેં કહ્યું તે પ્રમાણે અમે તદ્દન થાકીને લોથપોથ થઈ ગયેલા, લગભગ મરવાની અણી ઉપર આવેલ સ્થિતિમાં ટોલી ગામમાં દાખલ થયા. ગામ છેક ખાલી થઈ ગયું હતું. લોકો નાસી ગયા હતા. પડઘો પડે એવી નિરવ શાંતિ સર્વત્ર પ્રસરી રહી હતી. 'આ શું થયું?' મને વિચાર આવ્યો. અમે કાફે રોશ પાસેથી પસાર થયા. ત્યાં અંદર આનંદનો અક્કલવિહોણા જર્જરિત મનુષ્યોના હસવાનો અવાજ અમે સાંભળ્યો.

"હું લથડિયાં ખાતો રેસ્ટોરાંના બારણા સુધી પહોંચ્યો. કાફે ખાલી હતું. માત્ર પેલા દસ વૃદ્ધો ત્યાં બેઠા હતા. ઉત્તમ દારૂની

બાટલીઓ તેમની પાસે પડી હતી. તેમાંના આઠ જણ મોટી સિગાર પીતા હતા. હાજી, તેઓ પેલા 'દસ શૂરા સાવજ' હતા. હું થાકથી લગભગ બેભાન થવાની તૈયારીમાં હતો. મેં પૂછયું: 'કોણ સારજંટ બોનેફાં?'

"અને જવાબમાં એક ઘરડા માણસે કહ્યું: 'હાજી. હું જ.' આટલું કહીને એ એકદમ ઊભો થઈ ગયો. 'પંદર વર્ષ પહેલાં મેં તમને જોયેલા તે દરમ્યાન અમારામાંના ચાર મરણ પામ્યા છે અને એમની જગ્યાએ ચાર નવા આવ્યા છે. બાકીના અમે અહીં છીએ!' દારૂથી તે બહુ આનંદમાં આવી ગયો હતો. 'કેપ્ટન, બધા નાસી ગયા છે. આ કાફે અમારું છે. દારૂ જોઈએ એટલો છે.' આ સાર્જંટ બોનેફાં મહા ભરાડી ઉઠાઉગીર ઘરડો પુરુષ હતો અને પોતાના ઉપરીઓની સામે થવા માટે જાણીતો હતો. તે પ્રભુથી કે પુરુષથી કોઈથી ડરતો નહિ. તે મોટેથી હસ્યો અને બોલ્યો: 'લોકો એવા ભ્રમમાં છે કે પેલા જર્મનોએ ફ્રાંસને હરાવ્યું છે!'

"બાકીના વૃદ્ધો આ સાંભળીને જોરથી હસી પડયા.

"હું બોલ્યો: 'તેઓ ટૂંકામાં આવે છે.' એટલામાં મારા પગ કહ્યું કરવા ન લાગ્યા. હું મારી કંપનીના સત્તર માણસોને ઉદ્દેશીને બોલ્યો: 'અહીં તમે ખાઓ પીઓ.' પછી હું બેસી ગયો. અચાનક જગ્યા ગોળ ગોળ ફરતી જણાઈ. પછી વાતાવરણ એકદમ લાલ થઈ ગયું, પછી જાંબુડિયા રંગનું અને પછી સાવ અંધકાર...હું જમીન ઉપર ગબડી પડયો. એક વૃધ્ધે મારું ઘવાયેલ માથું પોતાના હાડકાંના માળા જેવા ઘૂંટણ ઉપર ટેકવ્યું હતું. બીજો મારા ગળામાં બ્રાંડી રેડતો હતો. એક ત્રીજો બૂમ મારતો હતો: 'એના કાન જોરથી કરડો—તરત ભાનમાં આવશે.' ચોથો જવાબ આપતો હતો: 'મારે દાંત નથી તે કરડું શી રીતે?' મને બેભાનીમાંથી જાગ્રત કરવાના ઘરડા સિપાઈઓના આ બધા ઇલાજ

અધૂરા હશે તેમ પાંચમો મારા ચહેરા ઉપર ઝપાટા મારતો હતો.

"જવાબમાં ભયાનક ગાળા અને શાપોનો ઉચ્ચાર થયો. વૃદ્ધ સાર્જંટ બોનેફાંએ કહ્યું: 'હરામખોરો નાસી ગયા છે. કાંઈક ઉટંગ વાત હવામાં પ્રસરી રહી છે. કોઈ કહાણી ચાલતી હોય એમ જણાય છે. તેમાંનો એક કહેતો હતો કે પેલા જર્મનો છેક અહીં સુધી આવી પહોંચ્યા છે. ત્યારે મેં કહ્યું કે ભલા, તો પછી જઈને તેમને અટકાવતા કેમ નથી? પણ નહિ. તમારા સત્તરે જણા હથિયાર અને ડ્રેસ છોડીને નાસી ગયા. તેઓ કહેતા હતા કે ટેંકોની સામે રાઈ-ફલ શું કામ કરે? વળી એમ પણ એઓ કહેતા હતા કે આપણો વિશ્વાસઘાત કરવામાં આવ્યો છે; આપણને વેચી દેવામાં આવ્યા છે. એ તો માત્ર મનોબળનો સવાલ છે. તેઓ નાઠા. મેં માત્ર કહ્યું : 'થુ!'

"હું મુશ્કેલીથી બેઠો થયો. મેં કહ્યું: 'મને કશી સમજણ પડતી નથી.' અમે પાછા હઠ્યા, પણ...પણ આ શું?

"કચ્ચડડડ ક્રેશ! બારીના કાચના ભુક્કા ઊડી ગયા. સૌથી ઘરડા સાવજે—એ બીજો કોઈ નહિ પણ જેનો ભાઈ સેડાનની લડાઈમાં હતો તે સાર્જંટ મેજરે—ધાતુનો પાણીનો લોટો બારીમાંથી રસ્તા ઉપર ફેંક્યો હતો. એ કૃત્ય દારૂના ઘેનમાં કરવામાં નહોતું આવ્યું; એ ક્રોધ હતો; હા, એ ભયંકર ક્રોધનું પરિણામ હતું. ભૂખરા વરૂની પેઠે તે ઘણો ઘરડો સાવજ ગુસ્સાથી ઘૂરકતો હતો. તે ઊભો થયો. તેના કંતાઈ ગયેલ ગળામાંથી ભાંગેલ પિયાનોના જેવો અવાજ નીકળ્યો: 'ચૂપ રહો!'

"દોસ્તો, એના અવાજમાં સત્તા હતી. અમારી પ્રકૃતિ સત્તાને સાંભળવાની હતી એટલે અમે સાંભળી રહ્યા.

"તેણે જૂની લશ્કરીઓમાં સામાન્ય એવી ગંદી ગાળો દેવા માંડી: 'ચૂપ રહો, ગંદાં ગાજરનાં પૂતળાંઓ! તમે દરેક ભેંશના

ભાઈ, ચૂપ રહો ! તમે દારૂડિયા દેડકાઓ, મોં બંધ કરો ! એ હરામખોર, તું પેલો છેલ્લો બેઠો છે તે, હું બોલું છું. ત્યાં સુધી પાઈપ પીવાનું બંધ કર ! હું બોલું છું તે ઉપર ધ્યાન આપો છો કે ? હં, ઠી-ઈ-ક ! નહિ તો માથાં ભાંગી નાખીશ. પગ નહિ ઘસો ! પેલા જર્મનો આવે છે. તો સ્થિતિ ગંભીર ગણાય. તમે સમજો છો ને? પેલા કહેતા હતા કે ફ્રાંસને વેચી દેવામાં આવ્યું છે. તે હું નથી જાણતો. હું તો એટલું જાણું છું કે સ્થિતિ ગંભીર છે. હું એટલું જાણું છું કે અસલના વખતમાં એ જર્મનો માત્ર લોટની કણકના લોંદા ઉપરથી ચાલી શકત અને એ લોંદો એ મારું મુડદું હોત. અને હું જો તમારો સાર્જન્ટ મેજર હોત તો તમારાં મુડદાં પણ ત્યાં જ હોત. હું તોપના ગોળાથી મરી જાત અને મારા શરીરની ઝીણી ઝીણી કાંકરી થઈ ગઈ હોત અને એ કાંકરી દુશ્મનોની આંખમાં ગઈ હોત ! પણ હવે ! હવે શું બને છે ? બધા દોડે છે-બધા નાસે છે ! બિનલડાયક લોકો ! હા, પણ તેઓ તો પોતે જ મશ્કરીરૂપ છે. તેઓ નાસે, એમાં નવાઈ નથી. પણ જ્યારે સિપાઈબચ્ચા નાસે ત્યારે તો એક કાયદો બની જાય છે. સિપાઈબચ્ચાને પગાર આપવામાં આવે છે તે લડવાને માટે — સામી છાતીએ લડવાને માટે—નાસવાને માટે નહિ. તેમનું જીવન જ લડવા માટે છે, નાસવા માટે નહિ.'

" 'ત્યારે હવે શું ? આપણે ઘરડા માણસો છીએ. પણ આપણે મરદ છીએ. ભલે આપણે ગયા જમાનાના સિપાઈ છીએ; પણ આખરે છીએ તો સિપાઈ જ. આફ્રિકામાં હજારોની સામા આપણે એકલા ઊભા હતા છતાં આપણે નાઠાં નહોતા. આપણે મરણની અણી પર આવીને ઊભા તે વખતે, આ લોકો નાસે છે ત્યારે, આપણે લડયા હતા તે શા સારુ ? આપણે શેને માટે જીવ્યા ? જે જે આપણે ઊભું કર્યું તે બધું તંબાકુની રાખ પેઠે ઊડી જાય તે જોવા માટે ? '

"બીજા નવ સાવજોના મોમાંથી ધુરધુરાટ નીકળ્યો. તેમનું દારૂનું ઘેન ઊડી ગયું હતું, અને તેઓ ઘૂરકયા. હું પણ તેમની જોડે જોડે ઘૂરકયો. પેલાએ આગળ ચલાવ્યું :

"'મારે માટે કહું તો મારે તો આશરે વીસ વર્ષ વધારે જીવવું છે. પણ શેતાનના જણ્યાઓનું સત્યાનાશ જાઓ — જનમ્યો ત્યારથી આજસુધીમાં હું વીસ હજાર વાર મોત ઉપર થૂંકયો હોઈશ અને એ વીશ હજાર વાર હું એમાંથી છટકી આવ્યો છું. અને તમે બેવકૂફ ગલૂડિયાંઓ! તમે પણ મારી પેઠે મોતની સામે અગણિત કુસ્તીના દાવ ખેલ્યા હશે. કારણ કે તમે પણ મારી માફક સિપાઈબચ્ચા છો. ઠીકછે, વારુ! સિદિ ફૌઝી આગળ જુવાનિયાઓ સૂતરના તાંતણા પેઠે તૂટી ગયા ત્યારે આપણે જૂના રીઢા સિપાઈઓએ નાગી તલવારોથી વિજય મેળવ્યો. તો હવે આજ પણ એ જૂના, ઘરડા, રીઢા સિપાઈઓ ફ્રાંસને બચાવશે. જુઓ, પેલાઓએ પોતાના ડ્રેસ અહીં ફેંકયા છે. વારુ, તો આ રહ્યાં હથિયાર, આ દારૂગોળી અને આ કિરચો! તમારે આથી વધુ શું જોઈએ? રેજિમેંટનું બેન્ડ! થૂ! છટ! ચાલો પોશાક પહેરી લ્યો, અને હથિયારો હાથમાં લઈ લ્યો. હું હુકમ આપું છું: સજ્જ થાઓ! ફ્રાંસ ઝિંદાબાદ! જર્મનો મુર્દાબાદ!'

"અને દોસ્તો, હું જાણે સપનું જોતો હોઉં તેમ, આ દશ ઘરડા સિપાઈઓને — પેન્શન ઉપર નિવૃત્ત થયાંને જેમને વર્ષો વીતી ગયાં તેમને — ઘસાઈ ગયેલા, પિસાઈ ગયેલા, છુંદાઈ ગયેલા પણ જેમણે ફ્રાંસના સામ્રાજ્યની અનેકાનેક લડાઈમાં બહાદુરીથી ભાગ લીધેલો તેવા રીઢા સિપાઈઓને — લડાયક પોશાક પહેરતા અને શસ્ત્ર સજતા જોયા. તેમણે પાઈપો ગજવામાં મૂકી દીધી. કેટલાકોએ પટા ઊંધા બાંધ્યા. પણ તેમાં શું? તેમણે રાયફલો ભરી. તેમાંનો સૌથી નાનો ચોસઠ વર્ષનો સિપાઈ—જેને બીજા 'બોલો' કહેતા તે અને જે પોતે ગયા મહાયુદ્ધમાં ઘોડેસવાર હતો—તેણે પેલા અતિ

વૃદ્ધ સાર્જન્ટ મેજરને રાયફલ કેમ ભરવી તે શીખવ્યું. એ અતિ વૃધ્ધે આ નવી રાયફલ જોયેલી જ નહિ. એણે તો જૂની 'શેસપો' અને 'લેબલ' રાયફલો જ વાપરેલી.

"આ બધી તૈયારી પછી સાર્જન્ટ મેજરે પાછું કહ્યું: 'ચાલો આગળ વધો, હરામખોરો! તમે અમર રહેવા માગો છો?' મેં આના જેવો ઊર્મિભર્યો, બહાદુરીભર્યો યુદ્ધનો પડકાર કદી સાંભળ્યો નથી. મારી પાસેના ટેબલક્લોથમાંથી એક પાટા જેટલું ચીંદરડું ફાડીને મેં મારે માથે જખમ ઉપર બાંધી લીધું. હું ઊભો થયો. કવાયત વખતે જેમ ઊભા રહીએ તેમ હું ઊભો રહ્યો. મેં તેમની સામે ગર્જના કરી: 'આ તમે માંડયું છે શું? સાર્જંટ મેજર, તમે તમારી પદવી ભૂલી જતા હો એમ લાગે છે! સંભાળ નહિ રાખે, તો યાદ રાખજે હરામખોર કે તારું એકેએક હાડકું ભાંગી નાખીશ. સમજ્યો? આ કંપનીનો ઉપરી કોણ છે? હું કેપટન વિકટર ઇક્સ કે તું સાર્જંટ મેજર? ચલાઓ, લાઇનમાં ઊભા રહી જાઓ. કૂતરાઓ, તમે મરદનાં ફરજંદો છો કે કાગડા છો? બસ થયું—ચૂઉ ઉપ—ચૂઉઉઉપ આર્મ્સ! લેફ્ટ, રાઈટ, લેફ્ટ, કિવક માર્ચ!'

"એ એક સ્વપ્ન હતું—પરિકથા હતી. આ દસ સિપાઈઓમાંથી નાનામાં નાના સિપાઈની ઉમર સાઠ હતી! દસેનાં મળીને લગભગ સાતસો વર્ષ થતાં હતાં! આ દસ માણસોને મોખરે રહીને હું જર્મન ટેંકોરૂપી મહાસાગરને આગળ ધસતો અટકાવવા જંગે-મયદાનમાં પડ્યો.

"નાસી ગયેલાં લશ્કરના સરસામાન અને મુડદાંથી ઢંકાયેલ માર્ગ ઉપર ફ્રેંચ કીર્તિના પ્રતીક રૂપે સાતસો ને ચાલીસ વર્ષ કદમ-કદમ આગળ વધતાં ગયાં. તેમાંનો હું ચાલીસ વર્ષનો હતો.

"ટેંક્સ આગળ ચાલ્યાં ગયાં હતાં. પાયદળ લશ્કરનો સમુદ્ર કૂચ કરતો જતો હતો. મેં એક ખૂણો શોધી કાઢ્યો. એ ખૂણો

સરસ હતો. તેને કુદરતી રક્ષણ મળતું હતું, પણ મને તેની લગીરે દરકાર ન હતી. મારે મન આ યુદ્ધ નહોતું, માત્ર લડતાં ફ્રાંસના આત્માની સંજ્ઞા હતી. ફ્રાંસની સાથે મારે પણ મરવું રહ્યું એમ મને લાગી ગયું હતું. અને આ બધી તૈયારી મરવા માટે જ હતી. આશ્ચર્ય પમાડે તેવા આ અતિ વૃદ્ધ સિપાઈઓએ મને શરમમાં નાખી દીધો હતો. અને તેઓ સાચા હતા.

"અમે જર્મનોને આવતા જોયા. અમારી પાસે માત્ર રાઈફલો હતી. અને દરેકની પાસે ચાલીસ ચાલીસ ગોળીઓ હતી. અમે બધા સૂઈ ગયા હતા. હું સાર્જંટ બોનેફાં પાસે હતો. રાઈફલના કૂંદાને પોતાના ચીમળાઈ ગયેલા ગાલ સાથે ચાંપતો, હર્ષનાં આંસુ સારતો તે વૃદ્ધ પોતાની રાઈફલને ઉદ્દેશીને કાંઈક ગૂંજી રહ્યો હતો. તેના જર્જરિત હાથ રાઈફલને પકડી રહ્યા હતા. રાઈફલ પકડવામાં પડતા શ્રમને લઈને તેના એ કંતાઈ ગયેલા હાથ ઉપરની તરી આવેલી લીલી નસો અને દબાણથી ધોળા થઈ ગયેલા આંગળાંના નખ મારી આંખે ચડતા હતા. જર્મનો અમને જણાયા. મેં હુકમ આપ્યો: 'હોશિયાર!' જ્યારે તેઓ સોએક વાર છેટે રહ્યા ત્યારે મેં કહ્યું: 'તૈયાર!' અને પંચોતેર વાર છેટે રહ્યા ત્યારે મેં બૂમ પાડી: 'ગોળી છોડો!' મેં ગર્જના કરી અને મારી રાઈફલથી મેં એક અમલદારને તોડી પાડ્યો. બીજી દસ રાઈફલો વછૂટી એનાથી નવ જર્મનો તરફડી પડ્યા.

આ તો કોઈ સંભાળપૂર્વક થયેલ હુમલો હશે એમ તેઓ સમજ્યા હોવા જોઈએ. એઓ જુદું જુદું રક્ષણ લેતા ઊભા રહી ગયા. અમે નિરાંતે નિશાન લઈને માણસોને આંટતા ગયા. પણ મારા બિચારા ટોલીના સાવજો! તેમનાં જીર્ણ શરીર કેટલું જીરવી શકે! તેમની વૃદ્ધ આંખ કેટલું જોઈ શકે! તેમના કંપતા હાથ કેટલું નિશાન લઈ શકે! પાંચ પાંચ ગોળીમાંથી માંડ એક ગોળી નિશાન

પાડતી હતી! અરે પ્રભુ, જો મારી પાસે એકાદ–બે મશીનગન હોત તો આ રક્ષણ વગર ઊભેલ જર્મનોની મેં અસંખ્ય ખુવારી કરી હોત, પણ નહિ; જે થયું તે વધારે સારું હતું–વધારે મહાન હતું. ફ્રાંસનાં યુદ્ધોમાં સારુંય જીવન ગાળનાર, વૃદ્ધાવસ્થા અને અશક્તિથી ધીમે ધીમે મૃત્યુ સમીપ આવતા જતા આ દસ વૃદ્ધો મહાન હતા.

"અમારું દારૂખાનું ખલાસ થઈ ગયું ત્યાં સુધી અમે ગોળીઓ છોડયા કરી. તે દરમ્યાન, જર્મનોએ મશીનગનો શરૂ કરી દીધી હતી. પહેલો બોનેફાં પડયો. તેની શ્વેત મૂછ ઉપર રત્ન જેવું માત્ર એક લોહીનું ટીપું મેં જોયું. બીજું કશું નહિ. એ સ્મિત કરતો કરતો મૃત્યુ પામ્યો.

"મેં મારી છેલ્લી ગોળી છોડી. 'આ ગોળી તારે માટે બોનેફાં!' પછી હું ઊભો થયો. મારું માથું ફાટ ફાટ થતું હતું. મેં ચીસ પાડી: 'ધસો!' મારા એક હાથમાં મેં બેયોનેટ પકડી હતી, બીજા હાથમાં રીવોલ્વર હતી. 'આગળ ધસો!' મેં ફરીથી ગર્જના કરી. પણ તેટલામાં તો મારા પગ ઉપર હથોડો અફળાયો હોય એમ મને લાગ્યું. ઝાડને અથડાઈને એક ગોળી આવી તેણે મારાં ઘૂંટણના કુરચેકુરચા ઉડાવી દીધા. હું ક્રોધથી, નિરાશાથી બૂમ પાડતો ગબડી પડયો. મારે મારા દાદા જેવડા શૂરવીર સિપાહીબચ્ચા જોડે મરણને ભેટવું હતું.

"હું અસહાય પડી રહ્યો અને જોઈ રહ્યો. કિરચ ચડાવેલ રાઈફલો જોડે મેં એ દસ વૃદ્ધ સાવજોમાંના બચેલા છેલ્લા ચાર સાવજોને દુશ્મનો સામા પગ માંડતાં જોયા. વીસ હજાર જર્મન સિપાઈઓની સામા આ ચાર અશક્ત, સંધીવાથી પીડાતા, માંડ માંડ ઊભા રહી શકતા વૃદ્ધોને દોડતાં હું નીરખી રહ્યો.

"મશીનગને ગોળીની જ્વાલા ફેંકી: ઍટ, ઍટ, ઍટ, ઍટ! વૃદ્ધ સાર્જંટ મેજર અને બીજો એક જણ ગબડી પડયા. બાકીના

એ ધીમે પગલે દોડતા રહ્યા. ખુદ જર્મનો પણ આ દિવ્ય દશ્ય જોઈને થંભી ગયા હશે એમ લાગે છે. તેઓએ પોતાની મશીનગનો બંધ કરી. એક અમલદાર આગળ આવીને ઊભો અને પોતાના હાથથી એણે કાંઈ ઇશારત કરવા માંડી. છેલ્લા બે સાવજો વધારે ગતિથી દોડયા. અમલદારે પોતાની પિસ્તોલ ફોડી. તેમાંનો એક ગબડી પડ્યો. પડતાં પડતાં તેણે પોતાની રાઈફલ જર્મનો સામે ફેંકવાનો યત્ન કર્યો. પણ એના અશક્ત હાથ એ કેમ કરી શકે ?

"અને એને પરિણામે બળવાન જર્મન સૈન્ય સામે છેલ્લો ઘરડો સાવજ ધસ્યો. પેલા જર્મન અમલદારથી દસ વાર છેટે તે અટકી ગયો. તેની છાતી અને ખભાં ઊંચકાતાં અને શ્વાસથી થડકતાં મેં જોયાં. એની શક્તિની મર્યાદા આવી રહી હતી. એના મનોબળથી પણ એ એક ડગલું આગળ ભરી શકયો નહિ. દુઃખ, દર્દ અને ઊભો ન થઈ શકતો હોવાથી હું શરમથી ગાંડો બની ગયો. મેં ચીસ પાડી : 'વિવ લા ફ્રાંસ !' છેલ્લા શૂરા સાવજે પોતાની તમામ શક્તિ એકઠી કરીને ધીમા, ચિરાતા, શક્તિવિહોણા સાદે પડઘો પાડયો : 'વિવ લા ફ્રાંસ !' પણ ધીમી, અશક્ત, ચિરાતી ચીસ પણ એવી વિરાટ, એવી તેજભરી લાગી કે પૃથ્વી પણ જાણે એક ક્ષણ ફરતી અટકી ગઈ અને આકાશ પળભર થંભી ગયું......'વિવ લા ફ્રાંસ !' તરત તે ગબડી પડ્યો, કારણ કે તેનું હૈયું અટકી ગયું હતું.

"ટોલી ગામના દસ વૃદ્ધ સાવજોનો આ અંત !

"હું એ જ દશામાં લગભગ મૃત અવસ્થામાં ત્રણ દિવસ પડી રહ્યો. મને કોઈએ શોધી કાઢયો. મારો પગ ચાલ્યો ગયો હતો. મારો પગ ગયો એથી હું આનંદ પામ્યો હતો. પેલા મહાન વૃદ્ધોની સાથે દટાવાનું માન મને મળે તેમ નહોતું; પણ મારા શરીરનો અમુક ભાગ તો એ મહાત્માઓ સાથે માટીમાં મળ્યો એથી મારી છાતી ગર્વથી ફુલાઈ ગઈ.

"જેટલા તેના પુત્રો મહાન છે તેટલી એક પ્રજા મહાન છે. ફ્રાંસ પેલા દસ વૃદ્ધ સાવજ જેટલું મહાન છે. બીની પેઠે તેઓ જમીનમાં વવાયા છે, તેમનામાંથી વૃક્ષ કરતાં પણ વધુ બળવાન અને વધુ સુંદર વસ્તુ ઉત્પન્ન થશે. આવા પુરુષો મરતા નથી. પ્રભુ મને પણ આવો અંત અર્પો !"

કેપ્ટન વિકટર ઇકસે પોતાની વાર્તા પૂરી કરી, અને એ અમર દસ વૃદ્ધોની–એ દસ વૃદ્ધ સાવજોની–સ્મૃતિને અંજલિ અર્પતા હોય એમ સૌ ક્ષણભર મૌન જાળવી રહ્યા.

# શ્રી. ઝવેરચંદ મેઘાણીના ગ્રંથો

## લોકકથાઓ-વાર્તાઓ

| | | | |
|---|---|---|---|
| ૧ | સૌરાષ્ટ્રની રસધાર | ભા. ૧ | ૨–૮ |
| ૨ | ,, ,, | ભા. ૨ | ૨–૦ |
| ૩ | ,, ,, | ભા. ૩ | ૩–૦ |
| ૪ | ,, ,, | ભા. ૪ | ૨–૮ |
| ૫ | ,, ,, | ભા. ૫ | ૩–૦ |
| ૬ | સોરઠી બહારવટિયા | ભા. ૧ | ૨–૦ |
| ૭ | ,, | ભા. ૨ | ૩–૦ |
| ૮ | ,, | ભા. ૩ | ૨–૮ |
| ૯ | દાદાજીની વાતો | | ૧–૪ |
| ૧૦ | ડોશીમાની વાતો | | ૧–૪ |
| ૧૧ | કુરબાનીની કથાઓ | | ૧–૦ |
| ૧૨ | જેલઓફિસની બારી | | ૨–૪ |
| ૧૩ | પ્રતિમાઓ | | ૨–૮ |
| ૧૪ | પલકારા | | ૩–૦ |
| ૧૫ | નવલિકાઓ | ભા. ૧ | ૩–૦ |
| ૧૬ | નવલિકાઓ | ભા. ૨ | ૩–૮ |
| ૧૭ | રંગ છે બારોટ ! | | ૩–૦ |
| ૧૮ | માણસાઈના દીવા | | ૩–૦ |
| ૧૯ | વિલોપન | | ૩–૦ |
| ૨૦ | ચપટી ધૂળ | | ૦–૧૨ |
| ૨૧ | સંસાર | | ૦–૧૨ |
| ૨૨ | કંકાવટી | ભા. ૧ | ૧–૮ |
| ૨૩ | ,, | ભા. ૨ | ૧–૮ |

## રાસ-ગીતો

| | | | |
|---|---|---|---|
| ૨૪ | રઢિયાળી રાત | ભા. ૧ | ૧–૮ |
| ૨૫ | ,, | ભા. ૨ | ૨–૦ |
| ૨૬ | ,, | ભા. ૩ | ૧–૮ |
| ૨૭ | ,, | ભા. ૪ | ૧–૮ |
| ૨૮ | ચૂંદડી | ભા. ૧ | ૧–૮ |
| ૨૯ | ,, | ભા. ૨ | ૧–૮ |
| ૩૦ | સોરઠી ગીતકથાઓ | | ૧–૦ |
| ૩૧ | હાલરડાં | | ૦–૧૦ |
| ૩૨ | કિલ્લોલ | | ૧–૦ |
| ૩૩ | વેણીનાં ફૂલ | | ૧–૦ |
| ૩૪ | એકતારો | | ૧–૮ |
| ૩૫ | રવીન્દ્રવીણા | | ૨–૮ |
| ૩૬ | યુગવંદના | | ૩–૦ |
| ૩૭ | બાપુનાં પારણાં | | ૦–૧૨ |
| ૩૮ | સોરઠી સંતવાણી | | ૦–૩ |

## નવલકથાઓ

૩૮ સત્યની શોધમાં ૩–૦
૩૯ નિરંજન ૩–૦
૪૦ સોરઠ, તારાં વહેતાં પાણી ૪–૮
૪૧ વસુંધરાનાં વહાલાં દવલાં ૩–૦
૪૨ તુલસીક્યારો ૪–૦
૪૩ અપરાધી ૪–૮
૪૪ બીડેલાં દ્વાર ૩–૦
૪૫ વેવિશાળ ૩–૮
૪૬ સમરાંગણ ૩–૮
૪૭ રા' ગંગાજળિયો ૩–૦
૪૮ ગુજરાતનો જય ૧ ૩–૦
૪૯ ,, ૨ ૩–૮
૫૦ પ્રભુ પધાર્યા ૨–૮
૫૧ કાળચક્ર ૨–૦

## પ્રવાસ

૫૨ સોરઠને તીરે તીરે ૧–૮
૫૩ સોરાષ્ટ્રનાં ખંડેરોમાં ૦–૮

## નાટકો

૫૪ રાણો પ્રતાપ ૨–૮
૫૫ શાહજહાં ૨–૦
૫૬ રાજારાણી ૨–૦

## જીવનચરિત્રો

૫૭ બે દેશદીપક ૨–૮
[ લાલાજી ને શ્રદ્ધાનંદજી ]
૫૮ દયાનંદ સરસ્વતી ૧–૮
૫૯ ઠક્કરબાપા ૦–૪
૬૦ સંત દેવીદાસ ૧–૦
૬૧ સોરઠી સંતો ૧–૮
૬૨ પુરાતન જ્યોત ૨–૮

## ઇતિહાસ

૬૩ ધ્વજ મિલાપ ૦–૧૦
૬૪ ભારતનો મહાવીર પાડોશી (ચીન) ૦–૧૦
૬૫ સળગતું આયર્લૅન્ડ ૦–૮
૬૬ એશિયાનું કલંક ૨–૮
૬૭ હંગેરીનો તારણહાર ૧–૮

## વિવેચન તથા લેખસંગ્રહ

૬૮ ધરતીનું ધાવણ ભા. ૧ ૨–૮
૬૯ ,, ભા. ૨ ૩–૮
૭૦ પગદંડીને પંથે ૦–૧૦
૭૧ ચારણો અને ચારણી સાહિત્ય ૧–૦
૭૨ સાંબેલાના સૂર ૨–૮
૭૩ પરિભ્રમણ ૩–૮
૭૪ પરકમ્મા ૨–૮
૭૫ છેલ્લું પ્રયાણ ૨–૪
૭૬ વેરાનમાં ૨–૦

વંઠેલાંને બીજાં નાટકો છપાય છે મિસરનો મુક્તિ સંગ્રામ